## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૨જો, ઉત્તરાર્ધ
દલપતરામ, ભાગ ૩જો
વિચારણા, ભાગ ૧લો
વિચારણા, ભાગ ૨જો
ધર્મમન્થન, ભાગ ૧લો
ધર્મમન્થન, ભાગ ૨જો
નવાં ઉપનિષદો
ગીતમંજરી, ભાગ ૨જો
કેટલાંક કાવ્યો, ભાગ ૪થો
કુરુક્ષેત્રના કાંડો
શ્રી હર્ષ
મુંબઈમાંનો મહોત્સવ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

પ્રથમાવૃત્તિની સાલ

પ્રેમભક્તિ 卐 ગ્રન્થમાળા

# સારથી

* * *

ન્હાનાલાલ દલપતરામ કવિ

પૂર્વપશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે.

ઇન્દુકુમાર, અંક ૧ લો (૧૯૦૯)

વ. સં. ૧૯૯૪ ઈ. સ. ૧૯૩૮

કીંમત સ્હાડા ચાર રૂપીઆ

પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી          ૧૯૩૮          પ્રત ૧૨૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.



મુદ્રકઃ મણિલાલ કલ્યાણદાસ પટેલ,
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોરનાકા—અમદાવાદ.

# અનુક્રમણિકા

# ઇતિહાસની અમૃતાક્ષરી

૧

ઊભા વિરાટને વેશે, ધારી સર્વ વિરાટને,
કાલોઽસ્મિ ઉચ્ચરનારા નમું હું કાળબ્રહ્મને.

૨

બ્રહ્માંડો પ્રગટે–ડૂબે, યુગયુગો ઉગે અને આથમે,
વિશ્વો, કાળતરંગમાં ઉછળતા, ઉઠે–રમે–ને શમે;
ને ભૂગોળ, ખગોળ, સિન્ધુ, સરિતા, ખંડો, ત્રિગુણી કલા,
માનવવંશ, મહાપ્રજા, નૃપકુળો: સૌ બ્રહ્મ કેરી લીલા.

૩

અનન્ત તેજે અવકાશ પાથરી,
અનન્ત તારાગણની કલા કરી,
અનન્ત વિશ્વોથી ભર્યું અનન્તને,
દિક્કાળના મુગટધારક વન્દું અનન્ત બ્રહ્મને

૪

એહ અનન્તને ઘાટે, માંડી અક્ષર સાન્તના,
લખ્યા ગેબે મહામન્ત્રો, ગ્રન્થો એ ઇતિહાસના.

૫

પુષ્પે પુષ્પે જેમ પ્રગટે પરાગો,
પૂડે પૂડે જેમ મધના સુહાગો,
હૈયે હૈયે ગાજતી બ્રહ્મગીતા:
ઇતિહાસોનાં અમર ફૂલડે એમ મ્હેકે કવિતા.

૬

મનુદેહમાં ચેતન જેમ રાજે,
ને ચન્દ્રમાં ચન્દની તો વિરાજે,
ને દેવમાં જેમ દેવત્વનૂરઃ
એવાં સૌ સત્યને દેહે કવિતાનાં મહાપૂર.

૭

ઝીલીને વનની લક્ષ્મી ઉભે કો વડનું થડ,
એવો બ્રહ્મ ઉભેલો છે ઝીલી વિરાટનો વડ.

૮

પાને પાને માંડી પ્રારબ્ધરેખા,
રેખે રેખે ગેબની ગૂઢ લેખા;
શીળી છાયા પન્થીને પન્થ ભાવેઃ
એ વડલાનાં દૂધ પુરુષનાં પૌરુષોને ખિલાવે.

૯

પાડે તરંગો નિધિતીર પાય,
સમીરણો વિશ્વ જ સ્પર્શી જાય;
પુષ્પો દશે દિશ પરાગ નાંખેઃ
સંસારો એ સકળને ઇતિહાસ ભાખે.

૧૦

ગૂઢ કો ઘૂમડી ઘુમે પ્રકૃતિ ને પુરુષ બે;
એહ બ્રહ્મલીલામાંથી બ્રહ્માંડો ગેબમાં વહે.

૧૧

પ્રારબ્ધવર્ષા ગગનેથી વર્ષે,
પુરુષાર્થવાવ્યાં બીજને પ્રફુલ્લે;
કલ્યાણલક્ષ્મી જગમાં છવાઈ રૂહેઃ
કીર્તિસ્હોરી પ્રજાઓનાં કીર્તિનાં જયગીત એ.

૧૨

ઉછળે મોજાં ચુમ્બીને આભતીર,
ભીંજવે આવી પૃથ્વિને વજ્રનીર;
નભપૃથ્વીની ભેખડો ભવ્ય મધ્યે
ઘૂમે–ગર્જે ગહન ગહરાં કાળનાં પૂર વિશ્વે.

૧૩

રાજા, રાજ્યો, મહારાજ્યો, પ્રજા, મહાપ્રજા બહુ,
સંસ્કારો ને સંસ્કૃતિઓઃ મોજાં એ કાળનાં સહુ.

૧૪

દિન એક, ત્હો યે દિન બ્રહ્મનો જ,
ઘડી એક, ત્હો યે ઘડી બ્રહ્મની જ;
એ બ્રહ્મ કેરી ક્ષણછાંયડીમાં
આ લોકના યુગયુગો બહુ યે સમાયા.

૧૫

પાંખો ખોલી આભ ને કાળ માપ્યાં,
પીંડ પીંડ ભવ્ય બ્રહ્માંડ સ્થાપ્યાં;
નેત્રો વર્ષે જન્મ ને મૃત્યુ બન્નેઃ
એવા ગરૂડે શ્રી હરિ ચ્હડીને ઘૂમતા દિગ્દિગન્તે.

૧૬

નદી સિન્ધુ શિખરોની શિલાઓ માંડી કારમી,
યુગોની કાળગાથા ત્ય્હાં લખી માનવવંશની.

૧૭

જમના ક્ષિપ્રા સોન સરસ્વતીએ,
ટૈબર નીલા સીન ને ટેમ્સઆરે,
ગિરિશૃંગોએ, સિન્ધુને ઘાટઘાટે,

૧૨

ઘેરાં રણમાં, ગહન વનમાં, દેવદેવીની છાયે,
માંડી ત્ય્હાં રાજધાની મહીતલવિજયે સૌ ચ્હડી સંસ્કૃતિઓ.

૧૮

સરયૂ ગોમતી ગંગા જોર્ડન્ હેલમન્ડ નિરંજના,
શાસ્ત્રે ધર્મામૃતે પુણ્યે ધૂવે પાપો મનુષ્યનાં.

૧૯

રણધ્વજે કે રાજધ્વજે, વા
ધર્મધ્વજે જે જયમન્ત્ર માંડે,
દેવી કહો, કે દેવ ફ્હો, ભાગ્ય ફ્હો વા,
છે ગેબી વિશ્વવિજયી વર બ્રહ્મયોગ એ.

૨૦

હાર્યાં જીત્યાં કુરુક્ષેત્રો, નથી કંઈ હારજીત એ;
હારે જીતે સંસ્કૃતિઓ, સાચી એ હારજીત છે.

૨૧

શ્રી કૃષ્ણના ગોપધન વેણુશંખ,
ભિક્ષાખપ્પર બુદ્ધનું, ખ્રીસ્ત ક્રૂસ,
ઝરથૂસ્ત્રની અગ્નિવેદી, ઈસ્લામી બીજચન્દ્રઃ સૌ
પૂજાશે પૂજ્યભાવે, તવ ગડગડશે પૃથ્વિઅનભેપડો એ.

૨૨

ગોળાર્ધોની બ્રહ્મતુલા સમધારી હરિ ભણી
પૂર્વપશ્ચિમ બે પાંખે ઉડે છે પૃથ્વિપંખિણી.

૨૩

ચારે દિશાઓ સમ ચાર ખંડો,
પંચેન્દ્રિયો શી સંસ્કૃતિઓ ય પાંચે,

સપ્ત સિન્ધુ, નવે ગ્રહો, નક્ષત્રોની દીપાવલિ,
ગાશે સંવાદગીતો, તવ પૃથિવિતલે ઉગશે બ્રહ્મયોગ.

૨૪

માનવવંશનાં પૂર, પ્રવાહો ઇતિહાસના,
ધપે છે બ્રહ્મમાર્ગે સૌ, ગાતાં જય બ્રહ્મયોગના.
એ બ્રહ્મપદે રમજો આ મીમાંસા કાળબ્રહ્મની.

---

# પ્રસ્તાવના

જગતનો કાળપ્રવાહ કઈ દિશે વહે છે ? ને કઇ દિશાનું કાળવહન માનવકુળને શ્રેયસ્કર છે ? આજની મહાપ્રજાઓ અને મહાસંસ્કૃતિઓ કેવાક મનોરથો ઘડેસેવે છે ? અને એમના કેવાક મનોરથો માનવવંશના કલ્યાણકારક નીવડે ? આજના જગત્‌રોગની ઓષધિ કઈ છે ? એવાં એવાં ઇતિહાસદર્શન વાંચવાનો આ મ્હારો યત્‌કિંચિત્ વાર્તાપ્રયત્ન છે. અને ભવિષ્યનાં માતાપિતા છે ભૂત ને વર્તમાન. એટલે લગ્નપ્રસંગે ગોત્રોચ્ચારને અવસરે દંપતીપક્ષનાં જનનીજનકની ત્રણ ત્રણ પેઢીઓનું પેઢીનામું ઉચ્ચારાય છે એમ આ ગ્રન્થમાં પણ ભૂતવર્તમાનનો ગોત્રોચ્ચાર છે. જગતના મહાપ્રશ્નો વિલોકતાંઅવલોકતાં જગતના ઇતિહાસ સૌને ઉચ્ચરવા પડવાના. ભૂતકાળના ને વર્તમાનકાળના રંગોમાં પીંછી બોળ્યા વિના ભાવીનાં વિશ્વચિત્ર કે કલ્યાણમાર્ગ ચીતરનારા કલાસ્વામી પાકે ત્ય્હારે ખરા. આ ગ્રન્થદર્શનમાં ભૂલ હોય તો તે ભાવની નથી; દૂરબીનની હશે કે સૂક્ષ્મદર્શક યન્ત્રની હશે, કલાધીશની પીંછીના કે રંગ મેળવણીના શ્રમઅધુરપની ઓછી હશે. પ્રજાપ્રજાના રાશિમંડળો ને નક્ષત્રઝૂમખાંઓએ માનવવંશના જોષ જોયા છે ને લખ્યા છે, ને કાળયોગના બોલ ઉચ્ચાર્યા છે. આભલખ્યા એ જ્યોતિષ્‌મન્ત્રો ઝાંખાંયે નથી કે અસ્પષ્ટે નથી, તેજસ્વી છે ને તગતગતા છે. ઈતિહાસનું વર્ષફળ નહિ, યુગફળ નહિ; જીવનફળ–જન્મોત્રી વાંચવે અંહી કંઈ ભૂલ રહી હોય તો એ તારકમન્ત્રોની નથી કે જ્યોતિષીના

હૈયાભાવની નથી, માનવીની માનવઅપૂર્ણતાની હશે. યથાશક્તિમતિ વાંચેલી, ઘડાતા જગતઈતિહાસની, આ મ્હારી કાળમીમાંસા છે.

અને એમાંય તે વળી આજનું સંસારશાસ્ત્ર કે સંસારનું ફલજ્યોતિષ્શાસ્ત્ર પૂર્ણદશા પામેલું નથી, પણ પૂર્ણતાને પન્થે છે. અર્થશાસ્ત્રના મહાશાસ્ત્રીઓ બોલે છે કે અર્થશાસ્ત્રના નિયમો ને નિર્ણયો, વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તો ને નિર્ણયો સમા, નિશ્ચયાત્મક નથી, પણ Tendencies–ફલસંભવ કાળબળો છે; એમ આજના સંસારશાસ્ત્રના પણ સહુ નિયમનનિર્ણયો નિશ્ચયાત્મક નથી, માત્ર Tendencies –ફલસંભવ કાળબળો છે. કાલે જ કાળના નવા ઢાળ આવતાં વ્હેણદિશા પલટાઈ જાય.

ઇતિહાસના ભાવી માર્ગ શોધવાનું દિવસે દિવસે દુનિયાંને દુર્ગમ થતું જાય છે. માનવવંશ પૃથ્વીપાટલે ચાલતો હતો ત્‍યહારે પૃથ્વીપગથારે ચીલા પડેલા હતા, ને એ ચીલાઓમાં રાજાપ્રજાના રથ ચાલતા. આજે અધિકા ચિરસ્થાયી ચીલા જેવા સલેપાટો ઉપર આગગાડીઓ દોડે છે. સાગરપગથારે કંઈ જળચીલા પડેલા હોતા નથી; પણ વાદળિયા જળપગથાર પાથરેલો હોય છે, અને એ જળપગથારે જ્હાજો તરતાં વિચરે છે. વાયુયાનમાંથી તો વાતાવરણે દેખાતો નથી ત્‍યહાં વાતાવરણમાંની ધોરી સડકો ક્યહાંથી દેખાય? જગત જેમ જેમ સૂક્ષ્મદેશ ભણી જાય છે તેમ તેમ જગતને અદૃશ્ય માર્ગો ઓળખવા–પારખવા–ઓળંગવાના આવે છે.

## ૨, ક્ષણિકમાંનું ચિરંજીવ દર્શન

અને આ તો છે ઇતિહાસના ક્લેડિયોસ્કોપમાંનું ક્ષણિકમાંનું ચિરંજીવ દર્શન. આ ગ્રન્થ મૂળ લખાયો હતો માથેરાનશિખરે ૧૯૩૨ ની ગ્રીષ્મના મે માસમાં; ને સોનાને સંશોધે છે એમ સંશોધન પામ્યો હતો સાબરતીરે ૧૯૩૫ ની વર્ષામાં; અને છએક વર્ષે છપાય છે '૩૮માં. એ દરમિયાન જગતપ્રવાહ કંઈ સ્થિર રહ્યો નથી. દુનિયાના ચલચિત્રો કંઈ કંઈ પલટાયાં હશે, આઘે હતું એ આંગણે આવ્યું હશે, આગાહી હતી એ ઇતિહાસ થયા હશે. દૃષ્ટાન્ત લેખે: ૧૯૩૨ના મે માસમાં દીઠેલું ને આલેખાયેલું આ ગ્રન્થમાંનું અનાક્રમણ વ્રત ૧૯૩૩ માં અમેરિકાના ચન્દ્રિકામહેલેથી પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે ઉચ્ચાર્યું, અને જગતની કવિતા હતી એ વર્ષે-સવા વર્ષે જગતનો રાજમન્ત્ર થયો. પછી થોડાંક પાડોશી રાજ્યોએ પરસ્પરનાં અનાક્રમણ-તહનામાંઓ યે કીધાં છે. ખરૂં; ધરીચક્રે ને સૂર્યમંડળે પૃથ્વી અવિરામ ધપે છે, અને ગઇ ક્ષણ કરતાં આવતી ક્ષણ નવનવીનતાએ ઉગે છે. સૂર્ય અને કાળ પણ એવા અખંડયાત્રાળુઓ છે. કાલે કવિતા હતી એ આજનો રાજમન્ત્ર થાય છે; આજની કવિતા છે એ કાલનો રાજમન્ત્ર થશે.

ઉપનિષદ કહે છે जगत्यां जगत्-નદીની પેઠે નિરન્તર જગત વહેતું છે. સાહિત્યકાર કહે છે કે क्षणे क्षणे यन्नवतामुपैति—ક્ષણે ક્ષણે જે નવીનતાને ધારણ કરે છે. અર્વાચીન રૂપક છે બહુરૂપી ક્લેડિયોસ્કોપનું-ક્ષણબદલાતી પરમાણુમૂર્તિઓનું. મણિકર્ણિકાના ગંગાઘાટનું જગદર્શન ક્ષણિક છે કે ચિરસ્થાયી? ગંગાજીના કો તીર્થઘાટે જઇને

ઉભા રહો, અને પાણી ઝાડીઝુંડો મહૂલીઓ તીર્થવાસીઓથી ભરેલા એ તીર્થદર્શનની હૈયાછબિ પાડી લ્યો. પછી છએક માસે–કે વળતી તિથિએ જ પાછા એ તીર્થઘાટે જઈને એ છબિને શોધોઃ જડશે ? એ તીર્થવાસી કોક હશે, કોક નહિ હોય. એ પાણી તો ક્ષણુપલટામાં પલટાઇ ગયાં હશે. એ ઝાડીઝુંડની સીમરેખાઓ નમી હશે, ઢળી હશે, ક્‌ય્હાંક કપાઈ હશે, ક્‌ય્હાંક નવી મંડાઈ હશે. ત્‌ય્હાંની જોગમહૂલીઓ કોક સંકેલાઈ હશે, કોક પડી ગઈ હશે, કોકે નવશિખરો માંડયાં હશે. છએક માસે પૂર્વનાં કેટલાંક કાળચિહ્નો શોધ્યાં યે નહિ જડે. છતાં છે તો એનો એ જ એ ગંગાઘાટ. પૂર્વનું ક્ષણુદર્શન લોપાયું હશે, પણ એ ક્ષણિકમાંનું ચિરંજીવ દર્શન તો ત્‌ય્હાં અખંડ ઉભું હશે. એવું છે આ ગ્રન્થમાંનું યે કાલગંગાના ઘાટનું જગત્‌દર્શન. ક્ષણુદર્શન છે, એક ઐતિહાસિક ક્ષણુનું ને એક કાળઘાટનું દર્શન છે, છતાં સનાતન કાળદર્શન છે. ક્ષણેક પછી એ પાણી નહિ હોય; કાલે એ આજના સંસારયાત્રાળુઓ કદાચ નહિ હોય; નવા સંસારવાસીઓ આવ્યાં હશે; કંઈ કંઈ દેશસીમાઓ ભૂંસાઈ હશે ને નવી સર્જાઈ હશે; જોગીની છત્રી જેવાં કંઈ કંઈ રાજ્યો ને રાજવંશો પડયાં હશે ને નવાં પ્રગટયાં હશે; છતાં યે આમાંનું મધ્યવર્તી દર્શન છે મણિકર્ણિકાના ઘાટદર્શન સમું ઉન્નતમુખ કાળઘાટનું ચિરંજીવી જગત્‌દર્શન. અખંડ પ્રવાહપૂરે વહતી ને ક્ષણે ક્ષણે પલટાતી ઇતિહાસગંગાના વર્તમાનઘાટનું આ સનાતન દર્શન છે. વહતામાંથી ઉભેલું, ક્ષણિકમાંથી ચિરસ્થાયી, ચંચળમાંથી અવિચળ તત્ત્વ ઝડપીને પાડેલું

આ કાળચિત્ર છે. પૃથ્વીની ગોળી કરીને માનવઇતિહાસનું મહામન્થન આમાં માંડ્યું છે. ઇતિહાસનાં નવનીત કેવાંક ઉતર્યાં છે એ તો પક્ષવાદપર કાળઅભ્યાસીઓ પારખે એ ખરૂં.

વસ્તુતઃ ઈતિહાસમીમાંસાનો આ દર્શનગ્રન્થ છે.

આ ગ્રન્થમાં પીઠભૂમિકા ભૂતકાળની છે, દર્શનચિત્ર વર્તમાનકાળનું છે, કવિતામાંના ધ્વનિબોલ સમા મર્મધ્વનિ ને દિશાનિર્દેશ ભવિષ્યકાળનાં છે. પળે પળે પલટાય, ક્ષણે ક્ષણે આવે ને જાય, એ આવનજાવનની ને ક્ષણુપલટાની સંસારલીલામાંથી સનાતન ઈતિહાસમન્ત્રો સારવીને નવ ઈતિહાસમીમાંસા આલેખવાનો આ શ્રમ છે. એમાં કાળમન્થનનાં સાચાં નવનીત ઉતર્યાં હશે તો જીવશે ને ઝીલાશે.

### ૩, પૂર્વના ઈતિહાસબોલ

ઇતિહાસની કાળવહી વાંચવાના આ આલેખકના પૂર્વપ્રયાસો ગુજરાતજાણીતા છે. એ દિશાકેડીઓ આ ઈતિહાસઅભ્યાસીએ આજ પૂર્વે ચારેક દાયકાઓથી ખેડેલી છે. ૧૯૦૨ ની, ૧૯૦૫ ની, ૧૯૧૧ ની એ ઈતિહાસ યાત્રાઓ ઉપોદ્ઘાતરૂપ હતી, આ ગ્રન્થરૂપ છે. ગુર્જરપ્રજા જાણે છે કે વીસમી સદીનાં આદિ વર્ષોથી, મહારાણી વિક્ટોરિયાના મૃત્યુવર્ષની વળતી સાલથી, મ્હારી પહેલી પચ્ચીસી માંડ પૂરી થઈ હતી ત્ય્હારથી, ૧૯૦૨ થી, હું ઈતિહાસઉપાસક છું, ઈતિહાસની ફિલસુફી આદર્શો ને ભાવનાઓ સારવીને કવિતચરણોમાં યથાશક્તિમતિ ગૂંથું છું, અને સાંભળે એમને કાળગાજન્તા શબ્દે સંભળાવું છું. ૧૯૦૨ માં જોયું કે બ્રિટિશ મંડળમહારાજ્યના દ્વીપકલ્પો

ને દ્વીપાન્તરોની વચ્ચે સાગરપૂર તિથિએ તિથિએ વિસ્તરતાં જાય છે; મંડળમહારાજ્ય સંગઠન માગે છે. અને ત્હારે કહ્યું કે એ 'વિપવતા જલધિજળ' ઉપર પાજ બન્ધાવો, વિખેરાયેલાંવેરાયેલાંનું રાજસંગઠન સાધો.

સાગર ઉપર બન્ધાવોને પાજ,
રઢિયાળા હો રાજ !

આટઆટલે વર્ષે—પૂછું ?—એ પાજો બન્ધાઇ છે ? ત્હારે સાગર હતા એ આજે ઉપસાગર થયા છે કે મહાસાગર ? આર્થિક લેવદેવનાં તહનામાંઓથી મહારાજ્યો સંકળાતાં હશે ખરાં ? કે હૈયાલાવની લેવદેવનાં તહનામાંઓથી ?

અને મ્હારૂં ગુરુઋણ મ્હારે ન વિસારવું જોઇયે. ઈતિહાસવાંચનની કીકીઓ મ્હને મ્હારા ગુરુદેવે દીધી છે. એ ખરૂં છે કે કવિઓ નિજ કાવ્યકીકીઓએ જગતઇતિહાસનો કાળગ્રન્થ વાંચે છે, અને તેથી અન્યને ગૂઢ એવી ઈતિહાસલિપિના અક્ષરો એમને છેક અગમ્ય નથી હોતા. યથાશક્તિમતિ વાંચેલું એક ગુર્જર કવિનું માનવઈતિહાસનું આ કાળદર્શન છે. છતાં મ્હારા ગુરુદેવનો ઋણભાર મ્હારે માથે કાંઈ ન્હાનોસૂનો નથી. ઈતિહાસના પડદા પાછળનું એ વાંચતા. ઈતિહાસની ફિલસુફી એમની આંખોમાં રમતી. કાળના બોલ એમણે ઘૂંટી ઘૂંટીને પીધા હતા. મ્હારા ગુરુદેવ હતા પૂર્વપશ્ચિમનાં ઈતિહાસફિલસુફીના પરમ સમન્વયાચાર્ય. ભરજોબનમાં જગતને જુહાર કરીને જતાં જતાં નિજ ઇતિહાસદર્શનની કીકીઓ ગુરુદેવ જાણે મ્હને ધીરતા ગયા હોયને એમ છેલ્લાં ચાળીશેક વર્ષોથી ગુરુદેવદીધી એ કીકીઓએ કાળદર્શન કરી કરીને,

ગુર્જરી કુંજોમાં પડઘા પડે એમ, એમની સમન્વયાચાર્યની વાણે ઈતિહાસમન્ત્રો ઉચ્ચરતો આવ્યો છું. ગુજરાતને આ કાંઈ અજાણ્યું નથી, કે કહેવું પડે. પણ થોડીક વાનગીઓ ભૂલનારાંઓનાં સ્મરણોને તાજાં કરશે.

પ્રેમભક્તિ–ગ્રન્થમાળાની ટીપના આદિમાં જ એક ન્હાનકડો ગ્રન્થ છે **રાજસૂત્રોની કાવ્યત્રિપુટિના નામનો.** રાજમન્ત્રોનાં એમાં ત્રણ કાવ્યો છે; ૧૯૦૨ નું, ૧૯૦૫ નું, ને ૧૯૧૧ નું. પ્રથમ કાવ્યમાં ઉપર ભાખ્યો એ એક જ રાજમન્ત્ર છે કે બ્રિટિશ મંડળમહારાજ્યની પાંખડીઓ પૃથ્વીભરમાં વેરાયેલી–વિખેરાયેલી પડેલી છે; એ રાજ્ય પાંખડીઓ વચ્ચે 'વિષવતા જલધિજલ સંચરે' છે; સપ્તધાતુમય હિમવાનની શિલાઓ લઈ લઇને 'સાગર ઉપર પાજ' બન્ધાવજો, અને એમ રાજ્યફૂલડાંઓની રાજ્યમાળા ગૂંથજો.

૧૯૦૫ માંનું ઈતિહાસદર્શન વિશાળું છે ને કાળગંગાની પ્રવાહદિશાનાં સૂત્રો બોલે છેઃ

ઈશ્વરદત્ત રાજસૂત્રો આટલાં છેઃ
રાજાપ્રજાનું પરસ્પર દ્વૈતાદ્વૈત તે રાજ્ય;
રાજ્યરાજ્યનું શ્રદ્ધાસંકલન તે મહારાજ્ય;
અનેક રાજ્યમણિઓનું ગુણવત્ સ્નેહકિરણ
એ માનવજાતિનું કાલ્યાણકેન્દ્ર જગતસામ્રાજ્ય.
નિજ નૌકાને એ જળમાં ખેડશો.
મનુષ્યકથાના સાગરઓઘ
એ ત્રિવેણી ભણી વહે છે.

એ કાવ્યમાં બે આંખોના સમી હિન્દબ્રીટનની સમા-

નતા ઉચ્ચરતો પ્રશ્ન બ્રીટનના રાજયુવરાજને ત્ય્હારે પૂછ્યો હતો કે

હિન્દ અને બ્રીટાનિયાને
જમણા ને ડાબાં નયન જેવાં ગણશોને ?

અને પછી કૌટુંબિક ભાગીદારીની સન્મૈત્રી પ્રશ્નરૂપે પૂછીને ઉચ્ચારી હતી કે

મહારાજ્યકુળનું હિન્દ કુટુંબી કે નહી ?

ઈ. સ. ૧૯૦૫ માં પૂછેલા એ બે ઉપમાપ્રશ્નોમાં ભાખેલો હિન્દબ્રીટનનો પ્રજાસંબન્ધ એટલે ભાંડુભાવની સમાનતાની સન્મૈત્રી ને ભાગીદારી. આજે પણ આ આલેખકની એ બે મહાપ્રજાઓના ચિરસ્થાયી પ્રજાસંબન્ધની એ જ ભાવના છેઃ સમાનતાની સન્મૈત્રી ને ભાંડુભાવની ભાગીદારી. મ્હેલોના, મન્દિરોના, કે ફિલસુફીઓના પાયા કાંઈ દાયકે દાયકે કે સદીએ સદીએ બદલાતા નથી.

ત્રણ ત્રણ દાયકા વીતી ગયે બ્રીટનની મહાપ્રજાએ એ કવિપ્રશ્નોના ઉત્તર હજી આપ્યા છે ? હિન્દબ્રીટનની સમાનતાની સન્મૈત્રી સ્થપાઈ છે ?

આ ઇતિહાસમીમાંસાનો મધ્યવર્તી મહામન્ત્ર પણ ત્ય્હારે એ કાવ્યમાં ભાખ્યો હતો કે

હિન્દ અને બ્રીટાનિયા બ્હેનોનું
વર્તમાન કુશળ ને ભાવિ કલ્યાણ
અખંડ બેલડીએ વિચરવામાં છે.

હિન્દબ્રીટનનું પરમ કલ્યાણ છે ઉભયની અખંડ બેલડી; પણ એની પૂર્વપીઠિકા છે સમાનતાની સન્મૈત્રી. અને ત્રાજવાની સમતુલાની પેઠે એનો ભાર ત્રાજુનાં બન્ને ય પલ્લાંને માથે છે.

પછી ૧૯૦૯ માં છપાયો ઈન્દુત્રયીનો પ્રથમ અંક. આ ગ્રન્થનો બીજો ઈતિહાસબોલ ત્‍હારે ઈન્દુકુમારમાં ઉચ્ચારાયો હતો કે

પૂર્વપશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે.

બ્રીટનમાં ત્‍હારે મંડળમહારાજ્ય વિશે રોમન મહારાજ્યની ભાવના બળવતી હતી. યૂનિયનિસ્ટ પક્ષની એ ચેમ્બરલેઇનભાવના. ઇંગ્રેજપ્રજા રોમનપ્રજાની વારસપ્રજા છે એમ બોલાતું. એ ભાવના અનૈતિહાસિક હતી, ખરી નથી. બ્રિટિશ મંડળમહારાજ્ય રોમન મહારાજ્યની ઇતિહાસછબિ નથી, પણ કોનફીડરસી ઓફ ડેલોસની ઇતિહાસછબિ છે એ ઇતિહાસનું વાસ્તવ ચિત્ર આ આલેખકના ૧૯૦૫ પછીનાં કાવ્યમાં છે. ૧૯૧૧માં ભરાયો હતો દિલ્હીમાં રાજ્યારોહણપ્રસંગનો રાજદરબાર; અને બ્રીટનના રાજવીએ પ્રથમ વારકો હિન્દભૂમિ ઉપર ને હસ્તિનાપુરમાં ત્‍હારે પગ મૂક્યો હતો- એ પ્રસંગના કાવ્યમાં શ્લોક છે કે

રાજન્ ! મહારાજ્ય બ્રિટિશ કેરું<br>
ન, રોમ શું, રાજ્યસભાનું એક;<br>
ગૂંથાયું સામ્રાજ્ય જ આ વડેરું,<br>
ડેલોસ પેઠે દ્વીપથી અનેક.

આજે પચ્ચીશી પછીના કાળબોલો કઈ ભાવનાને સાચી કહે છે ? સામ્રાજ્યની કે મંડળમહારાજ્યની ?

અને ઇતિહાસનાં ઋણ ત્‍હારે કહ્યાં હતાં કે

પૂર્વે દીધો ધર્મ પશ્ચિમને જ,<br>
પૂર્વે દીધાં જ્ઞાન વિજ્ઞાન લક્ષ્મી;<br>
પૂર્વે દે છે ભાનુનાં ભર્ગ નિત્યેઃ

અને ઉપનિષદમાંની શિક્ષાવલ્લીમાંનો મન્ત્રબોલ

यान्यनवद्यानि कर्म्माणि ।
तानि सेवितव्यानि । नो इतराणि ।
यान्यस्माकं सुचरितानि ।
तानि त्वयोपास्यानि । नो इतराणि ॥

ઝીલીને એ શ્લોકના જ ચોથા ચરણમાં ચેતે ત્હેમને ચેતાવ્યા હતા કે

ના લેશોજી પૂર્વની મોહરાત્રી.

The coming world race shall be the harmonization of all world races; and the coming world civilization shall be the harmonization of all world civilizations. ત્ય્હારથી મ્હારે મતે જગતના ભાવી ઈતિહાસનાં એ મહાસૂત્રો છે. યૂરોપમાં નિરનિરાળાં પ્રજાસરોવરો રચાય છે; અમેરિકામાં એ પ્રજાસરોવરોના સમન્વયરૂપ યૂરોપી મહાપ્રજા ઘડાય છે; પણ ભારતમાં દિશાદિશામાંથી સંસ્કૃતિવાદળીઓ આવે છે અને પૃથ્વીસમન્વયસ્વરૂપિણી માનવમહાપ્રજા સર્જાય છે. જગતના ઘડાતા ઈતિહાસનાં એ સત્યો પણ ત્ય્હારે ૧૯૧૧માં ઉચ્ચારાયાં છે.

છૂટી છૂટી પ્રજાનાં સરવર વિલસે લક્ષ્મીખંડે યૂરોપે,
ત્હેનાં પશ્ચિમખંડે ઝરણજળ વહી વાડી ત્ય્હાં એક રોપે;
ન્ય્હાળો ! આ ધર્મખંડે દિશદિશ મંહીથી મેઘના સૈન્ય આવે,
ને વાધે માનવીનો કંઈ યુગયુગથી આ મહાસિન્ધુ ભાવે.

પ્રજાઓ ખીલી યૂરોપે, અમેરિકે મહાપ્રજા;
અમારા દેશમાં, રાજન્ ! ખીલે છે માનવીપ્રજા.

એક પગે કોઈ ચાલતું નથી, કે એક પાંખે કોઈ ઉડતું નથી. પૃથ્વી યે બે પાંખે ઉડે છે.

પૂર્વપશ્ચિમ બે પાંખો છે રાજેન્દ્ર ! નૃલોકની;
પરસ્પરને આધારે ઉડે છે પૃથ્વિપંખિણી.

સ્મરણોને સંકોરવાને ને સતેજ કરવાને આ થોડાંક અવતરણો પૂરતાં મનાશે.

રાજસૂત્રોની કાવ્યત્રિપુટિની મ્હારી કાવ્યમાળા પ્રધાનતઃ હિન્દબ્રીટનના ઇતિહાસમન્ત્રોની કાવ્યમીમાંસાની હતી. આ ગ્રન્થમાં પ્રધાનતઃ જગતઇતિહાસની મન્ત્રમીમાંસા છે. હિન્દની છે ૧૨૫ સૈકાજોયેલી પૃથ્વીની પ્રાચીન મહાપ્રજા; બ્રીટનની છે પાંચદસેક સૈકાદીઠેલી પૃથ્વીની અર્વાચીન મહાપ્રજા. પૂર્વકાળની એ હિન્દબ્રીટનની ઇતિહાસમીમાંસા અને આ જગતઇતિહાસની મન્ત્રમીમાંસામાં ઇતિહાસઅભ્યાસીઓને, કળીનું ફૂલ થવા જેવો, એની એ જ ઇતિહાસ ફિલસુફીનો વિકાસક્રમ પેખાશે. આ ગ્રન્થમાં પ્રતિસ્થાપ્યું છે એમ મ્હારે મતે તો ત્હારે યે હતું કે **હિન્દબ્રીટનની મૈત્રી એટલે જગતસ્વાસ્થ્યનું પરમ બ્રહ્માસ્ત્ર.**

એ સમાનતા ને સન્મૈત્રીભાવ કેળવીને જગતકલ્યાણ સાધવાની જવાબદારીનો કાળધર્મ હિન્દબ્રીટન બન્નેને શિરે છે, કેવળ કો એકને શિરે નથી. માનવવંશ બે અંખાળો છે, માનવદૃષ્ટિ બે કીકીઓનો દૃષ્ટિયોગ છે. એક હાથે તાલી પડી સાંભળી નથી.

### ૪, બ્હારવટિયાની ગુફામાં

એકદા મુંબઇમાં બ્હારવટિયાની એક ગુફા હતી; અને એકદા એ ગુફાનાં આમન્ત્રણ મ્હને આવ્યાં હતાં. ૧૯૩૨ નો એપ્રિલ માસ અડધેરેક ઉતર્યો હતો. વસન્ત વીતી હતી ને ગ્રીષ્મ બેઠી હતી. પખવાડિયાંઓથી દેશ-

ભરમાં હોળીધૂળેટી ખેલાઈ રહી હતી. ઇંજીન સમી અગ્નિઓ ઓકતું બોમ્બે બુલેટિન મુંબઈમાં નિત્યનિત્યે પ્રગટતું. એવામાં સૌ. માણેકલક્ષ્મીના અનારોગ્યને કારણે હવાફેર-અર્થે અમે માથેરાન જતાં હતાં. માર્ગે અઠવાડિયુંક અમે મુંબઈનાં મહેમાન હતાં. 'ભારત બ્રાહ્મણદેશ છે': ૨૨૦૦ વર્ષ પૂર્વેના પાટલીપુત્રમાંના ગ્રીક એલચી મેગેસ્થિનિસના એ ઇતિહાસબોલને પછીની બાવીસ સદીઓની ઇતિહાસ-સાક્ષીએ સિદ્ધ કરતું બ્રાહ્મણદેશનું મ્હારૂં સાત્ત્વિકભાવનું જાહેર પ્રવચન ત્ય્હારે ક્ષાત્રભાવે ર્‌હડેલી મુંબઈ નગરીમાં એ અવસરે થયું હતું. એ દિવસોમાં એક સ્હાંજે ઝાલર વાગ્યા ટાણું હતું અને રોળીકોળી વેળા હતી. મુંબઈનગરી ઉપર રાત્રીની પ્રથમ ઝાલરો પથરાતી હતી દિવસભરનો થાક ઉતારતો આરામદશામાં હું પડયો હતો. ત્ય્હાં નોકરે આવીને વરધી આપી કે કોક મળવાને આવ્યું છે. હું યજમાનરાજના મેળાપખંડમાં ગયો ને જોયું તો એક જોબન-જોધ અજાણ્યા વામનજી બેઠેલા હતા. પરસ્પર નમસ્કાર થયા. એમનો વિનય પ્રથમ દર્શને મ્હને સ્વાંગ ભાસ્યો, એમની આંખોમાંનું વીરત્વ ત્ય્હારે મ્હને પ્રકૃતિ ભાસી. ઉપડતા બોલે જ એમણે પોતાની ઓળખાણ પાડી, અને કોના પોતે રામદૂત હતા એ કહ્યું. વિવેકવાર્તાની ઉપોદ્ઘાત પત્યે એમણે પૂછ્યું કે — ભાઈ એ પૂછાવ્યું છે કે એમને ત્ય્હાં જમવાને આવશો? કાને સાંભળ્યું ને અન્તરમાં કૌતુક ઉગ્યાં કે આ તો મુંબઈના રોબિનહૂડનું ન્હોતરૂં; અને એ ન્હોતરૂં મ્હને! મુંબઈની ચકોર ને ચતુર પોલિસસેના જેને ઝડપવાને મહિનાઓથી તલપાપડ થઈ રહી હતી

એની ગુફાનું એ આમન્ત્રણ હતું. પ્રથમ ક્ષણે તો આશ્ચર્ય થયાં. પણ આગન્તુકના બોલમાં ને મુદ્રામાં નિખાલસતા હતી, સરલતા હતી. એટલે જેવા સાહસભાવનું ન્હોતરૂં હતું એવા જ સાહસભાવે ઉત્તર દીધો, 'ભલે; આવીશ'. 'તો કાલે અત્ત્હારે તેડવાને હું આવીશ' કહીને આગન્તુક જુવાને સિપાઇની વાણે ને સિપાઈને પગલે વિદાય લીધી. સેનાનીઓ બોલે છે એવી ટૂંકી આદેશવાહી વાક્યમાળાનો અમ વાર્તાલાપ હતો, કો રાજપુરુષના દીધાભાવની એમાં ગન્ધે ન હતી. સિંહોની બોડનું ન્હોતરૂં હતું, એટલે રાત્રીએ સૌ. માણેકલક્ષ્મીને વાત કરી, સાહસ ને જોખમ સ્હમજાવ્યાં. સદાના જે અડગ નિશ્ચયાત્મક શ્રદ્ધાન્વિત ભાવે નોકરીના રાજીનામાની એ જીવનસંગાથિણીએ સાક્ષી પૂરી હતી એ જ અડોલ ને અટંકા શ્રદ્ધાભાવે ત્ય્હારે કહ્યો હતો એ જ એક બોલ એ આર્યાએ આ વેળાએ પણ કહ્યો, વારૂ. સ્હવારે યજમાનરાણીને કહ્યું કે મ્હારે સ્હાંજે જમવાને બહાર જવાનું છે. પછી બપ્પોર નમ્યા ને સ્હાંજ પડી. એનો એ જ સન્ધ્યાયોગ હતો; એની એ જ રોળીકોળી વેળા હતી; એનું એ જ ઝાલર વાગ્યાનું બ્હારવટિયાનું ટાણું હતું. સાચા ક્ષત્રિય સમો એનો એ જ જોબનજોધ વચને પળી ન્હોતરે આવી ઉભો તત્કાળ કોટટ્રોપી પહેર્યાં; સૌ. માણેકલક્ષ્મીને કહ્યું 'જાઉ છું;' અને એ સાહસરાત્રીનું સાહસ ખેડવાને અને મુંબઇનગરીના રોબિનહૂડની મહેમાની માણવાને પડતી રાત્રીના અન્ધકારમાં બ્હારવટિયાની ગુફાએ જવાને હું નીકળ્યો. બારણાના પગથિયે જ મ્હારા સત્કારાર્થે મોટરગાડીમાં એ રોબિનહૂડ બેઠેલો હતો. આંખે

આંખ મળતાં જ પૂર્વપરિચિતને સ્વાંગ ભેદીને ઓળખ્યો, અને લોક અણુનમ કહે છે એ અણુનમ માથાએ એના વીરત્વને પ્રણમી પ્રણમીને ત્રણ સલામનો બાદશાહી મજરો ભર્યો. એ વીર તો એક જ બોલ બોલ્યો કે ઓળખ્યો ખરો ત્ય્હારે. પછી અમે એની ગુફાએ ગયા. સન્ધ્યાકાળ પડયે એક પછી એક તારલાઓ ગગનઘુમ્મટમાં ઉગેઉતરે છે એમ પછી એનો એક એક સાથીડો ગુફાઘુમ્મટે આવ્યો અને મંડળ જામ્યું. જોઉં જોઉં ને હું તો અન્તરને પૂછતો જાઉં કે આ તારલાઓ તે આધેના સૂર્ય છે? કે અત્ય્હારે ભાસે છે એવા તારલાઓ જ છે? વનગોઠિયાઓના જેવી એ વીરમંડળી આનન્દી હતી, પ્રોત્સાહિની હતી. 'પૃથ્વીને ઉથલાવી પાડીશું' બોલતાં એમની આંખોમાંથી ત્ય્હારે તો શ્રદ્ધા અને અંગોમાંથી ઓજસ્ વહતાં. એ સાહસવીરોના ગુફાઘુમ્મટે પ્રહરેક ગાળ્યો હશે. ન્હાનીમ્હોટી સાહસ ઘડીઓ મ્હારા આયુષ્યમાં મ્હેં યે દીઠી છે. સુંબઈના રોબિનહૂડની ગુફામહેમાનીનો એ પ્રહર મ્હારે એ ચિર-સ્મરણીય ઘડીઓમાંનો હતો. વસ્તુતઃ એ રાત્રી ન હતી, આયુષ્યનો એ વિરલો દિવસ હતો.

અમે પછી માથેરાન ગયાં; પાંચેક અઠવાડિયાં ત્ય્હાં રહ્યાં; આ **સારથી**નો ઇતિહાસમીમાંસાનો દર્શનગ્રન્થ લખાયો. સ્હવારે સ્હવારે સૌ. માણેકલક્ષ્મી ટેકરીએ ટેકરીએ આરોગ્ય શોધતાં, વીણતાં, ને સંઘરતાં; અને આ સ્વાર્થીલો સાક્ષર આ દર્શનગ્રન્થનું એક એક પ્રકરણ લખતો. એમ આરોગ્ય અને સારથીની આ મીમાંસાકથા ખાતામાં ભરીને પછી

ચાલીશેક તિથિઓએ ગિરિશિખરેથી અમે ઉતર્યાં ને અમદાવાદ ગયાં.

એ પછી બેએક માસ વીત્યા હશે. લીલી હરિયા-ળીની ચુન્દડી વર્ષાએ પૃથ્વીને સજાવી હતી. ગ્રીષ્મ વીતી હતી, પણ ભાદ્રપદનાં ઓતરાચીતરાના તાપ હજી વીત્યા ન્હોતા. એવે સ્હાંજસ્હાંજનાં અમ નિત્યભ્રમણમાં એક સ્હાંજરે અમદાવાદની સડકો ઉપર અમે કૌતુક દીઠું. 'અરે! આ કોણ? વનેરૂ જેવો ને એકલવિહારી? હા; આ તો પેલો મુંબઈનગરીનો રોબિનહૂડ!' પ્રથમ તો થયું કે આંખ ભૂલે છે; પણ કાને કહ્યું કે ના, આંખ સાચી છે. 'ન્હાના ભાઇ!' કહેતોકને એ આવ્યો અને દેહના અંગ સમો પડખામાં ઉભો. મિનિટ-બે મિનિટ જ વાતો થઈ હશે. અમે યે આતિથ્યન્હોતરૂં દીધું. કહેતો ગયો કે 'આવીશ; સ્હવારે, સ્હાંજરે-ક્યારેક આવીશ, અને તૈયાર હશે તે જમી જઈશ.' ઈતિહાસો કહે છે કે રોબિનહૂડ ને રોબ-રૉય, જોગીદાસ ખુમાણ ને બાબર દેવો સન્તો કરતાં યે બોલના સાચા હોય છે. વાયુમાંથી જાણે પ્રગટ્યો હોય એવો બેએક દિવસે ઓચિન્તાનો એ અમ ઘેર પ્રગટ્યો ને પડકાર્યો; 'લાવો, પીરસો હોય તે. જમવાની યે નવરાશ છે કોને અત્ય્હારે?' પરસ્પરના પૂજ્યભાવે અમે સંગાથે જમ્યા, અને પછી જગત્‌વાર્તાએ વળ્યા. જમવાની જેને નવરાશ ન્હોતી એને કાલમીમાંસાને કાજે અણખૂટ્યો કાળ હતો. વાતવાતમાં મ્હારો હૈયાવાસી એક ઈતિહાસકોયડો મ્હેં એને પૂછ્યો. પ્રશ્નના એક એક વાક્યમાં મ્હારે ઇતિ-હાસો સારવવાના હતા. 'એકવાર ધારો કે કાલે ભારત

સર્વસ્વતન્ત્ર દેશ થયો છે. પણ પછી ભારત જગત વચ્ચે એકલો ઉભશે કે કાળસફરનો સંગાથી કોકને શોધશેકરશે? ફ્રાન્સ જર્મની ને ઇટાલી નિજનિજનાં કલહકુસંપોથી ઘેરાયેલાં પડયાં છે. લેનીનના રશિયાને તો નિજ સંસ્કૃતિવિજય સાધવા છે, અન્ય જગતસંસ્કૃતિઓને દાસીઓ કરવી છે. અમેરિકા ને ભરતખંડ વચ્ચે તો આખી પૃથ્વીનું પડ પડયું છે. જાપાન બોલે છે Asiatic Unity, અને આચરે છે Japanese Supremacy. જાપાનની મૈત્રી કોરિયાને પૂછીને કરજો. ઈસ્લામમંડળની સોનાની થાળી ભાગીને ભુક્કા નહિ તો કટકા થઇ ગઇ છે, સંપૂર્ણસ્વતન્ત્ર ભારત સુખદુઃખના કોક સમોવડિયા સફરસંગાથીની સાથે ઈતિહાસયાત્રા ખેડશે કે સાવ એકાકીવેશે? કાળસફર તરી ઉતરવાને સ્વતન્ત્ર ભારત કોની સંગાથે સમાનતાની સન્ મૈત્રીનું તહનામું કરશે?' મ્હારા ઈતિહાસપ્રશ્નનો ઉત્તર વાળતાં પૂર્વે એ માંટી મૂંઝાયો. અન્તર્આંખે દિશાઓ અવલોકી જોઈ. દુનિયાંના દેશ દેશ નિહાળી વળ્યો. ઈતિહાસના કાળપ્રવાહ એક મીટમાં વાંચી ગયો. અને અન્તે બ્રીટન સ્હામે ત્ય્હારે બહારવટે નીકળેલો એ રાગિનઘુડ મન મોકળું મૂકીને સાચા ક્ષત્રિયભાવે ઉચ્ચર્યો કે 'મ્હારે કરવાનું હોય તો પૃથ્વીપ્રજાઓમાંથી હું તો બ્રીટનની સંગાથે સ્વતન્ત્ર ભારતનું મૈત્રીતહનામું કરૂં.'

મ્હને નિરાંત વળી કે હું ભૂલતો નથી, કે વૃદ્ધની આંખે જોતોવિચારતો નથી. જૂની વયના, નિરાળા મતવાદના, પૃથકપૃથક ઉછેરઆચારના, નવભારતના જોબન જોધે મ્હારી સાક્ષી પૂરી. આ ગ્રન્થના ૨૮ મા પ્રકરણમાં

ભારત બ્રીટન સંગાથે સમાનતાની સન્મૈત્રીનું તહનામું કરે છે.

તે તિથિએ થયું કે ધન્ય હો નવભારત ! વતનનાં વાવાઝોડાં ને વટોળિયાની વચ્ચે, ને બ્રિટિશ પાર્લમેન્ટની અપમાનપરંપરાઓ છતાં, કાળવહી વાંચતી ત્હારી આંખ થરડાઇ નથી કે બુદ્ધિદીપક બુઝાયો નથી. આર્ય અન્તે આર્ય રહે છે, અનાર્ય થતો નથી. નવભારત હજી સ્થિતપ્રજ્ઞ છે.

ઈતિહાસનો પ્રશ્ન તો એ છે કે નવભારત ક્ય્હાં સૂધી એમ સ્થિતપ્રજ્ઞ રહેશે ?

અને બ્રીટન ? બ્રીટનની National Government સ્થિતપ્રજ્ઞ છે ખરી ? ઝાડનાં પાંદડાં હાલે, એના ભોંય-પડ્યા પડછાયા સળકે, ને વાટે જતો વટેમાર્ગુ ભડકી ઉઠે, એવી આજ National Government ને નેશનલ બ્રિટિશ પાર્લમેન્ટ ભયભડકેલી છે.

પછી ૧૯૩૫ ના નવેમ્બરની અધવચાળે બ્રીટનમાં પાર્લમેન્ટની ચૂંટણી થઈ. પાર્લમેન્ટના એક મન્ત્રીશ્વર ૭૦ લાખની લંડનનગરીમાંના નિજ પ્રતિનિધિત્વન્તા ચેલ્સીના ઉપનગરમાં ચૂંટણીની ઝુંબેશનું વ્યાખ્યાન કરવાને ગયા. બારસી ૨૬ વ્યક્તિઓ એ ઝુંબેશના સભાસમારંભખંડને શોભાવતી હતી. અને એ ૨૬માંની ૨૪ હતી બાઇઓ ને ૨ હતા ભાઈઓ. ૭૦ લાખની માનવમહેરામણ સમી નગરી-માંથી ૨૬ જણા—અને એમાં યે ૨ પુરુષો—જેને સાંભળવાને પધારે એ રાજમન્ત્રીના બોલને બ્રિટનનો પ્રજાબોલ માનવાની ભારત ના પાડે તો ભારતની ભૂલ છે ખરી ? આ આલેખક તો હજી યે માને છે કે હોરબોલ નહી, બ્રીટનના હૈયા-બોલ બીજા છે.

પૃથ્વીના ચોખંડમાં જયગર્વે મ્હાલતી મહાપ્રજા કોઇની યે કનેથી શીખવ્યું શીખી શક્તી હોય તો મ્હારે બ્રીટનને એક બોલ કહેવાનો છે:

**યૂરોપની મહાપ્રજાઓને બ્રિટિશ મંડળમહારાજ્યની ઈર્ષ્યાજ્વાળાઓ ભભૂકી ઉઠી છે. એ કાળયોગે હિન્દની સમાનતાની સન્મૈત્રી એ બ્રીટનને માત્ર રાજ્યપ્રકરણનો એક કોયડો નથી-જીવનમરણનો મહાપ્રશ્ન છે.**

ચેધામ બર્ક ગ્લાડસ્ટન કનેથી બ્રીટન ન ભણ્યું; એ બ્રીટનને પછી ઇતિહાસોએ ભણાવ્યું છે. અમેરિકા ને આયર્લેન્ડની કાળકથા કહે છે કે અન્તે બ્રીટન ભણે છે ખરૂં; પણ મોડું-મોડું ભણે છે.

૫, અનાક્રમણ વ્રત

ઈતિહાસના મહાસંગ્રામો તત્ત્વતઃ સંસ્કૃતિઓના સંગ્રામો છે. સંસ્કૃતિઓ પરસ્પર મળે ત્ય્હારે પ્રથમ તો અથડાય ને સંગ્રામે ચ્હડે; અને પછી અન્તે સંગમ પામે કે વિખૂટી પડે. જગત્સંસ્કૃતિઓ આજ પૃથ્વીચોકમાં મળી છે. રેલવે આગબોટ મોટર ગાડી તાર બીનતારી તાર વિમાન વીજળીએ પૃથ્વીની પોળ કીધી છે. કુસંપીલા ને કંકાસિયા પાડોશીઓની પેઠમ જગત્સંસ્કૃતિઓ સંગ્રામ જ ખેલશે કે સજ્જન પાડોશીઓની પેઠમ સુસંપીલો સમન્વય સાધશે ? પૃથ્વીઈતિહાસ તો માનવવંશના કાળગ્રન્થનો મહાખંડ છે. આજનો જગતઈતિહાસ એટલે, વાસ્તવતાએ, પ્રધાનતઃ નવ મહાપ્રજાઓનું કાળમન્થન ને પાંચ સંસ્કૃતિઓનું ઘમ્મરવ્હલોણું. પાંચ ધર્માચાર્યો ને નવ રાજમન્ત્રી-

શ્વરો સ્હમજી જાય તો કાલે પ્રભાતે પૃથ્વીસ્વાસ્થ્ય પથરાય ને માનવવંશ કલ્યાણમાર્ગે વળે. પણ 'વો દિન કહાં?' અત્ય્હારે તો ઈન્દુકુમાર ગ્રન્થમાં કહ્યું છે એવું જાણે જગતે પ્રવર્તે છે કે 'કાળને અન્તે એ કાલે.' જગતના ધર્માચાર્યોએ ને મહામન્ત્રીશ્વરોએ પેલો અકબરશાહના નાટકમાં ઉચ્ચારેલો વિશ્વમન્ત્ર હજી જાણે ભણવાનો બાકી લાગે છે કે **સંસ્કૃતિઓના સંગ્રામોમાં જગત્કલ્યાણ નથી, સંસ્કૃતિઓના સમન્વયમાં જગત્કલ્યાણ છે.**

પ્રજાપરિષદોનો સંગ્રામસામગ્રીનો નિરોધનિષેધ એ યૂરોપનાં રોગચિહ્નોનો ઓષધોપચાર હતો, દુનિયાંના રોગમૂળનો ઓષધોપચાર ન હતો. એ પરિષદોએ તો પ્રજાઓને સંગ્રામસામગ્રીઓ ગણતી સરખાવતી સંઘરતી ને સજતી કીધી. છે. ૧૯૩૨ ના મે માસમાં માથેરાનશિખરે જડેલી જગતજડીબુટ્ટી–એક કો પ્રજાનો પરપ્રજા ઉપરનો આક્રમણનિષેધ–**પ્રજાપ્રજાનું અનાક્રમણ વ્રત** એ જ આ આલેખકને તો જગતસ્વાસ્થ્યની સાચી ઓષધિ ભાસે છે. પૃથ્વીપ્રજાઓ સૌ અનાક્રમણ વ્રત લેશે ત્ય્હારે માનવવંશે અનસેનો પડો વાગશે. यस्मान्नोद्विजते लोकः, लोकान्नोद्विजते च यः; શસ્ત્રસજ્જ મહાછાવણી સમા યૂરોપખંડની વચ્ચોવચ્ચ એવો એક દેશ આજે ચે છે જે અન્ય દેશોને દૂભતો નથી, જેને અન્ય દેશો દૂભવતા નથી. એ છે યૂરોપનો ઉન્નતોન્નત દેશ સ્વીટઝરલેન્ડ. યૂરોપ સ્વીટઝરલેન્ડને ચરણે બેસે ને એ ગુરુ કનેથી અનાક્રમણ વ્રત શીખે.

League of Nations એ શબ્દાવલિ જ વિપથગામિની છે, લક્ષ્યને ભૂલાવનારી છે. એ શબ્દાવલિ નિરનિરાળી

પ્રજાઓના પૃથકત્વે ભાર મૂકે છે, પૃથ્વીપ્રજાઓના એકત્વે ભાર મૂકતી નથી. સંસારશાસ્ત્રના સમી સંસારભાષા પણ હવે એકત્વભાવવાહિની ઘડવી પડશે. એક નૌકાઆરૂઢ યાત્રાળુસંઘ સમા માનવવંશનું કલ્યાણ એક છે, અને League of Humanity આવતી કાલનો સાચો ભાષાબોલ થશે. એ મહાબોલ માનવવંશના એકત્વે ભાર મૂકે છે. પૃથ્વીપરિષદ, માનવવંશનો સમૈયો, જગત્‌કલ્યાણ–સમસ્ત ભૂગોળના ને માનવવંશના સંવાદની સમાનતાની સ્વતન્ત્રતાની, પરિધગામિની નહિ પણ કેન્દ્રગામિની એકતાની, પરાભાષા રાજસભાઓમાં લોકસભાઓમાં ધર્મસભાઓમાં હવે બોલાવી જોઇશે. દુનિયાં એક છે, માનવવંશ એક છે, જગત્‌કલ્યાણ એક છે, પૃથ્વીનો વારસો સમસ્ત માનવકુલને કાજે છેઃ એનાં ભાન જગતને ત્હારે જાગશે, વેરાયલા સમા પ્રજાઓના મણકા એક દોરે ત્હારે ગૂંથાશેપરોવાશે.

૬, સારથી

કઠોપનિષદ્ કહે છે કે

> आत्मानं रथिनं विद्धि, शरीरं रथमेव तु;
> बुद्धिं तु सारथिं विद्धि, मनः प्रग्रहमेव च.
>
> इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्;
> आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः.

છઆઠ હજાર વર્ષો પૂર્વે આપણા મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ ભાખી ગયા છે કે માનવદેહે બુદ્ધિ તે સારથી છે. અને બુદ્ધિ એટલે દશેન્દ્રિયોના દિગ્પાળોનો નિયામક અને નિગ્રહ

હતો. પછી પાંચ હજાર વર્ષ પૂર્વે મહાભારતકાળમાં ગાંડીવ ધન્વાના સારથી શ્રી કૃષ્ણચન્દ્ર થયા, સદ્ધર્મનિષ્ઠ પાંડવોને કુરુક્ષેત્ર જીતાડયું, અને એ ધર્મક્ષેત્ર વચ્ચે યુગધર્મ ભાખતાં ગીતાજી ગાઈને ત્રિકાળધર્મ ભાખ્યો, ત્હારથી **સારથી એટલે વિશ્વજયિની પ્રેરણા** એમ જગત સ્હમજતું થયું ને બોલતું થયું.

દુનિયાંમાં મોંગલ છે, કેલ્ટ છે, સેમેટિક ને હેમેટિક છે, દ્રવીડા છે, હબસીઓ છે, રાતા છે, પીળા છે, ધંઉલા છે, તામ્રમુખા છે, અને પૃથ્વીનો પોણા ઉપરનો ભાગ પાથરીને આર્યવંશ વિસ્તરેલો છે. છેલ્લાં બારેક હજાર વર્ષોનો માનવઈતિહાસ કહે છે કે એ સકળ માનવમંડળે આર્યવંશનું સારથીપણું છે; અને પૃથ્વીપથરાયેલા આર્યવંશનો ને આર્યસંસ્કૃતિનો સારથી આજે તો છે આર્યાવર્ત-આજની મહાપ્રજાઓનો પ્રજાસમન્વય કરશે એ માનવવંશે આવતી કાલની મહાપ્રજા થશે; અને આજની મહાસંસ્કૃતિઓનો સંસ્કૃતિસમન્વય કરશે એ પૃથ્વીપાટલે આવતી કાલની મહાસંસ્કૃતિ થશે. ઘડાતો ઇતિહાસ બોલે છે કે એ સર્વ પ્રજાસમન્વય ને એ વિશ્વસંસ્કૃતિસમન્વય વર્તમાનકાળે તો ભરતખંડમાં સરજાય છે; અને તેથી તપ વૈરાગ્ય શીલ પુણ્યોપાસના કુટુંબભાવનાવન્ત દામ્પત્યધર્મિલો ભારતવર્ષ કાલે જગતસારથી થશે.

યૂરોપમાં છે પ્રજાભાવની કાંટાળી વાડોસીમાઓ. અને અમેરિકા એટલે પૃથ્વીસમન્વય નહિ, માત્ર યૂરોપસમન્વય. પણ હિન્દી મહાસાગરમાં પાસીફિક ને આટલાન્ટિક આવી

સમાય છે એમ માનવવંશનો સમન્વયમહાસાગર, જગતની 'માનવીપ્રજા,' અંહી અને આજ, ભારતદેશે સરજાય છે.

આવડે તો બ્રીટન જગતઇતિહાસનો મહારથી થાય, અને ભરતખંડ જગતસારથી થાય. બ્રીટન જે ઇતિહાસબોલ બોલશે એવો ભારત પ્રતિઉત્તરનો પડઘો પાડશે.

### ૭, વાર્તા કે મીમાંસા ?

કોકને પ્રશ્ન થશે કે આ ગ્રન્થ તે વાર્તા છે કે મીમાંસા ? ઈસપનીતિ પંચતન્ત્ર ને કલીલાદમના, અને એમની યે પૂર્વેનાં મહાભારતમાંનાં આખ્યાનઉપાખ્યાનો ને ઉપનિષદમાંની મર્મકથાઓ લખાઈ ત્ય્હારથી માંડીને લે મિઝરેબલ ને અંકલ ટોમ્સ કેબિન સૂધીની ન્હાનીમ્હોટી ઘણીખરી મહાવાર્તાઓ, એક દૃષ્ટિએ તો, મીમાંસાઓ જ છે. વાર્તાનો તો દેહ છે, મીમાંસા એમનો અન્તર્યામી આત્મા છે. મહાભારતકાર ગીતાગ્રન્થને ગીતોપાખ્યાન કહી ગયા છે. માનવી જેમ માત્ર દેહ નથી કે માત્ર આત્મા નથી, એમ આ ગ્રન્થ પણ માત્ર વાર્તા નથી કે માત્ર મીમાંસા નથી. એક ઈતિહાસજ્યોતિષીએ યથાશક્તિમતિ વાંચેલી આ તો છે જગતની જન્મોત્રી. કલાપૂજારી બીજું શું કરે ? કલાદેવી વંચાવે એ વાંચે, અને માનવીને માનવકથા કહે.

અફલાતુનથી માંડીને, ને પ્લેટોની યે પૂર્વે બુદ્ધ ભગવાનને ને મનુ ભગવાનને, કેકોને ને લાઈકરગસને નિજનિજના સંસારનાં પુનર્વિધાનનાં ને માનવજગતનાં નવસૃજનનાં કલ્યાણસ્વપ્નાં આવ્યાં છે. કોઈ કે સ્વપ્નકવિતા ગાઇ અને કોઈ કે સ્વપ્નશાસ્ત્ર રચ્યાં. પણ સૌનાં સૌ યે સ્વપ્નાં

કંઈ સાચાં પડયાં છે ? અને બધાં સ્વપ્નાં સાચાં નથી પડતાં તેથી માનવવંશે સ્વપ્નાં સેવવાં કંઈ મૂકી દીધાં છે ? માગ્યા મેહુલા નથી આવતા; તેમ માગ્યાં સ્વપ્નાં યે ક્ય્હાં સાંપડે છે ? સ્વપ્નાંઓ સ્વયંભૂ છે; પ્રેરણાની પેઠે સ્વયં પ્રગટે છે, પાતાળકૂવારાની પેઠે સ્વયં ઉડે છે. બીનતારી વીજસ્તં· ભની પેઠે કે રેડીઓની વીજઝાળીની પેઠે લેખક કે લેખિકા તો ગગનઉડતા વીજમન્ત્રોનાં માત્ર ઝીલનારાં છે. વીજળી ઉતરે છે એ પરમ પ્રેરણાસ્વામીની. આંખ સર્જે છે કે વાંચે છે ? કાળદ્રષ્ટાઓ સરજતા નથી, વિધિલખ્યું વાંચે છે; અને તેથી મહર્ષિઓને મન્ત્રદૃષ્ટા કહ્યા છે. મહાસમર્થ દેવાંશી પયગમ્બરો યે માનવતાને પ્રભુદીધા પયગામ અર્પી ગયા છે. ઇતિહાસમીમાંસકે અધિકું શું કરે ? વિધિલખ્યો કાળગ્રન્થ વાંચે ને જગતને એ કાળકથા કહે.

## ૮, એક ઈતિહાસવ્યુત્ક્રમ

આ ગ્રન્થમાં એક ઈતિહાસવ્યુત્ક્રમની ભૂલ છે. ગ્રન્થ લખાયો ત્ય્હારે એ ભૂલ ન્હોતી; અને પછી તે સાભિપ્રાય રાખેલી છે. આ ગ્રન્થના સહુ વાંચકોને સહેજે થાય કે ૧૯૫–માં જામ રણજિત કેવા ? ખરૂં; Anachronism–ઇતિહાસવ્યુત્ક્રમની એ ભૂલ છે. ૧૯૩૨માં આ ગ્રન્થ લખાયો ત્ય્હારે જામ રણજિત નરલોકવાસી હતા, અને આ ઇતિહાસભૂલ ન હતી. આજે એ પરલોકવાસી છે, અને દૈવે આને ભૂલ કહી છે. જામ રણજિત આ આલેખક પ્રત્યે અનોઠો સદ્ભાવ રાખતા; અને જામ રણજિતના રાજગુણો આ આલેખકે અનેક અનુભવ્યા છે. ક્રીકેટના મયદાનોમાં એણે અનુભવી

હતી એવી કાળના મર્યાદાનોમાં હિન્દબ્રીટનની સમાનતાની સન્મૈત્રીનો માણીગર અન્ય કો નર આ આલેખકે હજી નિરખ્યો નથી. બ્રીટનના રાજપ્રજા જામ રણજિતને બ્રિટિશ મંડળમહારાજ્યના રાજસ્તંભ માનતા. મ્હારા પ્રત્યેના એમના ભાવનું કંઈક ઋણ વાળવાની ઉર્મિથી; તેમ હિન્દબ્રીટનની સમાનતાની સન્મૈત્રીનો આ ગ્રન્થમાં મધ્યવર્તી ઇતિહાસમન્ત્ર છે, અને એ રાજમન્ત્રના પરમ માણીગર જામ રણજિત હતા એટલે કાદમ્બરીની કલાદૃષ્ટિએ યથાયોગ્યતા વિચારીને; પછી એ ઇતિહાસવ્યુત્ક્રમની ભૂલ સુધારી નથી. જામ રણજિતનું નામ બદલવું જ હોય તો, ઐતિહાસિક કાદમ્બરીકારની કલાદૃષ્ટિએ આજની દૃષ્ટિમર્યાદાને અવલોકી વળતાં, કાદમ્બરીની કે એ મધ્યવર્તી ભાવનાની કાવ્યકલાને અધિકી ઓપાવે એવી, જીવનમાં એ સમાનતાની સન્મૈત્રી માણેલી કે ઇતિહાસમાં એ સ્થાપવાની પ્રયત્નશાલિની, બીજી માનવમૂર્તિ, અહીં કે બ્રીટનમાંથી, આજે તો કો દૃષ્ટિમંડળમાં આવીને ઉભતી નથી. એટલે સરવાળે એ ઇતિહાસવ્યુત્ક્રમ કલાવિરોધી નથી, કલાસમર્થક છે; અને તેથી રાખેલો છે.

## ૯, ગ્રન્થમાંનાં ગીતો

કોકનો મત એવો યે જાણ્યો છે કે કાદમ્બરીમાં ગીતો ન હોય. આ કાદમ્બરીનો હસ્તલેખ જોઇને એક જણથી બોલાઇ જવાયું હતું કે 'આમાં યે ગીતો ? !' કદાચ એ મત એ મતદૃષ્ટાની સ્વયંશક્તિનો ઉચ્ચાર પણ હોય. કવિ કાદમ્બરી લખવા બેસે છે ત્ય્હારે કવિતાને કંઈ અળગી

મૂકીને લખતો નથી. અને આપણા જગત્સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈ જેવા સમર્થ પૂર્વાચાર્યનું મ્હારે તો પૂર્વદૃષ્ટાન્ત છે. કેટલાક પ્રસંગોએ કાદમ્બરીઆલેખક કલાકારની કવિતા ઉભરાઈ જાય છે, અને ગદ્યભાષામાં એ નહિ ઝીલાય માનીને કલાકાર કાદમ્બરીમાં કાવ્યગીતો ગૂંથે છે.

## ૧૦, ઉપસંહાર

જગત કાલે હતું એ આજે નથી, અને આજે છે એ કાલે નહિ હોય. દિન ઉગે ને જગતઇતિહાસો નવા ઘડાય-લખાય છે. મણિકર્ણિકાને ઘાટે ક્ષણે ક્ષણે ગંગાજીનાં પાણી નવાં ને નવતવાં. પળે પળે ગગનનો ગુંબજ નવલા કાળ-બોલ બોલે છે, નવનવા કાળયોગ આલેખે છે. એ અખંડ વહેતા કાળપ્રવાહે, એ નિત્યચક્રાવે ચ્હડેલા ગગનગુંબજમાં કાંઈક ચિરસ્થાયી છે ખરૂં કે નથી ? વાદળછાંયડી સમા પલટાતા કાળની અસ્થિરતાના સન્ધ્યારંગોમાં, બોલિયે કે આ છે ત્ય્હાં બદલાય એમાં યે, ઈતિહાસસ્થાયી કંઈક છે; અને એ શોધીને દાખવવાનો આ કથાસમારંભ છે. કાળગંગાનાં વહેતાં પાણીમાંનું ચિરંજીવી તત્ત્વ શોધવાનું, ગગનઘૂમડીએ ઘૂમતી પૃથ્વીરમણામાંના અન્તર્ભાવ ને હૃદયાક્ષરો વાંચવાનું, યથાશક્તિમતિ ને યત્કિંચિત, આ ગ્રન્થમાંનું ઇતિહાસમન્થન છે. આજનું ઇતિહાસદર્શન આ છે, સુજ આંખે વાંચેલી આજની કાળજન્મોત્રી કંઈક આવી છે. ભવિષ્યની કો પ્રેરણા લખાવશે ને ધુરન્ધર કો લખશે, કે હવે જન્મનારી વિધાત્રી કો અવતરશે અને એના મન્ત્રોચ્ચાર આત્મસજિત કો ઝીલશે, ત્ય્હારે એ ભાવિ ઈતિહાસમીમાંસા

ગ્રન્થ આથી યે ઓર અધિકો આલેખાશે. માનવવંશનો રત્નાકર રત્નસૂનો નથી થયો, વસુન્ધરા વસુહીન નથી બની. 'શ્રીહરિ કરે તે સૌ સારાંને' એમ વૈષ્ણવો સહુ આશાવાદી જ હોય; અને હું યે આશાવાદી છું કે આજ કરતાં આવતી કાલ અધિકી ઉગશે પૂર્વાચાર્યો ભાખી ગયા છે, અને એ જ આ આલેખકનો શ્રદ્ધાભાવ સ્વીકારે છે, કે વહુરત્ના વસુન્ધરા. કવિઓ મીમાંસકો યોગીઓની આત્મશ્રદ્ધા જેટલાં જ જગત્ સમન્વયનાં વિશ્વગળો મહાબળવન્તાં છે. આભધરતી ને ચાંદાસૂરજની ગેંદો ખેલન્દા લોકકલ્યાણકર્તાઓનો જગત્ વેરાયેલો સદાશિવનો કૈલાસીસંઘ કાલાતીત ને ચિરંજીવી છે, અને માનવવંશને કાળયાત્રાના ભદ્રમાર્ગે સદા પ્રેરશેદોરશે.

ન્હાનાલાલ દલપતરામ કવિ

## પ્રકરણ ૧ લું; મજાસંઘના પ્રાસાદે

યૂરોપમાં વસન્ત ઉતરતી હતી, ને ગ્રીષ્મ બેસતી હતી. મે ડે કચ્હારના ઉજવાઈ ગયા હતા

ભૂમધ્યસમુદ્રને કાંઠે વીજળીવેગે મોટર દોડતી હતી, અને મંહી નરનારાયણ સમી એક જુગલજોડલી બેઠેલી હતી. દીઠું–ન દીઠું ત્યહાં તો દીઠેલું એમને અદીઠ થતું. દુનિયાં ક્ષણે ક્ષણે પલટાય છે; પળે પળે ઇતિહાસ નવા આંકડા પાડે છે.

એવે ટોપીમાંનો રેડિયો સળક્યો, સચેત થયો, ને રણુક્યો. પશ્ચિમના રાજમન્ત્રીઓનું બ્રહ્મરન્ધ્ર ત્યહારે રેડિયો હતો, ને બ્રહ્મરન્ધ્ર સમીપે તે ટોપીમાં રહેતો.

અનુજે ટોપી ઉતારી; રેડિયોનું ઘડિયાળ કાને માંડ્યું. એ રેડિયોને ઘડિયાળના મોગરાને સ્થાને વીજઝડપનારૂં તરપાંખડિયાળું ત્રીશુળ હતું.

અનુજે પૂછ્યુઃ ‘ કોણ ? હું હિન્દમન્ત્રી; ને પડખે છે મહામંત્રીશ્વર.’

ઉત્તર આવ્યોઃ ‘ Politico, India. ’

આન્તનીદે Bother બોલી ચાસન પૂછ્યુંઃ શું છે ?

‘ કહે છે જામે વિમાની સબમરીનો મંગાવી રાખી છે. ના કહી; માનતા નથી. ’

‘ સબમરીનો ? શાને માટે રાખી ? ’

‘ એમના મોતીશય્યાનાં સાગરતળના નિરીક્ષણઅર્થે. ’

‘ જામના સાગરમાં મોતીશય્યાઓ છે ? ’

‘ હા. જામ મોતિયુંવાળો કહેવાય છે. ’

મહામન્ત્રીશ્વર સાંભળે એમ હિન્દમન્ત્રીએ ઉત્તર વાળ્યોઃ 'જામને મા છેડો. રન્જી મંડળમહારાજ્યના સ્તંભ છે. સ્હમજાવો.'

હૈયાના ધબકારે મોટર દોડતી હતી.

મહામન્ત્રીશ્વર બોલ્યાઃ 'ન્હાના કે મ્હોટા Politicos ભૂલભૂલામણી ખેલતા ક્ય્હારે મટશે ? જાણે ઘરેડનાં ગાડાં. એ સબમરીનોને સામ્રાજ્યસહાયક કરાય ને ?'

ઈ. સ. ૧૯૫-નું વર્ષ હતું. ઈશુ ખ્રીસ્તના વધસ્તંભે ચ્હડયે બે હજાર વર્ષ પછી યે દુનિયાં ડાહી થઈ ન્હોતી.

વંટોળવેગે મોટર દોડતી; મિનિટો આજ અઠવાડિયા-મોંઘી હતી.

'ગુરખા કેપ્ટન ચોધરાજને જામે નૌકાપતિ નિમ્યાં છે;' અનુજ ઉચ્ચર્યા.

'ચોધરાજને ? પેલા જર્મનચેલાને ?' આશ્ચર્યભાવે વડીલે પૂછ્યું.

'હા, કેપ્ટન ચોધરાજને. નેપાળી એલચીમંડળના મન્ત્રી હતા તે. હિમાલયને શિખરેથી વિમાન ઉડે, ને ઉડતું વિમાન બાણ છોડે, એમ ઉડતા વિમાનમાંથી એ સબમરીન છોડે છે. ચોધરાજ પર્વતપંખાળો છે.'

'એ તો ગુરખાની ફૂરકી. ગુરખાની ફૂરકીને ને શીખની કિરપાણને ધર્મદોરીઓ બાંધેલી છે; નહી તો બન્ને ય છે જગત ભયંકર.'

મોટર ગાડીમાં ઘડીક મૌન પથરાયું. શોફર ને ક્લીનર તો પ્રાણીઓ છે કે મનુષ્યો છે ? એ તો યન્ત્રના

અવયવો; એટલે યન્ત્રમાળખું માનવવાણુ બોલે તો એ માનવમાળખાં માનવવાણુ બોલે.

પણ મૌન સેવે તેથી યન્ત્રમાળા અણુસ્હમજુ છે ? કે શોફરફૂલીનરો યે અણુસ્હમજુઓ છે ?

'હવા જરા ગરમ છે', અનુજે કહ્યું.

'જરા ગરમ છે ?' અનુભવવૃદ્ધ વડિલ ઉચ્ચર્યા. 'કુદરતનું માવઠું ન થાય તો સારૂં. વસન્ત વીતી ને ઉન્હાળો બેસી ચૂક્યો છે. આ વેળાનો પ્રજાસંઘ જાણે મધ્યઉન્હાળે મળે છે.'

હૈયા જેવું મોટરઅંજીન ધબકતું હતું; ને મોટરરથનાં ચારે ચક્રો મિનિટે દોઢ માઈલની દોટે ચકાવો ખાતાં દોડતાં.

'પેલો માર્ગે મળ્યો વીજસન્દેશ વાંચ્યો ?'

'શબ્દચિહ્નો મ્હોડે નથી. કોશમાં જોઇને વાંચીશું.' અનુજે ઉત્તર વાળ્યો.

બાર હજાર વર્ષોથી વેદોના મુખપાઠ કરતું પૂર્વ પશ્ચિમના જ્ઞાનકોશોને ને શબ્દસંગ્રહોને મનમાં સદા હસે છે. સ્મૃતિમેધાને નવયુગના પાઠકો અવગણે છે કેમ ? એમ તો ઇતિહાસો યે ભૂલાશે.

'પણ મિનિટો મહિના જેવડી છે અત્યહારે;' વડિલે કાળમૂલ ભાખ્યાં. 'ફ્રાન્સને કે ઈટાલીને સ્પેઇન મળે એ પ્હેલાં આપણે મળવું જોઈએ. ફ્રાન્સ યૂરોપનું થડ છે; હલાવશે એમ ડાળાંપાંખડાં હાલશે. લાવો, જોઉં-ઉકલે તો.'

સૂકાયેલા પર્ણવર્ણું પીળું પાનિયું અનુજે વડિલને આપ્યું. એ પાનિયામાં વીજરેખાઓ ચીતરેલી હતી. હાથ

જોનાર જ્યોતિષી હસ્તરેખાઓ નિહાળી રહે એમ મંહામન્ત્રીશ્વર ઘડીક એ પાનરેખાઓને નિહાળી રહ્યા. પછી ધીરે ધીરે, ચાવી ચાવીને, ઘેરે શબ્દે ને ગંભીર મુદ્રાએ બોલ્યાઃ

'ચીન ને જાપાન બે શબ્દો ઉકલે છે; પણ એમણે શું કર્યું એ ઉકલતું નથી.'

'શું કરે ? ઇતિહાસ ઘૂંટયા હશે, મોરચા માંડયા હશે.'

'હમણાં તો પ્રજાઓ નવઇતિહાસો ઘડે છે;' અનુભવવાણુ બોલી.

એવે કાચમાં થઇને વાયરો વાયો, ને પાનિયું ફરી ગયું.

'હમણાં ફ્રાન્સ મળશે. શું કહીશું ?' અનુજે વડિલને પૂછ્યું.

'મુદ્દાની વાત એક છે. ફ્રાન્સનો સ્વાર્થ કિયે પક્ષે છે એનો ફ્રાન્સને સાક્ષાત્કાર કરાવવો. ટ્રિપોલીના કાગળો લીધા છે ને સંગાથે ?'

'ફ્રાન્સ જાણે બાળક છે ! આપણાથી જૂની પ્રજા છે—જૂની: શાર્લમેઇનજૂની.'

અનુજ હાસ્યમુદ્રાળા હતા, વડિલ ગંભીરમુદ્રાળા હતા. વડિલ બોલ્યાઃ 'ઇંગ્લાંડે આલફ્રેડપુરાણી મહાપ્રજા છે. નવજુવાન ! બીજા સ્હેમજુ છે એમ માનશો તો રાજરમતમાં જગત્‌પૂજાતા નહિ થવાય. જગતબાજીનો સૂત્રધાર એમ ન ખેલે. એ તો સૌને પોતાનાં મ્હોરાં માને.'

યૂરોપની સુન્દરતાની વાડીઓમાં થઇને મોટરગાડી દોડતી હતી; પણ એ સુન્દરતા જોવાને આજના વટેમાર્ગુઓને આંખ ન હતી. દ્રાક્ષનાં માંડવે માંડવે દ્રાક્ષમંજરીઓ ઝોલાં ખાતી; પણ નીલમ ને માણેક સમાં પ્રકૃતિમાતાનાં એ ઝૂમખટપકાં

ત્ય્હારે થોડાક પેખતા ને કોક ચાખતા. દુનિયાં ચકાવે ચ્હડી હતી.

એવે એક નદી આવી. હતું તો ઝરણું, પણ ત્ય્હાં તે નદી કહેવાતી. અમેરિકામાં ઝરણું કહેવાય એ યૂરોપમાં નદી કહેવાય છે. આફ્રિકામાં તળાવડી કહેવાય એ યૂરોપમાં સરોવર કહેવાય છે. ટીબેટમાં ડુંગરી કહેવાય એ યૂરોપમાં પર્વત કહેવાય છે! ભરતખંડમાં પ્રાન્ત કહેવાય એ યૂરોપમાં દેશ કહેવાય છે.

એવે એક નદી આવી. ભૂગોળશાસ્ત્રમાં એનું નામે ન હતું. કાંઠે ગામડું હતું; પરવાડે ઝૂંપડી જેવડી હોટેલ હતી. ત્ય્હાં મોટરગાડી ઉભી.

પ્રાચીન કાળમાં, તેમ આજે યે, ઝૂંપડીઓમાં માનવવંશનાં ભાગ્ય ઘડાય છે. ચાલણગાડીએ ચાલતી બાળદુનિયાં હજી ઝાઝી આગળ નથી વધી.

ઘણા મહેલો ચોલાના છે; ઘણી ઝૂંપડીઓ વીરજનની છે.

માનવવેલ શો એક ચપળ ચંચળ ચતુર માનવી દ્વારમાં આવીને ઉભો. એની ભમ્મરોએ ભાર હતા.

આગન્તુકોને સત્કારી ખંડમાં તે લેઈ ગયો. અહીં તો સહુ આગન્તુક હતા. પણ ‘ પ્રથમ આવે એ યજમાન, ને પછી આવે એ અતિથિ ’ એ ન્યાયે ફ્રાન્સ યજમાન થયું ને ઈંગ્લાંડનો અતિથિસત્કાર કીધો.

ખંડમાંની ન્હાનકડી ટીપાઈ ઉપર પૃથ્વીનો નકશો ઉઘાડો પડ્યો હતો. ફરતી આરામખુરશીઓ ઢળેલી હતી. કુદરતના માર્ગોમાં દ્રાક્ષઝૂમખાં ન્હોતા નિહાળતા એમની ફરપાંખડીઓમાં દ્રાક્ષાસવના ભરેલા પ્યાલાઓ ચમકી રહ્યા.

કુદરત એવી છે. કેટલીક વેળા આંખે પાટા બાંધી ચાલનારને હીરા ઠેશે ચ્હડે છે.

‘ ચીન ને જાપાન—એ શબ્દો ઉકલે છે. શું હશે ? સન્ધિ કે સંગ્રામ ? ’ આગન્તુક વૃદ્ધે પીળું પાનિયું કહાડીને વાત છેડી ને ફ્રાન્સને વિશ્વાસમાં લીધું.

‘ ચીનજાપાન સળગે તો યૂરોપ સળગે: ચીનજાપાન સંપે તો સાઠ કરોડ પ્રલય કરે. યૂરોપને અત્ય્હારે એકકે પાલવે એમ નથી. ’ ફ્રાન્સ બોલ્યું.

ફ્રાન્સનાં અંગોમાંથી મઘમઘાટ મહેકતો તે ગૃહખંડને મ્હેકાવતો.

‘ Status quo—વસ્તુસ્થિતિ છે તે રહે એમાં દુનિયાંનું હિત છે; ’ ઇંગ્લાંડનો અનુભવ ઉચ્ચર્યો.

ફ્રાન્સ: ‘ દુનિયાંનું નહિ; આપણું કહો. ’

‘ હા, આપણું; ’ યૌવનમૂર્તિએ પડઘો પાડયો. ‘ પણ યૂરોપનું હિત એ જ આજ જગતહિત છે ને ? વિશ્વસંસ્કૃતિનો કિલ્લેદાર આજે યૂરોપ છે. ’

‘ વિશ્વની સંગ્રામસામગ્રીઓનો; ’ બોલતાં બોલતાં ફ્રાન્સ હસ્યું. ‘ સુલેહ કરતાં હોય તો ભલે ને કરે બિચારાં. ’ તળાવનું ઉંડાણ પારખવાને ફ્રાન્સે કાંકરો નાંખ્યો.

‘ નહી, નહી. એટીલાનાં ધાડાંઓએ યૂરોપને એકવાર ખોળ્યું; પુનરાવર્તન નથી જોઈતું. સાઠ કરોડ જનતા લગામ-છુટ્ટી થાય એનો અર્થભાર વિચારી જોયો છે ? ’ ઇંગ્લાંડના વડિલે પૂછ્યું.

‘ એ જમાનો ગયો. યૂરોપ આજ અભય છે. કોઈ પણ ગઈ કાલના જેવી આજ ઉગીતી દીઠી છે ? ’

૧૯ મી સદીનો નિર્જનો ઉત્તરાર્ધ ને ૨૦ મી સદીનો પૂર્વાર્ધ ઘડીક વીસરીને ફ્રાન્સ ૨૦ મી સદીના મધ્યાહ્નને અભયની વાતો ઉચ્ચરતું હતું–કે એ કરડાકીનો બોલ હતો ? ઘટાગોરંભાયેલા વૃક્ષરાજ સમું ફ્રાન્સ સ્વસ્થ હતું. આંખમાં ચમકે ન્હોતી કે પોપચું યે ફરકતું ન્હોતું. અન્તરમાં વમળો રમતા.

'નહી ઉગતી હોય. પણ સૂર્ય એનો એ જ ઉગે છે, ને તેજ એનાં એ જ વરસે છે. ઇતિહાસને અવગણશો મા.' ફ્રાન્સ જેટલી જ ગહન સ્વસ્થતાથી ઇંગ્લાંડના વડિલ ઉચ્ચર્યા.

ફ્રાન્સ હસી પડ્યું ને બોલ્યુંઃ 'ફ્રાન્સ ઇતિહાસને અવગણતું નથી. ફ્રાન્સની ભૂલ તો દુનિયાં એથી વિપરીત ભાખે છે. જગત્ કહે છે કે ફ્રાન્સ ઇતિહાસને ભૂલતું નથી.'

'હા. કેટલાક ઇતિહાસો ભૂલાય કે ભૂંસાય તો જગતે શાન્તિ જલ્દી પ્રસરે.' જગતશાન્તિના ઉપાસક ઇંગ્લાંડના મહામન્ત્રીશ્વર બોલ્યા.

'જગતશાન્તિ એટલે Status quo – અમે જીત્યા છીએ એ અમારૂં.' ફ્રાન્સે ઉપહાસ કીધો.

કાફીનાસ્તો પૂરાં થયાં. સીગાર પીવાને સમય ન્હોતો; એટલે સીગારેટના બબ્બે ચારચાર ધૂમ્રવાદળાં રમતાં મૂકી, એ વાદળાંને ઉડી જતાં જોતાં જોતાં, સહુ મોટરગાડીમાં ગોઠવાયા. મોટર માર્ગે પડી.

'હમણાં–પાંચેક મિનિટ ઉપર જ સ્પેઇન આ માર્ગે ગયું. ઝપટ કરો તો ઝડપિયે.' ઉપડતી મોટરે ફ્રાન્સે કહ્યું.

'સ્પેઈનને ન ગ્લાય. દોડે છે; દોડવા દો.' ઈંગ્લાંડના વડિલે ઉત્તર વાળ્યો.

ખંડખંડ વચ્ચે પથરાયેલા નીલ ગાલીચા સમો ભૂમધ્ય સમુદ્ર લહેરિયાં ખાતો હતો. ઉછાળેલા સાગરફીણના કણ સમા કાંઠે કાંઠે કુંજલતાઓમાં બંગલાઓ વેરાયેલા હતા. ભૂગોળનાં ભાગ્ય ઘડવાને ભૂમધ્ય સમુદ્રને કાંઠે ત્‍હારે દોડાદોડી થઈ રહી હતી.

જ્યોતિષીઓ કહે છે કે ત્રણ તારલાઓ મળે ત્‍હારે ભવિષ્ય ભાખે. મોટર ગાડીમાં ત્રણ માનવતારલાઓ ભવિષ્ય ભાખતા હતા.

'ને રશિયા કે જર્મની એમાં ભળે તો?' અવનવું જોતા જુવાનડાએ પૂછ્યું.

'તો ચંપાતી પૃથ્વી રસાતાળ જાય.'

સહુ રાજકારણવાદીઓની નિજનિજની રાજભાષા હોય છે, ને અર્થકોશ હોય છે. અભણને એ ગૂઢ છે, ભણેલાંને એ સુગમ છે. રાજમન્ત્રીઓની રાજભાષા સ્‍હમજાય તો લોકગણને ઘણુંઘણું સ્‍હમજાય. યૂરોપના મન્ત્રીશ્વરોની રાજભાષામાં 'જગત' ને 'પૃથ્વી' શબ્દો યૂરોપના અર્થમાં ઉચ્ચારાતા.

'સંભવ નથી. પણ ભવિષ્ય કોણે વાંચ્યાં છે?'

'રશિયાને યૂરોપે અતિવર્ષો નાતબહાર નથી રાખ્યું?' ફ્રાન્સે પૂછ્યું. 'રશિયા નવી નાત બાંધે જ ને પછી?'

દુનિયાંના ભાગ્યવિધાતાઓને શોફર હાંકયે જતો હતો. ફ્લીનર તો બુદ્ધમૂર્તિ શો મૌન હતો.

છાપખાનાંઓમાં બીબાં ગોઠવનારાઓ બીબાં ગોઠવે છે. એમનામાંથી અર્થ સ્‍હમજે એ અસાધારણ નીવડે.

'જર્મની એમાં ભળે તો ચીનજાપાનના છાબડા સ્હામે છાબડું એક જ મંડાય એમ છે. તો જગતની દાંડી સમતોલ રહે.' ઈંગ્લાંડે મમરો મૂક્યો.

'કિયું છાબડું છે એવુંક વળી?' ફ્રાન્સને કૌતુક થયું.

'ઈંગ્લાંડ ફ્રાન્સ ને રશિયા સન્ધિ કરે.' ઇંગ્લાંડે થરમામીટર મૂક્યો.

'કરેલી જ છે ને?'

'એ નહી. પરસ્પર સહાયતાની સન્ધિ.'

'કાળાન્તે યે કારમી–અશક્ય. આજ તો સ્પેઇન ઇટાલીને સન્ધિ–'

એ શબ્દમન્ત્ર ઈંગ્લાંડને ન્હોતો સાંભળવો. એ શબ્દમન્ત્ર ભૂમધ્યસમુદ્રનો ધોરી જળમાર્ગ અવરોધતો હતો. ઈંગ્લાંડ બોલી ઉઠ્યું:

'ફ્રાન્સનો યુદ્ધાવતાર નેપોલિયન તો કહેતો કે એના શબ્દકોશે અશક્ય શબ્દ છે જ નહિ. ત્હમારા શબ્દકોશમાં પેઠ્યો ક્‌ય્હાંથી?'

'જર્મનીના તોપગોળાઓમાંથી. ફ્રાન્સની માતાઓ એ નથી વીસરી.'

'જગતની માતાઓ ઉતર્યાં જંગોને ન વીસરે તો પૃથ્વી સદા લોહીતરસી રહે.'

ફ્રાન્સની સીમાદોરી ઓળંગીને સ્વીટઝરલેન્ડના સીમાદેશમાં પગ મૂકયાના એ અહિમાબોલ હતા.

પ્રજાપ્રજાઓ જેને સન્માને છે એ જિનિવા નગરીના બંગલાઓનાં ઝુમખાં દૃષ્ટિમર્યાદામાં ઉગ્યાં. કાંઠે પ્રજાસંઘનો

મ્હેલ હતો. પ્રજાસંઘની મહેલાત ફરતી હવેલીઓ ન હતી, ન્હાના–ન્હાનકડા વિલાઓ હતા.

ભૂમધ્યસમુદ્ર ઉછળતો; જિનિવાને ઘાંટણાં છાંટતો; ખંડખંડમાં એના ઉછળાટશબ્દ ગાજતા.

દીવાસાની રાત્રીએ જાગરણ કરીને સુન્દરીઓ રાત્રીનો દિવસ કરે છે એવી મન્ત્રીશ્વરોની એ જાગરણરાત્રી હતી. જગતને નિરાંત આપવાનું કહી મળેલાંઓનાં જ મગજને ત્ય્હારે નિરાંત ન હતી.

પતંગો ચગાવતાં બાળકો પીંડલાંનાં ઘૂચળાં ઉકેલે છે. સહુ રાજમંત્રીઓ ત્ય્હાં મગજતન્તુનાં એવાં ઘૂચળાં ઉકેલતા અને અટાપટી પતંગો ચગાવતા. કેટલાએક તો પરસ્પર પેચ કરતા ને કાપતા યે ખરા.

જિનિવા ભૂમધ્યસમુદ્ર સમું શાન્ત હતું. ત્ય્હાં તોપો ગાજતી ન્હોતી કે બોમ્બો ફૂટતા નહિ. પણ ઉંડાં પાણી શાન્ત ભાસે, છતાં એના અન્તરમાં ઘૂમડીઓ ઘૂમતી હોયઃ એવું–ઉંડાં પાણી જેવું જિનિવા ત્ય્હારે શાન્ત હતું.

પછી સ્હવાર પડીઃ સારા ઉત્તરાખંડમાં ભાગ્યે જ પડે છે એવી સ્હવાર પડી. સહસ્રકિરણી સહસ્ર કિરણે વરસતા, પણ એ કિરણોને ઝીલનારાંઓ સાગરતીરે કોક જ ત્ય્હારે ફરતાં હતાં.

ઘણુંખરૂં પ્રભાતનાં તેજ ઝીલે છે એમનાં પ્રભાત પડે છે.

પૃથ્વીનાં ઉઘડતાં પ્રારબ્ધ જેવો દિવસ ઉઘડ્યો. રાત્રીનો દિવસ કીધેલા મન્ત્રીશ્વરો આંખો ચોળતા મોડા મોડા જાગ્યા, અને એથી યે મોડા ઉઠયા. દુનિયાંને થયું કે નવો દિવસ ઉગ્યો.

મોટર ધોવાતી હતી; એટલે મોડા ઉઠવું મોટરધોનારાઓને પાલવે એમ ન હતું. મોટરધોનાર પ્હરોડપૂર્વનો ઉઠ્યો હતો. મોડા સૂઈને વ્હેલા ઉઠવું એ તો શ્રમજીવીઓનો ધર્મ મનાય છે. શ્રમજીવીઓ સાચા હોય તો શ્રમ ધર્મ એમને શ્રેયસ્કર થાય.

જીવનની જીતો શ્રમજીવીઓની જ છે. શ્રમહીનને જીવન્સાફલ્ય જડયાં હોય તો ભાગ્યબળે, આપબળે નહિ.

એની મોટરગાડી અરીસા જેવી ચકચકતી હતી.

મધ્યાહ્નને પ્રજાસંઘની સભા મળી. રાજમન્ત્રીઓ જગતનું ભાગ્ય ઘડવાને બેઠા. એમનામાંથી કેટકેટલાકે સમગ્ર જગત જોયું હતું ? નિજનિજની ખુરશીના ખૂણેથી જગત નિહાળતા સહુ બેઠા હતા.

'જગતશાન્તિ કાજે સહુએ ભોગ આપવા પડશે;' ઈંગ્લાંડના મહાન મહામન્ત્રીશ્વરે અગ્ર મન્ત્રબોલ ઉચ્ચાર્યો. જગતરાજનીતિજ્ઞોનો એ સ્વયંસિદ્ધ મન્ત્રબોલ હતો.

પ્રજાસંઘ સન્મુખે આજનો પ્રશ્ન હતો જીબ્રાલ્ટરનો. સ્પેઇને પ્રજાસંઘ મારફત ઈંગ્લાંડ કનેથી જીબ્રાલ્ટર પાછું માગ્યું હતું. સ્પેઇને વિશ્વસૂત્ર ઉચ્ચાર્યું હતું કે કોઇ યે પર પ્રજાનો રાજપગ પરમૂલકમાં ન હોય.

ઈંગ્લાંડ માનતું કે સ્પેઈન બ્રિટિશ મંડળમહારાજ્યના દુર્ગનો દરવાજો માગે છે.

પ્રજાસંઘમાંની ન્હોડવી પ્રજાઓને એ મૂંઝવણનો મહાપ્રશ્ન થઈ પડયો હતો. બ્રિટિશ મંડળમહરાજ્યને

વિરોધી કરવાને કોઈ રાજી ન હતું; પણ ઇંગ્લાંડને પછાડવાને સહુ ખુશી હતાં.

સ્પેઈનપોર્ટુગાલ એક થયાં હતાં, અને આટલાન્ટિક મહાસાગરના એ દ્વીપકલ્પમાં નવી પ્રજા સરજાતી હતી. કોલમ્બસ લાવેલા સરવેન્ટિસની ભૂતાવળ જાણે જાગી હતી; કાર્ડોવાનાં ખંડેર સજીવન થયાં હતાં; નેપોલિયનની વજ્રએડી નીચે કચરાયેલાંછૂંદાયેલાં માનવફૂલડાં ફોઢ સૈકે પાછાં પ્રફુલ્લતાં હતાં. હજી એ એટલાં બળવન્તાં ન્હોતાં થયાં કે જગતની ઈર્ષ્યા જન્માવે. હજી તો એ નિજ ઇતિહાસની ભૂલો સુધારતાં હતાં.

પ્રમુખપદને શોભતું, પલ્લાંઓની સમતુલા સાચવતું, છતાં વિશ્વવન્દ્ય ન્યાયસૂત્રો ઉચ્ચરતું, કપરા અવસરનું, ન્હાનકડું પ્રારંભિક ભાષણ પ્રમુખ મહાશયે કીધું.

'જગત પ્રગતિને પન્થે છે. ઇતિહાસની જૂની ભૂલો સુધારવી ઘટે. ઈતિહાસની પ્રધાન ભૂલો સુધરે તો પ્રજાઓનાં પરસ્પરનાં ઝેરવેર મટે. પ્રજાપ્રજાની કુદરતનિર્મી સીમાઓ છે. છતાં જરૂરિયાતો સૌની સચવાવી જોઈશે. સ્પેઈનનો કુદરતી હક્ક છે; ઇંગ્લાંડનો જરૂરિયાતોનો હક્ક છે. પ્રજાસંઘે ન્યાય ઉચ્ચરવાનો છે, બન્ને પલ્લાંને સમાન રાખવાનાં છે.'

સ્પેઈન મૌન સેવતું હતું. પણ એ મૌન મહાઅર્થવાહી હતું. એ મૌન બોલતું હતું કે 'અમારો હક્ક સ્વતઃસિદ્ધ છે, અપ્રતિરથ છે.'

ચાર દાયકાના જીવનમાં પ્રજાસંઘને આવો અટપટો રાજકોયડો સાંપડ્યો ન હતો.

સ્પેઈનના અરજપત્રે પ્રજાસંઘે ઇંગ્લાંડને ને પ્રજાઓને ન્હોતર્યાં હતાં. એ ન્હોતરે જવા પૂર્વે વાર્ષિક મહાકવાતયને કાજે ઈંગ્લાંડે નિજનો જગત્કાફલો ઉત્તરસમુદ્રમાં જમાવ્યો હતો. ત્ય્હાં નૌકાકવાયતો ચાલતી હતી. ફ્રાન્સમાં લાખ્ખો સૈનિકોની ટૂકડીઓ દોડતી, ઘૂમતી, ચક્રાવા ખેલતી. દેશ-દેશના અખબારોમાં બન્નેનાં રસપૂર્ણ સવિસ્તર વર્ણનો આવતાં. પૃથ્વીપથરાયેલો માનવવંશ નિત્યનિત્યે એ વાંચતો ને ચગડોળે ન્હડતો.

એમ ફ્રાન્સ ને ઈંગ્લાંડ પ્રજાસંઘમાં આજ આવ્યાં હતાં.

જર્મનીએ કહ્યું: 'જીબ્રાલ્ટર સ્પેઈનનું હતું, ને સ્પેઈન-નનું જ હોય.'

ભૂગોળમાં તેમ પ્રજાસંઘમાં અમેરિકા અળગું બેઠું હતું. યૂરોપને ધીરેલાં ધનઢગલા યૂરોપ ખાઇ ગયું ત્ય્હાર-થી અમેરિકા યૂરોપનો ઓછો સંસર્ગ રાખતું. યૂરોપ જગત શેતરંજ રમતું એ અમેરિકા આઘે બેઠું નિહાળતું, પણ એ રાજરમતના અખાડામાં ઉતરતું નહિ. અમેરિકા નિજનો —ને પરનો—જગત્મહિમા સ્હમજતું, અને સ્હમજતું એથી અળગું રહેતું.

ધીરે ધીરે, શબ્દો છૂટા પાડીને, આત્મગૌરવીની દ્રઢતાથી, એક જ ટૂંકું, સૂત્રાત્મક વાક્ય અમેરિકા ઉચ્ચર્યું: ' Open sea અમારો રાજમન્ત્ર છે. દરિયાને દરવાજા શા ?'

અન્ય પ્રજાઓ મૌન હતી. પણ અમેરિકાના રાજ-મન્ત્રને આજ ઈટાલીનો ને રશિયાનો ન્હાડ જેવડો ટેકો

હતો. રશિયા કહેતું કે દરિયાના બધા દરવાજા ઉઘાડવા પડશે. ઈટાલી બોલતું કે ભૂમધ્યસમુદ્ર તો રોમનું સરોવર છે.

નેલ્સને કોપનહેગન ખેડયું અને અર્ધી સદી પછી સાબાસ્ટાપોલને ઈંગ્લાંડે ઘેરો ઘાલ્યો એ દોઢ સદીથી રશિયા સાચુંખોટું માનતું બેઠું છે કે ઈંગ્લાંડે બાલ્ટિક સમુદ્રને ને કાળા સમુદ્રને દાટા દીધા છે.

પૃથ્વી ઉપરની કિલ્લેબન્ધી તો પ્રાચીન યુગોથી છેઃ ટ્રોય ફરતો કોટ ચણાયો ને દ્વારકા ફરતી ખાડી મંડાઈ ત્હારની છે. દરિયાની કિલ્લેબન્ધી કોલમ્બસે ને વાસ્કો ડ ગામાએ સાગરફૂસલાઓ આરંભ્યા એ પછી બન્ધાઈ કે પહેલાં ? આજે ૨૦ મી સદીમાં તો હવાઈ કિલ્લેબન્ધીઓ બન્ધાય છે. હવાઈ કિલ્લેબન્ધી બાંધનારી ૨૦ મી સદી દરિયાઈ કિલ્લેબન્ધી બાંધનારી ૧૯મી સદીની સ્હામે આજ ફરિયાદે પધારી હતી.

પરસ્પરને જીતવાનાં સ્વપ્નાંઓ પ્રજાઓ પરિત્યાગશે ત્હાર પછી જગતની કિલ્લેબન્ધીઓ જમીનદોસ્ત થશે.

ઘરોને સાંકળો છે ત્હાં સૂધી રાજ્યોને કિલ્લાઓ રહેશે.

ઘર પાછાં ઋષ્યાશ્રમો થશે અને બારણાંને સાંકળ નહી ભીડાય, ત્હારે દેશો યે દુર્ગો તોડશે ને ભોગળો ભાગશે.

રામ ને બુદ્ધ સમા માનવવંશના મહાયુવરાજો પાછા સ્વેચ્છાએ રાજ્યો છાંડી વનમાં વિચરશે ત્હારે પાછી વૃક્ષોની નીચે ને વડલાની છાયાઓમાં, ગૃદ્ધશૃંગની ગુફામાં કે પંચવટીના ઘાટે પર્ણકુટીઓમાં ઇતિહાસગાજન્તી માનવમહેલાતો મંડાશે.

વિત્તેપણાને વૈરાગ્યની લગામો ન્હઠશે ત્ય્હારે દુનિયાં ડાહી થશે. આજ તો પિંઢારોના અનુજો સોનાની શોધમાં ધરતી દૂંઢે છે.

પ્રજાસંઘની મહેલાતમાં ને બહાર ઇંગ્લાંડ સ્હામે સારૂં યૂરોપ ઈર્ષ્યાનાં ઘુરકિયાં કરતું, પણ કોઇ આયુધ ઉગામતું નહિ. મહાન થવું એટલે સૌના ઈર્ષ્યાપાત્ર થવુંઃ એમ કેમ હશે ?

તે તિથિએ જીનિવામાં યૂરોપના ભાગલા પડ્યા.

'બ્રીટનના મંડળમહારાજ્યની ભારા યૂરોપને ઈર્ષ્યા જાગી લાગે છે.'

વિશ્વસૌન્દર્યની રૂપમૂર્તિ સમી એક યુવતિ અને જગતપુરુષાતનની પ્રતિમા સમો એક જોબનજોધ ત્ય્હાં વિચારણાઓ ગણગણતાં હતાં.

'સમર્થોની નહિ; ઈર્ષ્યા એ અશક્તોની મનોદશા છે.'

'તો શું થશે હવે ?'

'શું થશે ? ઇતિહાસના પ્રવાહ વહેશે. યૂરોપ ફરી વળી જાદવાસ્થળી ખેલશે ને પરસ્પરને સંહારશે, ને દુનિયાં નવઅવતારે આવશે.'

પ્રજાપ્રજાઓ બોલી રહી. ઉત્તર આપવાનો ઈંગ્લાંડનો વારો આવ્યો. ઈંગ્લાંડનો ઉત્તર સાંભળવાને પ્રજાઓ ઉત્કંઠ હતી.

ઈંગ્લાંડના પરદેશખાતાના મન્ત્રીશ્વરે પ્રજાસંઘમાં આવ્યા હતા તે ઉઠ્યા. મહામન્ત્રીશ્વર તો, દેવ જેવા, પ્રમુખ-

વરને પડખે વિરાજેલા હતા. મહામન્ત્રીને બોલીને બન્ધાવું ન હતું, પણ જરૂર પડયે પરદેશમન્ત્રીના બોલ સુધારવા હતા.

આજનો રાજપ્રશ્ન પૃથ્વીમ્હોટો હતો, ઇતિહાસગર્ભીલો હતો. યૂરોપ વતી સ્પેઇને આજ તો તળાવમાં કાંકરો નાંખ્યો હતો.

જગતનો ભાર ઉપાડતા હોય એમ ભારેખમ ભાવે પરદેશમન્ત્રી ઉઠયા અને બોલ્યા. માત્ર પ્રજાસંઘને કાજે નહિ, સમસ્ત માનવતાના કાન કાજે એ શબ્દો ઉચ્ચારાતા હતા. એમનું ભાષણ જગતભાષણ હતું.

'બ્રીટન જીબ્રાલ્ટર છોડવાને ખુશી નથી એમ નહિ. પ્રજાસંઘને જીબ્રાલ્ટર સોંપવાનું બ્રીટન કબૂલે પણ ખરૂં. પણ એ કિલ્લેબન્ધી ઉતરે એવી ઉતારેલી રહે એની બાંહેધરી કોની ? બ્રીટને હમેશાં વિશ્વન્યાય પાળ્યો છે, પ્રજાસંઘનો પડતો બોલ ઝીલ્યો છે, ઈતિહાસને આરાધ્યો છે, કાળધર્મને પૂજ્યો છે. સમાધાન એ અમારો મુદ્રાલેખ છે. સ્પેઇન અડધે માર્ગે મળવા માગતું હોય તો બ્રીટન અડધે માર્ગે સ્હામું વિચરવાનું વિચારશે—ના નહી કહે. અમને પણ કંઈક બદલો મળવો જોઇશે. સ્હામા કાંઠાનું જીબ્રાલ્ટર બ્રીટનને સોંપાય, તો પ્રજાસંઘને જીબ્રાલ્ટર સોંપવાનું બ્રીટન જરૂર વિચારશે. સદા અને સહુ શું બ્રીટન સુલેહ વાંછે છે. Britain stands for Peace & Status Quo'

સાંભળીને પ્રજાસંઘ તો થંભી જ ગયો. ઉંડો અણધાર્યો મહાઅર્થવાહી ઉત્તર હતો: રાજનીતિને શોભતો.

એક કે પ્રજાને તો શું પણ સમસ્ત પ્રજાસંઘને પ્રત્યુત્તર આપવો અઘરો પડી ગયો.

થોડીક મન્ત્રણા થઈ. રાજમન્ત્રીઓનો ગણગણાટ થયો. પછી મહાવૃક્ષ સમા ગંભીર વદને પ્રમુખ મહાશય ઉઠયા અને ઉચ્ચર્યો; 'વિશેષ વિચારણા કાલે થશે. આવતી સ્હવાર ઉપર પ્રજાસંઘની સભા મૂલતવી રહે છે.'

બ્રીટનનો પ્રજાઉત્તર સૈકાઓની મુત્સદ્દીગિરિનો પરિપાક હતો. એ ઉત્તરનો પ્રતિઉત્તર ઘડવાને મહાત થયેલો પ્રજાસંઘ ઉગતી સ્હવાર ઉપર મૂલતવી રહ્યો.

પ્રજાપ્રજાના પ્રતિનિધિઓ વિમાસણભારે વિચારતા ભારે ભમ્મરોએ ઉઠયા; ને વિખેરાવા જતા હતા એટલામાં અણુચિન્તવ્યો ને અણધાર્યો એક ઐતિહાસિક બનાવ બન્યો.

પ્રજામંડળમાંથી જાપાન આગળ આવ્યું અને ઉચ્ચર્યું: 'મ્હારી સરકારની જાહેર કરવાની મ્હને ફરમાશ છે કે ચીન જાપાન જર્મનીને સુલેહનું તહનામું થયું છે. જાપાન લીગનું સભાસદ નથી, ચીન ને જર્મની આજ અમને અહીં લાવ્યાં છેઃ છતાં નકલ રજૂ કરૂં છું લીગના દફ્તરખાનાને કાજ.'

એ સુલેહના શબ્દો કેટલીક પ્રજાઓના કાનના પડદા ચીરતા હતા, કેટલીક પ્રજાઓના મુખડે આશંકાની છાયાઓ તરવરાવતા હતા.

એવે ચીન બોલ્યું: 'એ વાત સાચી છે તે પ્રજાસંઘને વિદિત થાય.'

જર્મનીની આંખો ચકોર હતી. એની દૃષ્ટિ છાતી ઉપર પથરાયેલી હતી, છાતીપાટને ઢાંકતી હતી. ઉભું હતું ત્યહાંથી જ જર્મની બોલ્યુંઃ 'એ સુલેહનું તહનામું જર્મનીની સાક્ષીએ ઘડાયું છે, ને મંહી જર્મનીની સાખ છે.'

ઇંગ્લાંડઃ 'યૂરોપની સાખ નથી એમાં. યૂરોપ એ મંજૂર રાખશે ?'

જાપાનઃ 'જર્મની શું યૂરોપ નથી ? તહનામું સુલેહનું છે.'

જર્મનીઃ 'અમે જાહેર કરિયે છીએ, મંજૂરી માગતા નથી.'

મનમાં જાણે વિચાર કરતું હોય એમ ફ્રાન્સ બોલ્યુંઃ 'તહનામું કરીને ત્રણ પ્રજાઓ કરવા ધારે છે શું ?'

જર્મનીઃ 'જગત્‌શાન્તિ. અન્ય પ્રજાઓ તહનામાં કરીને કરવા ધારે છે એથી કાંઇ યે નિરાળું નહિ.'

પ્રમુખ મહાશય તહનામાનો રાજકાગળ વળી વળીને વિલોકતા હતા. એ વિલોકી રહ્યે બોલ્યાઃ 'બેશક પ્રજાસંઘ તહનામું સ્વીકારે છે. તહનામું સુલેહનું છે. પણ પ્રજાસંઘને પૂછ્યા વિના થયેલું છે. પ્રજાસંઘનું સાર્વભૌમત્વ—'

ઉતાવળિયું જર્મની ઉતાવળું ને આકળું થયું. બોલ્યુંઃ 'સુલેહ અને શાન્તિનાં તહનામાં કરતાં યે પ્રજાસંઘને પૂછવાનું ?'

'પણ એ છૂપા કૉલકરાર છે. અનુસન્ધાનની બીજી પરસ્પર યાદીઓ તો નથી ને ? મંજૂર રાખતાં પૂર્વે પ્રજાસંઘે વિચારવાનું એ છે.'

'ત્રણ-ત્રણ રાજ્યો જાહેર કરે છે; ચોથા ભાગની દુનિયાં જણાવે છે; ૯૦ કરોડ માનવતા બોલે છે; એને ૩૦ કરોડ માનવતા કહે છે કે છૂપું છે?' જર્મનીનો કંઠ બોલતાં ઘેરા થતો ઘૂંટાતો હતો.

'અમે જાહેર કીધું એને છૂપું કહેશો?' જાપાને પૂછ્યું.

'હિન્દ કેમ મૌન છે?' જર્મની બોલ્યું. બ્રીટનના મંડળમહારાજ્યમાં એને ભાગલા પડાવવા હતા.

'હિન્દ નવું છે; નિરખે છે, ભણે છે. પ્રજાસંઘમાં હિન્દનો સ્વતન્ત્ર મતાધિકાર હજી કાયદાજૂનો યે નથી.' ધીમેશથી હિન્દ બોલ્યું.

શ્વાસોચ્છવાસમાં પ્રાણશક્તિ વેડફી નાંખવાનું હિન્દે વિસાર્યું હતું. હિન્દ હવે અણુઅણુમાંથી વીણી વીણીને પ્રાણશક્તિ સંઘરતું.

'હિન્દનો ૭ વર્ષનો બાળકો-કવિવર કાલિદાસ નથી કહેતા? કે-સિંહણબચ્ચા શું ખેલતો?' જર્મનીએ પ્રોત્સાહનનો ઉત્તર વાળ્યો ને પ્રશ્ન પૂછ્યો. કેટલાક પ્રશસ્તિના બોલ ચ્હડાઉઓને ચ્હડાવવાને બોલાય છે.

બ્રીટન બોલ્યું: 'પ્રજાસંઘે તો પ્રજાઓને લગામો ચ્હડાવવી ઘટે.'

ફ્રાન્સે કહ્યું: 'આ તો પૂર્વના પ્રજાસંઘનાં પગરણ મંડાયાં.'

પ્રમુખ બોલ્યા: 'તો તો જીનિવાનો પ્રજાસંઘ પડી ભાગે.'

'જે તિથિએ પ્રજાસંઘે વર્ણભેદ ધોવાનો જાપાનનો ઠરાવ નકાર્યો એ જ તિથિએ પૃથ્વીનો પ્રજાસંઘ પડી

ભાગ્યો ને યૂરોપનો પ્રજાસંઘ જન્મ્યો. પછી અમેરિકા અળગું રહ્યું હતું. રશિયાને અળગું રાખ્યું હતું. જાપાન જર્મની ઈટાલી સ્વયંભાવે અળગાં થયાં હતાં. આ પ્રજાસંઘ પડી ભાગશે, તો પૃથ્વીનો પ્રજાસંઘ સ્થપાશે. ઘડીકે રાજ-સિંહાસન આસી નહિ રહે.'

૧૯૧૯ માં પૃથ્વીનું મધ્યબિન્દુ જિનિવામાં મંડાયું હતું. પૃથ્વીની પશ્ચિમપાંખે ને પૂર્વપાંખે બેઠેલાં અમેરિકા–જાપાન તો ત્ય્હારે ય અણુસન્તોખાયેલાં હતાં. આજે પૃથ્વીનું મધ્યબિન્દુ બદલાતું ભાસતું.

પ્રજાસંઘના પ્રમુખશ્રી વિચારનિમગ્ન હતા. એ વિચારમૂર્છામાંથી જાગીને, જાગી ઉઠતા જનની પેઠે, બોલી ઉઠયાઃ
'ત્ય્હારે હવે ?'

પ્રજાસંઘના પ્રાસાદના વાતાવરણની અગસ્યતા પણ એ જ પૂછતી હતી કે 'ત્ય્હારે હવે ?'

૫

## પ્રકરણ ૨ જું, બીજમન્ત્ર

---

એ પછી જે સૂરજ ઉગ્યો તે પ્રજામન્ત્રીશ્વરોને નવો સૂરજ લાગ્યો.

બીજે દિવસે પ્રજાસંઘ મળ્યો; પણ સિનેમા જોનારાંઓ દોઢ–બે કલાકમાં વિખેરાય છે એમ વિખેરાયો. આશ્ચર્યવદને સહુ પરસ્પરને પૂછતા હતા કે 'છત ઉપરના એ શબ્દો આવ્યા ક્‌હાંથી ?'

ઇંગ્લાંડ બોલતું ને પૂછતું: 'પ્રજાસંઘનો મહેલ પણ પવિત્રાગાર નહિ ?'

ફ્રાન્સ કહેતું: 'જાપાનનું કારસ્તાન છે એ.'

અમેરિકા ઉચ્ચર્યું: 'ઘરપ્રવેશનો ગુનોહ છે આ તો.'

શબ્દો ઉપર ભાર મૂકી–મૂકીને જર્મની બોલતું કે 'પ્રજાસંઘનાં બારણાં સહુને કાજે ઉઘાડાં હોય.'

ભારતનું પ્રતિનિધિમંડળ જતું હતું. મંહી રાજકુમારી જયપ્રભા વીજળી જેવી ઝબકતી ને વેલી જેવી પ્રફુલ્લતી. રાજકુમારી બોલ્યાં: 'શું ખોટું કહ્યું છે જે ? 'ચીનની દીવાલ કરતાં હિમાલય હજારગણો ઉંચેરો છે: હજાર Yellow Perilsને અવરોધશે:' એમાં અસત્યનો ઉચ્ચાર કિયો છે ?'

ઇટાલી કહેતું કે 'ડાન્ટેના આત્માએ Purgatorio—પ્રાયશ્ચિત્તલોકમાંથી એ વીજકિરણો ફેંક્યાં હતાં.'

પણ કોઈ સળંગ આખી વાતો બોલતું નહિ. કાંક-રાઓના જેવા ભાગ્યાતુટયા શબ્દો સહુ વેરતા હતા.

પ્રજાસંઘે આજ જાણે બે ભુત જોયાં હતાં. એક ભૂતનો વિરાટપડછાયો આભ ભરી પથરાતો દીઠો. બીજું ભૂત વણ્ન્હોતર્યું વીજકિરણે પ્રજાસંઘમાં બોલી ગયું.

પીળી પ્રજાઓના ભયને અવરોધવો જોઈયે એમ વિચારતો પ્રજાસંઘ તે તિથિએ મળ્યો હતો. ગોરી પ્રજા-ઓના ભયને નિરખીને પ્રજાસંઘ વિખેરાયો.

ફ્રાન્સે કહ્યું: 'યૂરોપ હવે પૃથ્વીનું મધ્યબિન્દુ નથી.'

ઈટાલી બોલ્યું: 'ભૂમધ્યસમુદ્રનું નામ બદલવાને લોક મથશે; ને ધારો મન્થનહારા સફળ થયા. પણ ભૂમધ્યસમુદ્ર ભૂંસાવાનો છે કોઈથી ? ભૂમધ્યસમુદ્રની મહા રાણી છે રોમનગરી. કાળગ્રન્થનું આદિ બિન્દુ ઈટાલી છે; મધ્ય બિન્દુ ઈટાલી હતું; અને અન્તિમ બિન્દુ ઈટાલી હશે. સપ્તશૃંગાળી નગરી સપ્ત પાતાળોનો ને સપ્ત સ્વર્ગો-નો—ચૌદે લોકનો આધાર છે. અમારી Vestal virgins—બ્રહ્મચારિણીઓના દીવડા લોકલોકને અજવાળશે.'

થોડાબોલું બ્રીટન બોલતું ન્હોતું, પ્રજાસંઘમાં સાથી-ઓને શોધતું, અને ઉંડું ઉંડું આલોચતું કે આ તો એશિયાના ઐક્યનાં ને યૂરોપના કુસંપનાં પગરણ.

સ્પેઇને ફ્રાન્સના કાનમાં કહ્યું: 'ઈતિહાસના અક્ષરો ભૂંસાય છે આજ. કોલમ્બસે ને વાસ્કો ડ ગામાએ જગતમાર્ગો દાખવ્યા. એ માર્ગો ભૂંસાતા ભાસે છે.'

અમેરિકા ઉચ્ચર્યું: ' જર્મનીએ સત્યાનાશ વાળ્યું ને યુરોપનું વેર લીધું.'

જર્મની કહેતું: 'રશિયાએ લાખ્ખોને દેશપાર દીધાં. એમણે જઈ વસાવ્યો પીળા સમુદ્રનો ઘાટ; ને પરદેશી પ્રજાઓ શું લગ્નો કીધાં. એ પ્રજાસંકરોનો આ પરિપાક.'

રશિયાએ પ્રત્યુત્તરનો પડઘો પાડયો: 'રશિયાને ગાળ મા દ્યો. રશિયાએ સત્યાનાશ વાળ્યું કે ૨૦ મી સદીના સહવારની યુરોપી જાદવાસ્થળીના ઉત્પાદકે? બે કરોડેક સૈનિકોનો કચ્ચરઘાણ વળાયે બે કરોડેક સ્ત્રીઓ વરવિહોણી રહી. દેશદેશમાં White Slave Traffic જાગ્યો. પ્રજાસંઘે અવરોધવાનાં મન્થન માંડયાં. પણ પ્રજાસંઘ કંઈ પતિઓ અર્પતો ન હતો. વર્ણસંકરતા વિસ્તરી, ને આરબ્રના તલસાટે ઈતિહાસ ઘડયા.'

ભારતનો પ્રતિનિધિ ગીતાજીનો પ્રથમોધ્યાય સ્મરતો હતો. એણે કહ્યું: 'પાંચ હજાર વર્ષે આ તો પાછું ઈતિહાસનું પુનરાવર્તન થયું.

'સ્ત્રીઓ દુષ્ટ થતાં, પાર્થ! જન્મે છે વર્ણસંકર.'

અમેરિકા અન્તરમાં ઉંડું ઉંડું આલોચતું હતું કે એટલાન્ટિકપેસીફિકનાં પૃથ્વીસરોવરો વિશાળાં છે. ત્હો ય પનામાની નહેર ઉંડી ને પહોળી કરવી પડશે.

સ્વીટઝરલેન્ડને આત્મદેશે તો માનસશાસ્ત્રનો એક પ્રશ્ન વારંવાર ઉગતો કે સુધરેલી કહેવાતી પ્રજાઓને પરમૂલકની આવઆવડી ભૂખ કેમ હશે વારુ?

ઇંગ્લાંડે દરખાસ્ત મૂકી: 'એશિયા ખળભળ્યો છે.

એના આત્મવિકાસને અર્થે એશિયાને શાન્તિની જરૂર છે. પ્રજાસંઘે એશિયાને શાન્તિ અર્પવી ઘટે છે. એશિયાનાં મોજાંઓ અથડાતાં અવરોધવા જોઈએ '

પ્રજાસંઘ ઘડીક વિમાસણમાં પડ્યો. ત્‍હાં જાપાન ઉઠ્યું; પાયસ્તંભો નિશ્ચયાત્મક કીધા; અને પેલી ગીતાભાખી નિશ્ચયાત્મક વાણી ઉચ્ચર્યું: ' એશિયાને એશિયા સોંપો તો ત્‍હાં શાન્તિ જ છે સદા. '

અંગોરા બોલ્યું: ' પૂર્વનો પ્રશ્ન પૂર્વ ભણી સંચરતો રહ્યો છે. ભરતી પશ્ચિમમાંથી ર્‌હડતી આવી છે, ને પૂર્વને પૂર્વમાં ધક્કેલે છે. ઇસ્લામને ઇસ્તંબુલમાંથી અંગોરા યુરોપે ક્‌હાડ્યો. પૂર્વ હવે તો દરિયામાં પડે તો છે. '

પ્રજાસંઘ ક્ષણેક વિચારતો બેઠો ને વાટાઘાટે ર્‌હડ્યો. જાપાનને કહ્યું પ્રફુલ્લતી જતી જાપાની મહાપ્રજાની વસાહત કાજે ફિલિપ્પાઈન સુપરદ કરિયે. ચીનને કહ્યું કે ત્‍હમે તો ઉદ્યોગી છો, ખંતીલા છો, વિચારવન્ત ને શાણા છો, પ્‍હોળી નહિ પણ પૃથ્વીને ઊંડી ખેડો છો. એક એકર ઉપર યૂરોપ ન જીવે એ ત્‍હમે એકસો વાર ઉપર જીવો એવા સમાસસ્‍હમજૂ છો. ત્‍હમારે બુદ્ધિવન્તાઓને ખોટ શી છે?

ચીને તત્કાળ પડઘો પાડ્યો: ' ઉપદેશો છો એવા ત્‍હમે યે સમાસસ્‍હમજુ થાવ ને યૂરોપમાં સમાઈ રહો તો એ ઉપદેશ સ્‍હમજાય. परोपदेशे पांडित्यम् જમાને જમાને સોઘું થાય છે. '

ફ્રાન્સ: ' ચીનની દીવાલ કાંઈ યૂરોપે નથી ચણી. ચીને પોતે જ સૈકાઓથી પોતાને પોતામાં પૂરેલું છે. '

'અને યૂરોપને યૂરલ ભૂમધ્યસમુદ્ર ને એટલાન્ટિકની પાળો બાંધવાને ચીન આવ્યું' તું–નહી ?' ચીને પ્રત્યુત્તર વાળ્યો. 'દેશેદેશ એ દેશવાસી પ્રજાના છે.'

પ્રજાસંઘમાં પ્રજાઓ સ્પષ્ટતાથી બોલતી હતી, અને ચાર શબ્દોમાં સૈકાઓના ઈતિહાસો ને જગજૂનાં સત્યો ઉચ્ચરતી.

ઈટાલી: 'કોઈ ઘૂસી ન જાય તે ચીને બારણું ભીડયાં. પણ ચીન ભૂલી ગયું કે ભીડયાં ઘરમાંથી પેસાયે નહિ, તેમ નીસરાયે નહિ.'

'આલ્પ્સ આલ્પાઇન ને પિરિનીઝ તો ચીનાઈ દીવાલથી નીચેરા હશે ?'

સોનાની કણીને ટીપી ટીપીને લાંબી કરે એવું ફલીલલફ્શંદર લંબાતું હતું. પાસીફિકને આરે પૂર્વમાંથી ચ્હડતી વાદળી પ્રજાસંઘ પેખાતો; આટલાન્ટિકને આરે પશ્ચિમમાંથી ચ્હડેલા મેઘાડમ્બર એને અણુદીઠા રહેતા. એક વિચારને વાગોળી –વિસ્તારી આભ જેવડો કરાય, અને પછી એ આભમૂર્તિઓનાં દર્શને વિચારક સ્વયં ભડકે, એવું જ્હાં ત્હારે થતું હતું. એક પ્રસંગછબિ તો વિસ્તારી હતી; અને વિસ્તારતાં વિસ્તારતાં વિરાટરૂપ અપાર્યું હતું. અને પછી એ આભભરતા છબિદર્શને સહુ બ્હીતું ને કમ્પતું. ભૂતની ભાવના જ એવી છે.

એટીલા ને એલેરિક, જંગિસખાન ને તૈમૂરજંગનાં ઇતિહાસસ્વપ્નાં પ્રજાસંઘ જોતો હતો ને ભડકતો હતો. સિકન્દર ને નેપોલિયનનાં ધાડાં પ્રજાસંઘ ત્હારે ન્હોતો

સંભારતો. ઝર્કસિસે હારીને ગ્રીસને ન માણ્યું ને સિકંદરે ગ્રીસ કે ઈરાનને જીતીને માણવા ન રહ્યોઃ ઇતિહાસના ગેબી બોલ તો એ છે.

ઇતિહાસનું મહાગંભીર એક વાક્ય ઈટાલી બોલતું કે 'નેપોલિયન પાછો એલ્બામાંથી નાઠો છે.'

પ્રજાસંઘના હૈયાહૈયામાં એ પડઘો પડતો હતો. દોઢ-સોહ વર્ષે એનો એ અવસર યુરોપે જાણે ફરીથી ઉગ્યો.

પણ ૧૮૧૪ નો સંપે યૂરોપના પ્રજાસંઘમાં આજ ન હતો, કે ૧૮૧૫ નું વોટરલૂ જીતનાર ધીરગંભીર ચોધરાજે ન હતો. નિજનિજની સ્વાર્થસિદ્ધિના પાયા ઉપર સ્થપાયેલા પ્રજાસંઘમાં પ્રજાપ્રજાના સ્વાર્થ પરસ્પર અથડાતા; એટલે યૂરોપ કુસંપીલો અશ્રદ્ધાળુ ઈર્ષ્યાળુ થયો હતો. અને શાન્તિ-વાદનાં નાટકચર્ચાઓએ જમાનાનું વીરત્વ મોળું પાડયું હતું. ઘણીખરી વીજળીવિહોણી બેટરીઓ હતી. રાનટી પશુઓની પેઠે ભોંયરાં ખોદી, મંહી ભરાઇ, પ્રજાપ્રજાના બહાદુરો હવે લ્હડતા.

પ્રજાસંઘનાં મ્હોડવીઓ એક જ વાત ત્હારે વિચારતા કે એશિયાની ઘડાતી એકતાને અવરોધવી શી રીતે?

રાજકુમારી જયપ્રભાએ વીજલતા જેવા શબ્દો ફેંકયાઃ 'પૃથ્વીની ઉંચામાં ઉંચી ટોચે માનવધ્વજ હવે રોપાશે; અને એ પૃથ્વીધ્વજનો ધ્વજમન્ત્ર હશે Under the Flag of Humanity:—માનવવંશની ધ્વજછાયામાં. પ્રાચીન-માં પ્રાચીન મહાપ્રજા પૃથ્વીની મહાપ્રજાઓને પાઠવશે હવે માનવવંશનું ન્હોતરૂં. પૂર્વપશ્ચિમની દાંડી હિમાલયનો નગાધિરાજ થશે.'

જાપાને તો એક ન્હાનકડું નાટક ખેલ્યું, ને સહુ પ્રજાપ્રતિનિધિઓના કરકમલે નિજનિજની મુખમુદ્રાનાં રૂપ નિહાળવાને અરીસા મૂક્યા. ગંભીરમુદ્રાળો પ્રજાસંઘ ખડખડાટ હસી પડ્યો.

એવે વળી એક આશ્ચર્ય બન્યું ને પ્રજાસંઘ વળી થંભી ગયો, મૂર્તિવત્ બની ગયોઃ જાણે ચીતરેલાં ચિત્રામણો.

ધૂમકેતુ કો ઉગે ને લોકલોકની આંખો ઉઘાડે—એવું બન્યું.

પ્રથમ તો એવું થયું કે જાણે સંશોધનતેજપ્રવાહનાં કિરણબાણ, પતંગોની દોર પેઠમ, પરસ્પરને વીંધતાં ને ગૂંથતાં ઉડી રહ્યાં. પછી ધીમે ધીમે એ કિરણરેખાઓના અક્ષરો રચાયા. ઉત્તરધ્રુવ પ્રદેશમાંનાં પ્રાતઃપ્રવાહી કિરણમંડળમાંથી જેમ ધીરે ધીરે ઉષામૂર્તિ રચાય છે એમ એ વીજકિરણો ગૂંથાઇ—ગૂંથાઇને તેજઅક્ષરો પ્રગટ્યા. પૂર્વે ઉષાકિરણોએ વેદમન્ત્રો લખ્યા હતા; આજે વીજકિરણોનો નવવેદ—મન્ત્ર આલેખાયો.

Just as Humanity is a thousand times higher than any one nation, so is the Himalayan wall a thousand times higher than any fort-wall. The Himalayas will shield Humanity.

એક કો પ્રજા કરતાં માનવવંશ સહસ્રધા મહાન છે, એવો હિમવાનનો પર્વતકોટ કો દુર્ગદિવાલથી સહસ્રધા મહાન છે. હિમવાન માનવવંશને છત્રછાયાની ઢાલ થશે.

યૂરોપની સંસ્કારભૂમિ ફ્રાન્સ છે, યૂરોપની ન[illegible]

ણુઓની જનની ફ્રાન્સ છે, યૂરોપની રાજભાષા ફ્રેંચ છેઃ એ વીજમન્ત્રે ફ્રેન્ચ ભાષામાં લખાયો હતો.

નિજને સર્વસમર્થ માનતા પ્રજાસંઘને વીજબાણુ વાગ્યું કે પ્રજાસંઘના મહેલમાં આ તેજલેખાઓ આવી છે ક્‌હાંથી ?

રાજકુમારી જયપ્રભા એકતારાની મંજુલતાથી ગુંજતી હતીઃ

આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે.

તે તિથિએ પ્રજાસંઘમાં જર્મનીએ જ્‌હારે કહ્યું હતું કે 'અસ્ત્રશસ્ત્રોની ગજવેલધારો જંગોને જીતે છે,' ત્‌હારે રાજકુમારી જયપ્રભાએ ઉત્તર વાળ્યો હતો કે 'તો તો કહોને કે જડ તે ચેતનને જીતે છે! ના, ના; અસ્ત્રશસ્ત્રોના ગજવેલ નહિ, વીરોનાં વીરત્વ જગતજંગોને જીતે છે. યાન્ત્રિક તોપ નહિ, યાન્ત્રિક તોપ પાછળનો સુભટ; વિમાન નહિ, પરાક્રમશાળી વિમાનસ્વામી જગતજંગોનો વિજેતા છે.'

માનવી કરતાં Systme–પદ્ધતિને જર્મની મહાન માનતું; જયપ્રભાની મહાપ્રજા પદ્ધતિ કરતા માનવીને મહાન માને છે. રાજકુમારી કહેતી કે પ્રત્યેક બાળક શંકર કે સિકન્દર છે, મનુ કે પેરિક્‌લીઝ છે, સીઝર કે ડ્રેકો–વાલ્મીકિ કે વ્યાસ છે. જયપ્રભા ઉચ્ચરતી કે સૂરજમાંથી સૂરજમાળા પ્રગટેલી છે.

તે તિથિએ પ્રજાસંઘ મળ્યો ત્‌હારે પહેલો પ્રહર હતો; પ્રજાસંઘ વિખેરાયો ત્‌હારે બીજો પ્રહર બેઠો હતો. તાપ જામવા માંડયો હતો, છતાં શીતલતા હજી સારી

હતી. સૂર્યકિરણોને ઝીલી ઝીલીને ભૂમધ્યસમુદ્રની ઉર્મિઉર્મિઓ એમને પાછાં ઉછાળતી, છતાં સમીરણો શીળા વાતા.

પ્રકૃતિ સ્વભાવે શીતળ છે; કાળમન્થન પ્રકૃતિને ગરમ કરે છે.

પણ ભૂમધ્યસરોવરની–ઈટાલી એને ભૂમધ્યસમુદ્ર નહિ, પણ ભૂમધ્યસરોવર કહેતું.–પણ ભૂમધ્યસરોવરની મધ્યે યે એટનાનો જ્વાળામુખી છે ને ? સદા યે એ ફાટતો નથી, પણ ધૂંધવાય છે ખરો. ભૂમધ્યસરોવરના જળમંડપને આરે પ્રજાપ્રજાના હૈયાના એટનાઓ એવા ધૂંધવાતા.

એ તેજમન્ત્ર તો વીજળી શો ઝળક્યો ને વીજળી શો અલોપ થઈ ગયો. અને વીજળી જગતની આંખોને આંજી નાંખે છે એમ પ્રજાસંઘની જગત્‌આંખોને આંજી નાંખીને અલોપ થયો.

છઠ્ઠીની તિથિએ વિધાત્રી ભાગ્ય લખવાને આવે છે ત્હારે શી વિધિ આવે જાય છે ? ને લખે છે ? સારી રાત બેસી લખે છે કે ક્ષણેકમાં કિરણલેખિની આલેખી જાય છે ? વિધાત્રીની વીજલેખિની સમો એ વીજમન્ત્ર ઝળક્યો ને આથમ્યો.

પ્રજાસંઘે એ વીજમન્ત્ર ક્ષણેક જ વાંચ્યો; પણ સહુને થયું કે એ ક્ષણમાં એમણે ભાવીનાં ભાગ્ય વાંચ્યાં.

પણ ભાવીના અક્ષરો માનવીને ઉકલે છે એથી અધિકું કોઇને યે ત્હાં ઉકલ્યું ન હતું.

જયપ્રભાને એક થતું કે પોતે અર્થ સ્હમજે છે. પણ એને ય તે ભણકારા વાગતા. એ પણ કંઈક તો ભૂલી ગઈ

હતી, અને સ્મૃતિકુંજની ગલીઓમાં એ ભૂલેલું શોધતી હતી. યૌવનકુંજમાંથી કૌમારને કોક શોધે એમ એ યૌવના નિજ સ્મરણોને ઢૂંઢતી હતી. જયપ્રભાને સહિયરો સાંભરી.

રોમાવલિને ફરફરાવતા મન્દ મન્દ ને મીઠડા સમીરણો વાતા હતા; અને સહુસહુની રોમાવલિઓને પ્રકૃત્યનુસાર ડોલાવતા હતા.

ફરી મળવાની તારીખ નિર્ધાર્યા વિના પ્રજાસંઘ વિખેરાયો. અમેરિકા બોલતું બોલતું ઓટલાનાં પગથિયાં ઉતર્યું કે ' આ કંઈ પૃથ્વીનો પ્રજાસંઘ ન હતો; આ તો European Supremacyની સ્થાપના હતી. અમેરિકા યૂરોપનું અંગ નથી, અને એથી અમેરિકા યૂરોપી પ્રજાસંઘમાં ભળતું નથી. '

આયુષ્યનાં જળ ઉછળે છે એવો ભુસધ્યસમુદ્ર ઉછળતો. એની ઉર્મિપરંપરાની છોળો પછી પૃથ્વીના પરિઘમાં પથરાતી.

સૂરજમાળાના મણકા વિખેરાય એમ મન્ત્રીશ્વરો વિખેરાયા. પ્રત્યેક ગ્રહઉપગ્રહ નિજનિજને ચક્રાવે સ્હડયો. પક્ષવાદીઓ પક્ષવાદ વાંચતા; પણ તટસ્થોને થતું કે લાર્ડોના સેનાધીશો ને અબજોની સંગ્રામસામગ્રીવન્તાઓને આટઆટલા ભય છે શાના ?

અને એનો ઉત્તર ભારતનાં તપોવનોમાંથી ગાજતો કે રાજરાજેન્દ્રોને યે ભય છે; અભય છે એક યોગેશ્વરોને.

कस्मात् भयं योगिनः ?

કારણ કે યોગેશ્વરોને પૃથ્વી પથરો છે, રાજેન્દ્રોને પૃથ્વી હીરલો છે.

ચોખૂટ યુરોપ ધ્રૂજી ઉઠયો એથી ૧૭૧૪માં પૃથ્વી ન્હોતી થંભી ગઈ, કે ૧૮૧૪માં પૃથ્વી ન્હોતી થંભી ગઈ, કે ૧૯૧૪માં યે પૃથ્વી ન્હોતી થંભી ગઈ. ધરતીની ધરીભ્રમણા ને સૂરજચક્રાવો તો ત્ય્હારે ત્ય્હારે-સૈકે સૈકે યે અવિરામ હતાં અને આજે યે અવિરામ છે.

સંઘપ્રાસાદમાંથી પ્રજાસંઘ બહાર નીસર્યો ત્ય્હારે ક્લીનર કાચ લ્હોતો હતો, ને શોફર કળ અજવાળતો હતો.

સહુ કો નિજનિજના ધર્મ પાળે તો પૃથ્વી ઉજળી જ થઈ જાય.

સારો યે દહાડો તે તિથિએ જિનિવાને ઘાટે ઘાટે એ જ એક પ્રશ્ન પૂછાતો કે એ વીજમન્ત્ર આવ્યો ક્ય્હાંથી. ?

સ્હાંજ પડતાં પડતાંમાં તો દેશદેશમાં એ સમાચાર ફરી વળ્યા, ને છાપાંઓએ ઘેરઘેર એ પહોચાડયા. દેશેદેશમાં ઘેરઘેર પૂછાયું કે એ વીજમન્ત્ર આવ્યો ક્ય્હાંથી ?

મહેલોમાં રાજવીઓએ, હવેલીઓમાં અમીરઉમરાવોએ, મન્ત્રીમંડળોમાં રાજમન્ત્રીઓએ, બજારોમાં હાટે હાટે વૈશ્યવરોએ, ક્લબોમાં ક્લબમેમ્બરોએ, હોટેલોમાં ચ્હાકાફી પીનારાંઓએ, ને ગિરણીઓમાં મજૂરવૃન્દોએ એ જ સવાલ પરસ્પરને પૂછયો. સૈનિકોની બરાખોમાં એક એ પ્રશ્ન ન પૂછાયો; કારણ કે રાજકારણને ઘડતી સૈનિકોની બરાખો રાજકારણવાદથી પર મનાય છે. શહેરોમાંનાં અર્ધલશ્કરિયાં સિપાઈમંડળો તો એ સાંભળતાં ને પ્રશ્નનો પડઘો પાડતાં.

પણ એ વીજમન્ત્રનો અર્થ કેટકેટલાક સ્હમજતા, કે સ્હમજવા મથતા ?

છાપાંઓમાં પક્ષવાદીઓએ પૂછ્યું કે એ વીજમન્ત્ર ક્‌ય્હાંથી ? ખંડખંડની જનતાએ પ્રશ્નપડઘા પાડ્યા કે ક્‌ય્હાંથી ? પણ ન તો છાપાંઓએ કે ન તો છાપાંઓનાં વાંચકવૃન્દોએ, ન તો બોલનારે કે ન તો સુણનારે, પૂછ્યું કે એ વીજમન્ત્રનો અર્થમર્મ શો ?

એનું નામ જગતચળવળનો વંટોળ. વંટોળ ગાજે બધે, પણ એનો અર્થ સ્હમજે કોક.

બે હજાર માઇલ લાંબા ને બે હજાર માઇલ પહોળા ભરતખંડના આભમાં એ વીજમન્ત્રના પડઘા પડ્યા. પણ પન્દર સો માઇલ વિસ્તરતા હિમાચળ સમી જનતા અવિકમ્પાયમાન રહી ’તી. ભરતખંડનાં બાળક જેવજેવડા દેશો જ્‌ય્હારે ખળભળતા હતા ત્‌ય્હારે પૃથ્વીદેશોનો એ પિતામહ અવિકમ્પિત હતો.

પણ છેલ્લી સદીમાં ઇતિહાસના ધરતીકમ્પો ભરતખંડે બહુ થઈ ગયા હતા. એક ફ્રાન્સમાં ને એક ભારતમાં પ્રજા દાયકે દાયકે ડહોળાય છે.

અને એ ઇતિહાસમન્થનોને કારણે ફ્રાન્સ યૂરોપની પ્રેરણાભૂમિ છે, ભારત પૃથ્વીની પ્રેરણાભૂમિ છે.

ભારતના નિન્દાખોરો એ અવિકમ્પને નિદ્રાતન્દ્રા કહેતા; ભારતના પ્રસંશકો એ અવિકમ્પને આત્મસમાધિ કહેતા. ભારતના યોગીન્દ્રો ઉચ્ચરતા કે यथा घातो निवातस्थो नेंगते. એના ઇતિહાસકારો એ અવિકમ્પમાં પ્રજાસ્વાસ્થ્ય પારખતા. ધરતીમાં ધરતીકમ્પ થયા હતા ત્‌ય્હારે જાગતો કૂટસ્થ

આભગમ્ભીર ભારતવર્ષ કાળરમણના સાક્ષીભૂત સમો મહાકાય ઉભો હતોઃ જાણે બીજો હિમાચળ.

દિશાદિશામાંથી એ અવસરે વાદળાં આકાશમાં ઉભરાતાં હતાં, ને એ ગગનગોરંભો ભારતના ભાગ્યદ્રષ્ટાઓને અણદીઠો ન હતો. શાસ્ત્રનાં પાનાંઓની પેઠે ભારતના ભાગ્યદ્રષ્ટાઓ એ વાદળપાનાં વાંચતા; અને વાંચીને વિચારતા.

અગમ્યવાદને આંગણે રમતા એ ક્રાન્તદ્રષ્ટાઓને ગહનતાના યે અર્થ ઉકલતા. વનો પર્વતો મહાનદો ઉચ્ચરતા એ સનાતન વેદમન્ત્રો સમજવાનો પિતૃવારસો મહર્ષિઓના વંશજો હજી વીસર્યા ન હતા. અન્યને અગમ્ય હતું એ એમને કાળવાર્તા કહેતું; બીજાને ગહન ભાસતું એ એમને ગેબના શબ્દો સંભળાવતું.

તે તિથિએ પૃથ્વીનાં ઉંડાં ઉંડાં ઉંડાણોમાં પડઘો પડચો કે The Himalayas will shield Humanity; હિમવાન માનવવંશને છત્રછાયાની ઢાલ ધરશે.

ભારતની વૈષ્ણવી જનતા તો કંઈ કાળથી કહે છે કે પૂર્વે ગોવર્ધનધારીએ ગોપવૃન્દને ગિરિરાજની છત્રછાયા ધરી હતી.

પ્રજાસંઘ વિખેરાયો. ઇંગ્લાંડને લઈને લામા જેવો મૌનધારી શોફર ઈંગ્લાંડની સાગરગુફામાં ગયો. પ્રજાપ્રજાના હૈયા જેવી, એ શોફરના યે હૈયાના જેવી, મોટરગાડી ધબધબતી હતી.

દારૂ ને ડાઈનામિટો સુરંગો ફોડે છે, દુર્ગોને ઉડાડી

દે છે. પણ એથી યે વડેરી સુરંગોને ને રાજદુર્ગોને વિચાર મન્ત્રની વીજળીઓ ફોડે-ઉડાડે છે. દારૂ દુર્ગોને ફોડે છે; ડાઇનામિટ જહાજોને ફોડે છે; વિચારમન્ત્રો મહારાજ્યોને ફોડે છે.

તરવારોના નથી, તીરોના નથી, સંગીનોના નથી, તોપગોળાઓના નથીઃ પૃથ્વીના મહાસંગ્રામો આજ માનસસાંગોના ને મન્ત્રગદાઓના છે.

માનવઇતિહાસનાં પ્રકરણો બોલે છે કે પ્રાચીન કાળથી બુદ્ધિબળના જીતનારા જગતજંગોને જીતે છે.



## પ્રકરણ ૩ જું, માનવહંસલાં

કે આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે.

ગગનના ગુંબજમાંથી પૃથ્વીકુંજોમાં એ ગીતબોલ ઢોળાતો હતો.

'આજ તોરણ બન્ધાણાં. પ્રેરણા ! પ્રજાસંઘમાં કૈલાસીનો પડછાયો ઝંખાતો' તો ત્હને આજ ?'

'હા, ધુરન્ધર ! એવું કંઈક થતું' તું કે પરિચિત કોક પેખાતું નથી, પણ વાતાવરણમાં ઘૂમે છે. અનુભવતી; પણ ઓળખાતું નહિ.'

'પ્રજાસંઘના મ્હેલે કૈલાસી આજ પગલાં પાડી ગયા.'

દેવયાન માર્ગમાં બે વિમાનો ઉડતાં હતાં. ન્હોતો ઘરઘરાટ કે ન્હોતો થરથરાટ. પાંખો પહેરેલી પરીઓ સમાં, સિદ્ધ ને સિધ્ધેશ્વરી સરિખડાં, બે દેવયાનપ્રવાસીઓ આભમાં પવનપાવડીએ ઉડતાં હતાં.

કે આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે;
કે તારલીઓ ટોળે મળી નભચોક:
કે આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે.
કે ચન્દનીએ વેરેલ તેજનાં ફૂલડાં રે;
કે ફૂલડાંની ફોરમ ઝીલે નરલોક:
કે આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે.

'પ્રેરણા ! તું તો ગાયાં જ કરીશ ? જગત ઝોલે ચ્હડયું છે.'

'હા. જગતમાં નવવસન્ત બેસે છે તે કોકિલા ટહૂક્યાં જ કરશે.'

એ મધ્યાહ્નને જિનિવામાંથી દિશદિશમાં વિમાનો સંચર્યાં ને દેશદેશમાં સન્દેશા લઈ ગયા. પૃથ્વીએ જાણ્યું કે પ્રજાસંઘ પડી ભાગ્યો. ભૂમધ્યસરોવરને કાંઠે પ્રજાસંઘની મહેલાતોનાં ખંડેર રહ્યાં હતાં.

'ધુરન્ધર ! આજના પાઠ શીખ્યો ?' પ્રેરણાએ પૂછ્યું.

'ને તું શું શીખી, પ્રેરણા ! એ તો કહે.' ધુરન્ધરે પ્રતિપ્રશ્ન પૂછ્યો.

'હું તો શીખી કે યુરોપી પ્રજાસંઘ આજે પડ્યો; એટલે પૃથ્વીનો માનવસંઘ કાલે કૈલાસીએ સ્થાપવો પડશે. આજ એનાં તોરણ બન્ધાણાં. ને કહે, તું શું શીખ્યો ?'

'બે આંખે મ્હેં બે વાનાં દીઠાં. એક તો એ કે પશ્ચિમ પૂર્વનો વિશ્વાસ નહિ રાખે તો પશ્ચિમ હૂણશે.'

'ઓહ્હો ! નવું શીખ્યો હો ! એ તો પૃથ્વીજૂનું પ્રકૃતિસૂત્ર. ડાબો પાય જમણાનો વિશ્વાસ નહિ કરે તો કેટલુંક ચાલશે ? પ્રગતિનું નહિ, ગતિ માત્રનું એ સૂત્ર.'

'આજ તો સ્વયંસિદ્ધ સૂત્રો જ ભૂલાયાં છે.'

'બહુ શીખ્યો ! બીજું શું શીખ્યો ?'

'બીજું શીખ્યો આજે અહીં માનવસંઘના સભાસદનું મહાવ્રત.'

'એ તું નવશીખ્યો ખરો. શિખવાડીશ ?'

'તું તો શીખેલી જ છે, પ્રેરણા ! એક દહાડો ત્હેં કહી હતી મ્હને સમસ્ત માનવઇતિહાસની ભૂલ.'

'કહી હશે. સ્મરણે નથી.'

'એટએટલું તું બોલે છે કે બધું યે ન સાંભરે.'

'મ્હેં કહેલું મ્હને નથી સાંભરતું, પણ ત્હને તો સાંભરે છે ને ?'

'વાદળી વરસે તે ભૂલે; પણ પૃથ્વી ઝીલે એનાથી ન ભૂલાય. એકદા આભ ઓળંગતાં આપણે ઉડતાં હતાં; ત્હારે સમસ્ત ઈતિહાસની એક ભૂલ ત્હેં કહી હતી મ્હને. અને તે એ કે પાડોશી પાડોશી ઉપર આક્રમણ નથી કરતાં એથી સોગણાં અધિકાં પ્રજા પ્રજા ઉપર આક્રમણ કરે છે. પ્રજાઓનું પરપ્રજા ઉપર આક્રમણ એને સમસ્ત માનવઈતિહાસની એક મહાભારત ભૂલ તે દિવસે ત્હેં ભાખી હતી.'

'છે જ. એ તો વિધાત્રીનું બોલ્યું હું બોલતી હતી.'

'ત્હમે બે વીણાના તાર જેવાં છો: કોણ બોલ્યું એ શોધવું જ અઘરૂં પડે.'

'પણ ગઈ કાલની એ કથનીને આજની કથા સાથે સંબંધ શો ?'

'એક જ. ત્હેં ભણાવેલું ભણતર સાંભરી આવ્યે માનવસંઘના સભાસદનું મહાવ્રત મ્હને આજે જડ્યું માન-વઈતિહાસની મહાભારત ભૂલ ભૂંસાવી જોઈશે.'

'ભૂંસજે—ઇતિહાસની ભૂલો ભૂંસવાને તો કૈલાસીનો સંઘ છે. જે ભૂલમાંથી સત્ય લાધે એ ભૂલે મોંઘામૂલી હોય.'

'એવું હોત તો તો સારૂં સ્તો. આ ભૂલમાંથી ઇતિહાસ હજી સત્ય નથી શીખ્યો.'

'ત્હારે એવડુંક ઇતિહાસભૂલું શું દીઠું ત્હેં ?'

આર્યગોત્રના વતન કૉકેસસ ઉપર થઈને પ્રેરણા ને

ધુરન્ધર ઉડતાં હતાં, અને વતનના વાયરા એમને વાતા હતા.

'સાંભળ,' ધુરન્ધર બોલ્યો. 'કૈલાસી માનવસંઘને કૈલાસશિખરે ન્હોતરવાના છે ને?'

'હા, ન્હોતરવાના છે; માનવવંશને કલ્યાણમાર્ગે વાળવાને.'

'માનવસંઘના કલ્યાણમાર્ગનું મહાવ્રત આજે મ્હને પ્રજાસંઘમાંથી સાંપડ્યું. ન્હાનું છે, પણ પળાય તો ઇતિહાસનો યુગપલટો કરે. જો, સાંભળ; વિશાળું શબ્દાડંબરી નથી. પરપ્રજા ઉપર અનાક્રમણની પ્રતિજ્ઞા લે તે માનવસંઘના કલ્યાણપન્થના સભાસદ થાય.'

'ધુરન્ધર! ધરણીને તું જીત્યો આજ. આજે કૈલાસી પ્રસન્નતા વર્ષશે ત્હને.'

'પ્રેરણા મુજ ઉપર પ્રસન્નતા વરસે છે ને?'

'ચન્દ્રી ચન્દ્રિકા ન વરસે તો કરે શું બીજું?'

કે આભમાં તોરણ બન્ધાણાં ત્રિલોકનાં રે.

પ્રેરણા ગાતી હતી, ને આંખડીઓની કિરણમાલથી આભમાં તોરણો બાંધતી હતી.

'પણ સાગરમાંથી હજી તો મોતી લાધ્યું. ઝવેરી એને પારખે, ને પછી કેટલા વડનું ભાખે ત્હારે ને? કૈલાસીની પરીક્ષામાં પાસ થાય તે જગત્‌પાસ.'

'કૈલાસી મસ્તકે મ્હડાવશે તુજ મહાવ્રતને:જાણે ચન્દ્રમાની જોડાજોડનો બીજો ચન્દ્રમા. આત્મજિતની કપરી પરીક્ષા કૈલાસીએ આદરી છે. ધુરન્ધર! ત્હને કેમ સસ્તો મૂક્યો છે?'

: એક કારણે. કેલાસી જાણે છે કે ધુરન્ધરને પ્રેરણા ઘડીક અળગો નથી મૂકતી. અને વિધાત્રી આજ વર્ષોથી વિધુરી છે.'

'આત્મજિતને જગત્અનુભવો સાંપડશે. તું આંહી રહ્યો તે અધૂરો રહ્યો.'

'મ્હને તું ભણાવ છ ત્હો યે અધૂરપ રહેશે?'

'અધૂરપ આજે તો વિધાત્રીને છે કે એકાકિની ઝૂરે છે.'

'ભારતનાં ભાગ્ય ઉઘડશે એટલે વિધાત્રીનાં ભાગ્યે ઉઘડશે.'

'તું અધૂરું બોલ્યો, ધુરન્ધર! ભારતનાં ભાગ્ય ભેળાં માનવવંશનાં ભાગ્ય ઉઘડશે ત્યારે વિધાત્રી ને આત્મજિતનાં ભાગ્ય ભેળાં પ્રેરણા ને ધુરન્ધરનાં ભાગ્યે ઉઘડશે. આપણા જીવનગ્રન્થનું એ આખું મહાસૂત્ર. પાર્થનાં બાણ અને દ્રૌપદીનાં અક્ષયપાત્ર—'

'ત્હમે સુન્દરીઓ જગત્દિગ્વિજયે ચ્હડશો ત્યારે કોઈને યે જંગ જીતવા દેશો કે કેમ એ કોણ જાણે.'

'પુરુષોએ આટઆટલા યુગ પૃથ્વીનાં રાજ્ય કીધાં ને સ્ત્રીઓના રાજ્યે કીધાં; ત્હો યે હજી ભૂખ ન ભાગી શું?'

'ને સ્ત્રીઓની તો પુરુષભૂખ ભાગી ગઈ છે જ ને હવે? પુરૂષસ્વતન્ત્ર સ્ત્રીજનતા હવે સ્ત્રીનગરીઓ વસાવીને વસવાની હશે; ખરૂંને?'

'પુરુષોએ નારીસૂની પુરુષનગરીઓ કેટકેટલીક વસાવી કે સ્ત્રીઓ નરસૂની સ્ત્રીનગરીઓ વસાવે? પણ એટલું તો

ખરૂં કે મ્હારૂં ચાલે તો પુરુષને પડખાઓમાં રાખું, માથે ન ચ્હડાવું.'

'પણ 'મ્હારૂં ચાલે તો' ને?'

'એ યુગ શું આઘો છે?'

'ના, ના. એ યુગ તો બેસી ચૂકયો છે. એ યુગ જામશે ત્ય્હારે, તું ને હું આ ઉડિયે છીએ એમ, સકળ નરનાર સંગાથે ઉડશે. નારી માત્ર ત્ય્હારે નરની પ્રેરણા થશે.'

કે છેલડ છૂટાં મ્હેલે છોગલાં રે;
કે સુન્દરી છૂટી મ્હેલે વેણુઃ
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.
કે વ્હાલમની વિલસે વ્હાલપની આંખડી રે;
કે એહવું વિલસે ચન્દ્ર કેરૂં નેણુઃ
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

માનવહંસલાં જેવાં પ્રેરણા ને ધુરન્ધર ઉડતાં હતાં. નીચેથી આર્યદેશ ઈરાનના ગુલાબનાં વનઉપવન મઘમઘાટ ઉછાળતાં, અને આર્યદેશની સુજનતાથી એ માનવહંસલાંઓને વધાવતાં. નીનેવા ને પાર્સીપોલિસનાં ખંડેરો અણઉચ્ચરી કાળકથા કહેતાં હતાં.

'પ્રેરણા! ઇતિહાસની તારીખો યાદ છે?–૧૪૯૨ ને ૧૪૯૮?'

'હા. ૧૪૯૨માં કોલમ્બસે અમેરિકા ખંડ શોધી કહાડયો, અને ૧૪૯૮માં વાસ્કો ડ ગામા કાલીકટને કાંઠે નાંગર્યો.'

'ને પછી સારો યૂરોપ પૂર્વપશ્ચિમ ખેડવાને ચ્હડયો.'

'ખરૂં. પિઝારોનાં સોનાંલાધ્યાં જહાજો સ્પેઈન જતાં,

ને ડ્રેઈક ને ફ્રોબીશરના સાથીડા ભરદરિયે એ સોનાજહાજોને ઠાલવી લેતા.'

'અને એથી સ્પેઈને ઈંગ્લાંડ ઉપર અજીત કાફલો પાઠવ્યો.'

'હા. પછી એ અજીત જીતાઈ ગયા. અને એ અજીતને હરાવીને ઇંગ્લાંડ પોતે અજીત જેવો કાફલો જમાવ્યો. સ્પેઈનના સાગરની મહારાણીના સિંહાસને પછી ઇંગ્લાંડ બિરાજ્યું.'

'અને એ પછીની તારીખ યાદ છે–૧૮૩૦ની?'

'ત્ય્હારે તો વોટે સ્ટીમ અંજીન શોધી કહાડ્યું.'

'That invention of steam engine is responsible for many a world–war and many a class–war.'

'એ તો કૈલાસી રોજ કહે છે. આર્કરાઈટની યે થોડીક જવાબદારી તો ખરી ને? વરાળ વશ કીધે મીલો થઈ. મીલોએ અઢળક કાપડ વણ્યાં. એ અઢળક મીલકાપડ વેચવાને બજારો જોઈયે. અને બજારોને કાજે દેશો જીતવા પડયા. એમાં રેલ્વે ને મનવારો સહાયક નીવડી. પછી ક્ય્હાંક ધનના ઢગલા થયા ને ક્ય્હાંક ખાડા પડયા. ને પછી શ્રીમન્તો અને શ્રમજીવીઓના સંગ્રામ મંડાયા. એમ યૂરોપમાં Industrialism માંથી Imperialism ને Class War જન્મ્યાં.'

'નવા જમાનાના એ નવા રોગો.'

'પછી પ્રજાવાદ પૂરે ચ્હડયો, ને રશિયાઓસ્ટ્રિયાની Imperialism ઓ અથડાઈ પડી. એના તણખા

દેશદેશમાં ઉડ્યા, અને આખરે સમસ્ત યૂરોપી પ્રજાવાદ જાદવાસ્થળી ખેલ્યો. ૧૪૯૨માં બેઠેલો યુગ ૧૯૧૪માં કંઇક ઉતર્યો. પછી ૧૯૧૯થી League of Nations નો યુગ યૂરોપે બેઠો: Collective Security.'

'કૈલાસી એ તો રોજ કહે છે. યૂરોપની જાદવાસ્થળીનો એ તો રહસ્યમન્ત્ર. મહાભારતમાં કુરુક્ષેત્રે કાકાકાકાના લ્હડ્યા હતા; યપ્રે આગળ માસાફોઇનાએ મોરચા માંડ્યા. પાંચ હજાર વર્ષે ઈતિહાસ એનો એ લખાયો.'

'૧૯૧૪માંના રણસંગ્રામીઓના અત્યાચારોથી જગતે જાણ્યું કે Cultural Superiority of the West was a medieval myth;' પ્રેરણા ટહુકી ઉઠી.

'ત્હો ય પશ્ચિમ યન્ત્રવાદમાં સર્વોપરી છે આજ.'

'એ તો સૈકાજૂનું તું બોલ છ. ૧૮૫૨માં હુન્નરખાનની ચ્હડાઇમાં દલપતરામે એ ગાયું હતું. પછી મહર્ષિ દયાનન્દ મેડમ બ્લાવેસ્ટકી સ્વામી વિવેકાનન્દ ઉચ્ચરી ગયાં કે પશ્ચિમ જડવાદી છે, પૂર્વ અધ્યાત્મવાદી છે. કંઈક તો નવું કહે. યન્ત્રવાદમાં યે આજ જાપાન યૂરોપને હરાવવા બેઠું છે.'

'નવું કહું ? નવું એટલું કે ૧૯૩૨માં પાદરીમંડળે એ કબૂલ્યું, અને કહ્યું, કે ઇશુ ખ્રીસ્તીનાં બે હજાર વર્ષો પછી યે હતા એવા અણઘડ ને અસંસ્કૃત–Barbarians આપણે છીએ આજ.'

'એ ય તે પા સદીજૂનું તું બોલ્યો.'

'તું યે મ્હારે જૂની છે; અને કૈલાસી તો હજાર

વર્ષના જૂના જોગી. પ્રેરણા ! કેટલુંક જૂનું તો સોનું છે.'

'જૂનવટને ગાળ ગણતાં એ યુગ ઉતર્યો ત્હારે ?'

'તે હિ નો દિવસાઃ ગતાઃ. આજ તો Preserve the valuesના પોકાર પૃથ્વી ભરી પડે છે.'

'ખરૂં. ભાવીનાં માતપિતા છે ભૂત ને વર્તમાન.' પ્રેરણાનો કોયલમધુરો ટહૂકો ગગન ભરીને ગાજતો હતો. ત્હારે એમ કહેને કે ૨૦મી સદીના બીજા દાયકામાં Nationalism–પ્રજાવાદનો મૃત્યુઘંટ વાગ્યો.'

'ખરૂં. એ પચ્ચીશીના વંટોળમાં ન્હાનામ્હોટા વીશેક રાજવંશોના વડલા ઉખડી પડયા. એ જાદવાસ્થળીએ ઉદ્‍ઘોષ્યું કે કોઈયે પ્રજા એકલી ન ઉભી શકે. Collective Securityનો પરપોટો પ્રગટયો; પણ એ યે ભેદ પકડાયે ફૂટી ગયો. પછી પ્રજાવાડાઓ બન્ધાયા, અને યૂરોપમાં League of Nations જન્મી.'

'League of Nations એ નામ હતું; League of Europe એ તત્ત્વાર્થ હતો. ત્હો ય એ દોઢેક પેઢી જીવી. અનેક જોશીઓએ કહ્યું મરી ગઈ, ત્હો યે સજીવન રહી. જેમણે જેમણે પૃથ્વી ન્હાની કીધી એમણે એમણે પ્રજાવાદના મૃત્યુઘંટનો એક એક ડંકો વગાડયો.'

'એટલે ? ધુરન્ધર ! બ્રીટન પ્રજાવાદી નથી ?'

'બ્રિટિશ મંડળમહારાજ્ય પ્રજાવાદી ? પ્રજાવાદ એને પાલવે ખરો ? એનો કિયો પ્રજાવાદ ? દક્ષિણ આફ્રિકામાંનો ડચ પ્રજાવાદ, કે કેનેડામાંનો ફ્રેંચ પ્રજાવાદ, કે હિન્દમાંનો હિન્દ પ્રજાવાદ ? કે ખુદ બ્રીટનમાંનો આઈરિશ સ્કોટિશ વેલ્શ

કે ઇંગ્રેજ પ્રજાવાદ ? બ્રિટિશ મંડળમહારાજ્ય ઇતિહાસનો અવનવો અખતરો છે. પણ તું કહે છે તે સ્હમજ્યું છું, પ્રેરણા ! અમેરિકા ખોઈને કંઈક રાજનીતિ ભણ્યું બ્રીટન. બ્રીટનની ભૂલ અધિકારવાદની છે, પ્રજાવાદની નથી. ઈતિહાસનો અજબ અખતરો છે બ્રીટનનું મંડળમહારાજ્ય.'

'પ્રજાવાદની ભૂલ કે અધિકારવાદની ભૂલ. ઇતિહાસનો સાર એ કે મુલક ખોયા વિના નવરાજનીતિ શીખશે ત્યહાં સૂધી બ્રિટિશ મંડળમહારાજ્ય અમ્મર છે.'

'યૂરોપની ભૂલ અમેરિકાએ બે સદી પૂર્વે યે ન્હોતી ઘૂંટી. આજે ત્હારે ઘૂંટવી હોય તો ઘૂંટ. યૂરોપમાં પ્રજાદુર્ગો મંડાયા હતા; કોટ, ને કાંગરા, ને કાંગરે કાંગરે તોપોવાળા. અમેરિકાએ એવો પ્રજાદુર્ગ ન માંડયો, યૂરોપના સમન્વયની મહાનગરી માંડી. યૂરોપની પ્રજાઓ એ અમેરિકાનાં ચકલાં; અને અમેરિકા યૂરોપનો થયો માણેકચોક.'

'હા; અમેરિકાએ પ્રજાભાવ નથી ઉપાસ્યો; અને છતાં માનવભાવથી અળગો રહ્યો છે. વિધાત્રી કહે છે ને આત્મજિત વારંવાર ઉચ્ચારે છે કે અમેરિકા એટલે યૂરોપનો સમન્વય.'

'ખરૂં. યૂરોપી પ્રજાઓએ પ્રજાપાર કે અમેરિકાએ યૂરોપપાર નથી જોયું હજી. પણ આજ તો માનવવંશ જાણે એક કુટુંબ બની રહ્યો છે, અને પૃથ્વીવિશાળી પૃથ્વી એક ન્હાનકડું કુળધામ થઈ છે. City States હતાં; ત્હેમાંથી Nation States થયાં. Nation Statesમાંથી મંડળમહારાજ્યો થયાં–અમેરિકા ને ઇંગ્લાંડ ને જાપાન જેવાં.

ભારતે ને રશિયાએ મંડળમહારાજ્ય માંડયાં છે, ઈસ્લામ મંડળમહારાજ્ય સ્થાપવા મથે છે. અને ઉગતી કાલે હવે માનવમહારાજ્ય મંડાશે.'

'આજે Nationalism–પ્રજાવાદ ન્હાનકડો લાગે છે –સરોવર જેવડો. ફ્રાન્સ કે જર્મની કે ઈટાલી તો શું–યૂરોપ આંખને ન્હાનો લાગે છે આજ. આજ તો માનવસાગરનાં મહારાજ્ય.'

'ચોખંડમાથે માનવવંશનું ચક્રવર્તીત્વ.'

'હનુમાનજીએ એક કૂદકે સાગર ઓળંગ્યો હતો એ તો મનારની સામુદ્રધુની. હજારો વર્ષથી ભારત એની રામાયણ ગાય છે. આજે એક કૂદકે પેસીફિક ને એક કૂદકે આટલાન્ટિક કૂદાય છે એની કેટકેટલી રામાયણો રચાશે?'

'એની અનેક રામાયણો રચાઇ ગઇ.' બોલતાં બોલતાં પ્રેરણા હસી પડી.

'પ્રેરણા! ત્હારે પત્રનપાવડી છે ને પવનપાવડીએ તું ઉડ છ. દાયકાઓને ત્હેં આંગળીવેઢ લખ્યા છે, સૈકાઓને મુઠ્ઠીમાં સમેટયા છે. પણ વિધાત્રી કહે છે એ વિસારતી મા. એકકે યે હસ્તરેખા અવળી મા ઉકેલતી.'

'ના, ધુરન્ધર! ના. આંખ ઉઘડે તો પગથી આભ સુધીનું એક મીટમાં નિરખે. અવળું કે અધુરૂં ઉકેલે એ બાડી કે કાણી આંખ. ઈતિહાસઉકેલતી આંખ નિર્મળી હોય: પડળસૂની ને કમળોધોયેલી.'

'ત્મ્હારે જો, આ યુગસાં એક કૌતુક પ્રવર્તે છે. પૃથ્વીનો પરિઘ ન્હાનો થયા વિના પૃથ્વી ન્હાની થઈ.

પૃથ્વીપરિધિના ચોવીસ હજાર માઈલિના પોણી ચોવીસ હજાર નથી થયા. પણ પૃથ્વી હજાર માઇલના પરિધ જેવડી યે નથી રહી. વરાળે ચોવીસ હજારના બાર હજાર કીધા; વીજળી ને વિમાન બાર હજારના બારસો કરવા બેઠાં છે. પૃથ્વીના ચોખંડ તો માનવમન્દિરના ચોમુખજી જાણે થયા, ને દેશદેશ એ ચોમુખજીનાં ઝરૂખાજાળિયાં જાણે બન્યાં. નગરીઓ દેશ જેવજેવડી થઇ. લંડન કે પેરિસમાં પ્રાચીન ગ્રીસ સમાય. પૃથ્વી આજ હસ્તિનાપુરથી મ્હોટી નથી.'

કાશ્મીરની કુંજોનાં સૌન્દર્યદર્શન ક્ષિતિજપાળે થતાં હતાં. સુન્દરીની સેંથીમાંથી ઢળકતી લટના જેવી સિન્ધુ નદીની જળરેખા ભારતઅંબોડલે સોહાતી. આંગળીઓમાં આંગળીઓ ગૂંથી રચેલી ચોસર સમો ગિરિદેશ દર્શાતો, ને અંગુલિની મુદ્રિકા સમો નાગપર્વત ને મુદ્રિકામાંના રત્ન સમું એનું હિમશિખર ચમકતું. સૌન્દર્યદર્શને સુન્દરીમાં સુન્દરતાની ભરતીઓ ઉછળી ને ગીતધારાઓ થઇ ઢોળાઇ રહી.

કે ચન્દ્રમાએ બાંધ્યા દિશાઓના ટોડલા રે;
કે ટોડલે ટોડલે તેજની વેલ:
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.
કે કિરણે કિરણે અમૃત દેવનાં રે;
કે એહ જળે હું ય ભરૂં હૈયાહેલ:
કે આભમાં તોરણ તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

ઈતિહાસની મહામૂર્તિ સમો ભરતખંડ ને ત્રિલોકના તોરણ સમી હિમાદ્રિમાળા પછી આંખડી ભરીને ઉભાં.

'હસ્તિનાપુરના સરસમાચાર દ્વારકા જતાં છ માસ

અસલ લાગતા. આજે પ્રભાતે પ્રભાતે સારી પૃથ્વીની નવાજૂની આંગણે આંગણે આવી પડે છે.'

'માનવવંશ એટલો એક થયો.' પ્રેરણાએ સાક્ષી પૂરી. 'સાગર સરોવર થયા, ને ખંડખંડો થયા એ સરોવરના ઘાટ.'

'અને એથી જ પૃથ્વીમાં પ્રજાવાદ આજ સંકોચિત ભાવના ભાસે છે.'

'પણ પ્રજાઓ વિના પ્રજામંડળ સર્જાય કોનું? ને ન્હાની પ્રજાઓનું શું?'

ઉત્તરમાં ધુરન્ધરે અન્તરંગ વાતો કહી. 'કૈલાસી કહે છે કે માનવવંશના હક્કપત્રકનો રાજલેખ લખાશે, ને માનવવંશની કુલપરિષદ કૈલાસશિખરે મળશે, ત્ય્હારે પ્રથમ કલમ એ લખાશે કે પૃથ્વીની સૌ પ્રજાઓ સ્વતન્ત્ર ને સમાન છે.'

'ખરૂં. પ્રજાઓ વિના માનવપ્રજામંડળ સંભવે જ નહી. કૈલાસીનાં ઇતિહાસઆદર્શો છે આભવિશાળાં.'

'આભ હજી જીતાયો નથી, પણ પૃથ્વી જીતાઇ ગઇ. પર્વતો ઝરૂખાઅગાસીઓ થયા, દિશાઓ થઇ આંગણાંના ચન્દરવા, ને વનઉપવન થયાં બગીચામાંના લતામંડપો. જો પેલો હિમવાન. હિમવાન છે માનવનગરીનો માનદંડ ને રાજમિનાર.'

પૃથ્વીને કોરેલી દેવડાંગરી સમી હિમાદ્રિશિખરમાળાની ધાર, સોનારૂપાના કોટકાંગરાવન્તી ગાન્ધર્વનગરી જેવી, ક્ષિતજને ભાગ્યદેશે પેખાતી.

'માનવવંશના હક્કપત્રકના રાજલેખ પછી યૂરોપના પ્રજાવાદની ભૂલ ઇતિહાસે ઘૂંટવાની નહિ રહે. પ્રજાવાદે

યૂરોપને મ્હોરાંવ્યોખિલાંવ્યો ને પ્રજાવાદે જ યૂરોપી જાદવાસ્થળી ખેલાવી. अति सर्वत्र वर्जयेत्. અતિપ્રજાવાદને યે ઇતિહાસ વર્જ્યવાનું કહે છે.'

'વિધાત્રી કહે છે ને કે આત્મજિત રટ્યાં જ કરે છે કે સમસ્ત પૃથ્વીનો માનવસંઘ કૈલાસશિખરે મળશે.'

'આત્મજિતે તો જોષ જોયા છે કે હવે સદાશિવનું ત્રીજું લોચન પાછું ઉઘડશે ત્ય્હારે માનવકલ્યાણનાં તેજ વરસશે.' ધુરન્ધરે શિખરમાથે કળશ ચ્હડાવ્યો.

'હેં ધુરન્ધર! આત્મજિત ક્ય્હાં હશે? વિધાત્રી વલખે છે.'

સ્ત્રીસુલભ સમભાવ પ્રેરણાના હૈયાને ભરી રહ્યો, ને મુખડેથી એ છલકાતો હતો.

'આત્મજિત છે વિધાત્રીના હૈયામાં. પ્રેરણા! જ્ય્હાં છે ત્ય્હાં આત્મજિત માનવવંશની સેવામાં છે. કૈલાસી એક જાણે છે, પણ બોલતા નથી. ઇતિહાસનો અવસરયોગ ઉગશે ત્ય્હારે આત્મજિતે ઉગશે વિધાત્રીના આભમાં.'

'કૈલાસી તો જાણે, કો મહર્ષિના સમા, ત્રિકાળવેત્તા ન હોય એવા છે. આત્મજિત ને ધુરન્ધર જેવા એમને ચેલા છે—'

'ને પ્રેરણા ને વિધાત્રી જેવી એમને ચેલીઓ છે–'

'હા; जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ. જિનિવામાં પ્રધાનભાવે પુરુષો મળતા; કૈલાસશિખરે સ્ત્રી ને પુરુષ માનવકુળ મળશે.'

'અને નવમેઘદૂત કરી વળી ગાશે કે

ને સર્પોનાં વલય તજીને શંભુદીધ હાથ ઝાલી

તે ક્રીડાને શિખર વિહરે ગૌરી જો પાય ચાલી,
તો થંભાવી જળપૂર, રચી ભાગી રેખાનું રૂપ,
ચ્હડવા, આગે જઈ, પગથિયાં માંડજો રત્નઘાટે.'

'મહાકવિ કાલિદાસ ટોક અજબ રસરસિયા હતા.'

'ત્હારી આંખોમાં અત્ત્હારે કાલિદાસ ઉગ્યા છે, ધુરન્ધર !'

'પણ તું કાંઈ ભ્હીકણ નથી. પેલી સિદ્ધાંગનાઓના જેવું મા કરતી.'

પ્રેરણાએ સિદ્ધસિદ્ધાંગનાઓ વાળો શ્લોક ગાવા માંડ્યો.

તુજ બિન્દુને ચતુર ઝીલવે ચાતકો પેખતા,ને
હારે હારો ગણી બગલીની વ્હાલીને દાખતા,તે
સિદ્ધો તુજને ગરજનસમે માન દેશે જ, પામી
ભયકમ્પેલી સહચરી તણાં સ્નેહઆલિંગનોને.

પછી પ્રેરણા બોલી: 'સિદ્ધાંગનાઓ ભીરૂ ન હતી કંઈ; પણ રસતરસી ભીરૂભાવ ભજવતી હતી. માનવકુળનો સમેયો મળે, ને માનવવંશ કલ્યાણમાર્ગે વળે, આપણે તો ત્યહારે પ્રથમ ચુમ્બન લેવાદેવાનાં છે ને ?'

'હા સ્તો, ત્ય્હાં સુધીનાં આત્માનાં ઐક્ય ને અંગોનાં અળગાંપણાં.'

'એ તો વિધાત્રીની સંગાથે લીધેલું જીવનવ્રત.'

'પ્રેરણા ! ત્હારા જેવી સખીઓ સહુને મળજો.'

'અને તમ સમા સખા યે સહુને મળજો. ધુરન્ધર ને આત્મજિત તો જાણે નર ને નારાયણ.'

'લે હવે પરસ્પરનો પ્રસંશાવિધિ આટોપી લે. ચાલ કેસરનાં વનોમાં જરા ઉતરિયે, ને કેસરવર્ણાં થઈએ.

એટલું ભૂલતી મા; પ્રજાસંઘને નહિ, હવે માનવસંઘને ન્હોતરવાનો છે. ૨૦ મી સદીના બીજા દાયકાએ પ્રજાઓની પૃથક્પૃથકતા ગૂંથીને યૂરોપને કંઈકે એક કીધો એટલો ત્ય્હારનો માનસપલટો. એટલી હતી ઇતિહાસની આગે કુચ. પૃથ્વી એ પાઠ શીખી રહી. એ યુગ ઉતર્યો; અને હવે માનવધ્વજ ને માનવપ્રશ્નોની મીમાંસાઓનો મહાયુગ બેઠો.'

'કૈલાસી વારંવાર મહાભારતનું કાવ્યચરણ બોલે છે કે '૧૯૧૪ માં કળી ઉતર્યો ને નકલંક બેઠો' એ આ અર્થમાં હશે.'

'કૈલાસી સમાધિભાષા બોલે છે. તું ને વિધાત્રી શીખ્યાં છો સમાધિભાષા ઉકેલતાં. અમને પુરુષવર્ગને હજી વાર લાગશે.'

'કૈલાસી જગતનું નવભારત રચે છે.' પ્રેરણા બોલી.

પછી એ માનવહંસલાં શ્રડીક કેસરનાં વનઉપવનમાં ઉતર્યાં.

ને પૃથ્વીને ફળવતી કરે છત્રીપુષ્પો ખીલી, તે
ગર્જન ત્હારૂં શ્રવણગમતું સુણી માને ઉડન્તા,
આંધી ભાતાં કમળકુંખનાં, છેક કૈલાસ સૂધી
સાથી ત્હારા નભ મંહિ થશે રાજહંસો રૂપાળા.

એ હજાર વર્ષો ઉપર, ઈસ્વી સન પૂર્વે અર્ધી સદી તપતી હતી ત્ય્હારે, એ શ્લોકમાં કવિકુલગુરુ કાલિદાસે ૨૦ મી સદીમાં કૈલાસે સંચરતા આવાં માનવહંસલાંને જ વર્ણવ્યાં હશે ને?

ø

## પ્રકરણ ૪ થું, દોધારી સમશેર

'જાપાન તો પૂર્વનું બ્રીટન છે.'

'ધન્યવાદ અર્પો છો કે ટીકા કરો છો?' જાપાને પૂછ્યું

'પૃથ્વીનું સત્ય ઉચ્ચારૂં છું:' કૈલાસી બોલ્યા.

એ ન્હાનકડો વાર્તાલાપ સાંભળીને અમેરિકાના ખાસ એલચી મનમાં હસતા હતા. ક્ષણેક એમને થયું કે કૈલાસીની જમાત જગતમન્ત્રણાઓમાં અત્યારે નથી એ જ સારૂં છે.

પણ એ તો એ ખાસ એલચીનું અજ્ઞાન બોલતું હતું. આજના જગતની કોઈયે જગતમન્ત્રણા કૈલાસીની જમાતની પ્રેરણાસૂની કે વિધાત્રીવિહોણી થતી જ નથી.

'લ્યો, હું રજા લઈશ. આ અમેરિકા, આ જાપાન. ઉભયને મ્હારી વિનતિ છેઃ પરસ્પરમાં વિશ્વાસ રાખજો.'

'કૈલાસીની જમાતનું એ વ્રત છે કે?'

'કૈલાસીની જમાતનું એક વ્રત એ છે કે આંબા વાવવા, અને ઉતરે એ ફળ માનવવંશમાં વ્હેંચવાં.'

'તો તમ કાજે શું?'

'અમારો પરમેશ્વર; હજાર હાથ વાળો.'

આત્મજિત ગયો, પણ પાછળ અન્તરિક્ષમાં માનવકલ્યાણના સફલાવનાં માનસપરમાણુઓ વેરતો ગયો, ટોકિયોના રાજમહેલનાં હવામાનમાં વિશ્વાસનાં રજકણો ત્ય્હારે ઉડતાં હતાં.

આત્મજિતનો રાજનીતિનો હિસાબ એ હતો કે જાપાનઅમેરિકાની સન્ધિ જાહેર થાય તો જગતસંગ્રામ

થતો અટકે. પણ એ હિસાબમાં એક આંકડાની આત્મજિતની ભૂલ હતી. એ હિસાબના આંકડા માંડતાં આત્મજિતના સદ્ભાવ કૈલાસીની જમાતના હતા, પણ જ્ઞાનઉણપ અને ઉત્સાહરંગ ન્યૂસપેપરિયાં હતાં.

સદ્ભાવનાં માનસરજકણો આત્મજિત વેરતો ગયો, ત્હો ય પ્રાકૃતિક અણુવિશ્વાસો ધોવાયા ન હતા. જગત્સંગ્રામ ક્ષિતિજ ઉપર ઝઝૂમતો હતો એ મહાઅવસરે જોગણીઓ સમી ઠામઠામ અણુવિશ્વાસની જવાળાઓ ભભૂકતી.

એડીસનના વતને વાત માંડી.

'અર્ધી સદી પૂર્વે સર જગદીશ ચન્દ્ર બોસે લંડનમાં એક અદ્ભુત વીજપ્રયોગ દાખવ્યો હતો. ત્ય્હારે વિશ્વલોચનને એ અદ્ભુત હતો. દશેક વાર દૂર એક રકાબી મૂકી, ને કહ્યું; 'આ રકાબી ઉપર અદૃશ્ય કિરણ ફેંકીને રકાબીને ફોડું છું.' એ પ્રયોગ યાદ છે ?'

'વીજળશાસ્રનો એ તો જગત્વિખ્યાત પ્રયોગ. એ પછી તો તારસૂના વીજસન્દેશની શોધ થઇ. સારી દુનિયાં જાણે છે એ પ્રયોગ. પણ એનું અત્ય્હારે શું ? આપણે વિજ્ઞાનમન્થન નથી માંડયાં આજ, રાજમન્ત્રણા વ્હલોવવાની છે.' જાપાને કહ્યું.

'હું એ જ રાજમન્ત્રણાની મહાવાર્તા પૂછું છું. સાંભળ્યું છે કે તે પછી પા સદી જાપાની પ્રોફેસરો મંડયા રહ્યા. અને અન્તે એવી શોધ કરી કે જાપાનમાંથી વીજપ્રવાહ છોડે એ વીજપ્રવાહ જઇને પચ્ચીસપચ્ચાસ માઇલ ફરતા સાગરમાં મનવાર હોય ત્હેને રકાબીની પેઠે ફોડે.'

'એ તો અમારો Monroe Doctrine. એ તો છે જાપાનનાં ઢાલકવચ. સુવર્ણદ્વારકા ફરતું-વાંચ્યું છે ને ?-શ્રી કૃષ્ણ ગીતાકારનું સુદર્શન ચક્ર ફરતું; એવું વીજચક્ર જાપાન ફરતું અખંડ ને અવિરામ ફરે છે. અવસર ઉગ્યે જાપાન ફરતો વીજકોટ રચાય એટલી વીજળી એક જ્વાળામુખી-માંથી સંચીસંઘરી છે. એ જ્વાળામુખી દ્વીપનું નામે ભૂગોળશાસ્ત્રમાં નથી કે નગરીવિશાળા નકશાઓમાં નથી. એ તો છે જાપાનનાં જગતજાદુ.'

'પૂર્વેથી પૂર્વ જગતજાદુગરોનો દેશ છે.'

'અને કિયા દેશે ઢાલકવચ નથી સજ્યાં ? સાચું કહું ? જાપાની જાસૂસો અમેરિકામાંથી એ વીજવિદ્યા અધકચરી ચોરી લાવ્યા હતા-એડીસનની ગુફામાંથી. અમારા પ્રોફેસરોએ તો સુધારી અને સમી કરી. ઈટા-લીમાં એવું કંઇક નથી ? કે બ્રીટનમાં નથી ? કે અમેરિ-કામાં નથી ? કોણ કોણ આજ વસ્ત્રોમાં બખ્તર પહેરતું નથી ? કે મુખમલનાં મોજાંભી હાથેળીમાં વાઘનખ સન્તાડતું નથી ?'

'જાપાન પૂર્વએશિયા ગળી ગયું ?'

'કેનેડામાં અડધઝાઝેરા અમેરિકનો છે.'

'હિન્દમાં જાપાની વ્યાપારીઓ કેટલાક હશે ?'

'ચીનકોચીનમાં આજ અમેરિકનો છે એટલા ટકા જાપાનીઓ આજ હિન્દમાં નથી. ચીન એકમાં અમેરિકનોની બે પલટનો કાલે સરજાય.'

'ત્હમે કહેવાના નથી. જાણીને જ પૂછું છું, હો !'

'ત્હમે જાણો છો એ જણાવવે શી વિશેષતા ? પૂછો. અમે જાણિયે છીએ એ ઉત્તર આપિયે છીએ.'

'પાસીફિક ઓળંગીને ગોળા નાંખે એવી તોપ જાપાનમાં શોધાય છે ?'

'યૂરોપએશિયાના પાથર્યો પગથાર ઓળંગી, વિમાનની પેરે, જાપાનમાં પડે એવા ગોળા નાંખતી તોપજંજાળ કિયા દેશમાં શોધાતી નથી ?'

'બ્રીટન ને જાપાન પૂર્વગોળાર્ધનાં બે શીંગડાં છે.'

'અમેરિકા પશ્ચિમગોળાર્ધની સમશેરનો હૈયાપટો છે.'

બન્નેય હસી પડ્યા, અને ચ્હાના ઘૂંટ ભરવા લાગ્યા. અમેરિકાએ જોયું કે પોતે જાણે છે એથી જાપાન ઓછું જાણતું નથી. બે મલ્લરાજોએ મલ્લયુદ્ધની પૂર્વછાયા પૂરી ખેલી લીધી. પરસ્પરને નાણી લીધા કે વર્તમાન દાવપેચના પેંતરાના એકકે અજાણ ન હતા.

હિન્દુઓ જ્ઞાનબાજી રમે છે. જગતના મન્ત્રીશ્વરો ચે મળે છે ત્ય્હારે ત્ય્હારે જ્ઞાનબાજી ખેલે છે.

'આ અમેરિકાનો હાથ; જાપાનને જોઈતો હોય તો.'

'આ જાપાનનો હાથ; અમેરિકાને જોઈતો હોય તો.'

રેલ્વેની સીગ્નલ ઉપર બે હાથ એકાકી ને નિરનિરાળા લંબાતા લટકે છે, એમ અમેરિકાના ને જાપાનના હાથ અદ્ધર ને એકાકી લટકતા હતા. કાળની આગગાડી વીજળીવેગે ધપતી જતી હતી. બન્નેય સિગ્નલની પેલી પાર નિહાળતા હતા.

'જૂવો, સિંગાપુરનો દુર્ગ સમારાયો.'

'હોંકોંગમાં નવી તોપો ચ્હડાવાઈ, ને જૂની તોપો-ના લશ્કરી ખાતાએ ખરીદી. અને ન્યુ ફાઉન્ડલેન્ડમાંથી ઉતારેલી તોપો ચીલીને કોટકાંગરે ચ્હડી. ઉતરેલી તોપો પધરાવ્યે સહાયક મિત્રરાજ્યો સજ્જ થતાં હશે ?'

'સ્હવારે માંડિયે કે સ્હાંજે માંડિયે જગતસંગ્રામ, એવી જગતની સંગ્રામસજ્જતા છે. આજનો જગતવેરી કોણ ?' અમેરિકા વાર્તાલાપના મધ્યબિન્દુએ આવ્યું.

'અમેરિકાનો ને જાપાનનો આજનો દુશ્મન બ્રીટન એમ જગત બોલે છે.'

'ત્ય્હારે અમેરિકાના ને જાપાનના ઈતિહાસના સ્વાર્થ આજે એક.'

'એમ ન હોત તો આપણે આજ અંહી મળ્યા જ ન હોત.'

'ત્ય્હારે કોરે કાગળે સહી કરો.'

'ત્હમારી સહી નીચે મ્હારી સહી જ છે.'

હિન્દના બ્રાહ્મણોની દુનિયા મશ્કરી કરે છે કે

ब्राह्मणो ब्राह्मणं द्रष्ट्वा श्वानवत् घुर्घुरायते.

પણ પ્રજાપ્રજાના મહામન્ત્રીઓની મન્ત્રસભા એકદા જઈને નિરખાય અને પછી એ ઉચ્ચારાય તો સારૂં. પ્રજા-પ્રજાના રાજમન્ત્રીઓ પરસ્પર ઘૂરકે છે એટલું બ્રાહ્મણો પરસ્પર ઘૂરકતા નથી.

અમેરિકા જાણતું હતું કે ઘડિયાં લગ્ન છે, બ્રીટનથી વિમાન જાપાનમાર્ગે ઉપડી ચૂક્યું છે. સારી દુનિયાં જાણતી કે ચીન જાપાન જર્મની ૭૦ કરોડ માનવજાત એક છે. ફ્રાન્સરશિયાની સાથે રાજમન્ત્રણા કરીને અમેરિકા આવ્યું

હતું. ખાસ એલચી જાણતા હતા કે મુહૂર્ત ચૂકાયું તો અમેરિકા એકલવાયું પડશે.

અમેરિકા ન્હોતું જાણતું તે એટલું જ કે જાપાન અમેરિકાના એલચીઓ તહનામાની મહામન્ત્રણા કરતા હતા અને જાપાનના મન્ત્રીશ્વરે બ્રીટનના સ્વયં મહામન્ત્રીજીને તહનામાને કાજે ન્હોતર્યા હતા, ત્ય્હારે જાપાનની સંગ્રામત્રિપુટિ ફિલિપ્પાઈન ન્યૂ ઝીલેન્ડ ને આસ્ટ્રેલિયા ઉપરના હૂમલાઓની વ્યૂહરચનાની નકશાવલિઓ ઉખેળીને ભણતી બેઠી હતી. રાજમન્ત્રણામાં સર થાય ત્હેમને પછી રણમન્ત્રણામાં સર કરવાનાં ન હતાં.

અમેરિકાએ ચર્મપત્ર લીધું, અને કોરા ચર્મપત્રે સહી કરી.

પછી જાપાને અમેરિકાની સહીની નીચે સહી કરી.

અને પછી બન્નેએ કોરૂં ચર્મપત્ર કલમોથી ભરી નાંખ્યું, ને હસતાં હસતાં ઉઠીને હાથ મિલાવી અંગોનો પૂલ રચીને દેહ જોડયા.

વ્યક્તિઓના, કુટુંબોના, પ્રજાઓના મહાકલહોનાં સાચાં તહનામાંઓ કોરે પાને જ સહીઓ કરીને થાય છે સદા. એમ તહનામાં ન થાય, તો નિજનિજનાં ન્હાનાં મ્હોટાં કુરુક્ષેત્રો મંડાવાનાં.

અમેરિકાએ જાણ્યું અમેરિકા એકલું નથી; જાપાને જાણ્યું જાપાન અજીત થયું.

આત્મજિત એકને ઓળખવામાં ભૂલ્યો હતો, એટલે એનો જગતહિસાબ ખોટો પડતો હતો.

રાજચોપાટ ખેલતાં સૌએ અગમ્યના પાસા વાંચવાના છે.

પછી આત્મસન્તુષ્ઠોની ફિલસુફી વિકાસ પામી.

અમેરિકા બોલ્યું: ' Science–વિજ્ઞાનશાસ્ત્ર તો જગતકલ્યાણ કાજે છે. વીજળીએ રાત્રીનો દિવસ કીધો. અર્ધ નાગા જગતને વરાળે સસ્તામાં ઢાંક્યું. વિમાને પૃથ્વી શહેર જેવડી કીધી. પાસીફિકને બે કાંઠે બેસીને જાપાનઅમેરિકા, એક ઓરડામાં બેઠાં હોય એમ, વાતો કરે છે.' –

' ને દેશદેશમાં ગવાતાં ગીતો સાંભળે છે.'

' પૃથ્વીને હવામાંથી ખાતર દીધું ને ચોગણી ફળદ્રુપ કીધી.'

' છ મહિને જવાતું ત્ય્હાં છ દિવસે જવાય છે; પગપાળો એલ્ચિ જતો ત્ય્હાં વીજળી દોડે છે.'

' છાપાંઓના અગ્રલેખોનાં આપણે મથાળાં ઘડવા તો નથી બેઠા ને અત્ય્હારે ?'

બન્ને ય ખડખડાટ હસી પડયા. એ જ ક્ષણે જાપાનના હાથમાં વીજસન્દેશ આવી પડયો. જાપાને એ વાંચ્યો. મુખડે સ્મિત ફરકયું, કીકીઓ આશ્ચર્યને ધૂમડીએ ચકાવે ચ્હડી. ઓરડાની દિશાદિશામાં આંખડીઓ ઘૂમી વળી.

અમેરિકાને યે કૌતુક જાગ્યું. પૂછ્યું: ' અમસ્તા તો હસતા ન જ હો ?'

' બ્રીટનના મહામન્ત્રીશ્વરનો યૂરલ પર્વતને શિખરેથી વીજસન્દેશ છે કે હું પાછો જાઉં છું.' જાપાને ભેદ ભાગ્યો.

એથી તો બન્નેયનાં આશ્ચર્ય ઉલટાં વધ્યાં. આશ્ચર્ય

ભૂમિ અમેરિકાએ આશ્ચર્ય ઉચ્ચાર્યું કે 'તહનામા ઉપર સહી કર્યે હજી પન્દરેક મિનિટો માંડ થઇ છે. ત્હાં તો -'

'ત્હમે ભૂલી જાઓ છો. એક સેકન્ડમાં આઠ વાર રેડિયોનાં વીજમોજાં પૃથ્વીપરિઘને ફરી વળે છે.'

જાપાન વિજ્ઞાનશાસ્ત્ર બોલતું હતું કે અતિગહન રાજરમતની રાજમન્ત્રણા ? જાપાને દીઠું એ બોલતું હતું. એ સ્હવારે———ના એલચી 'મન્ત્રીશ્વર બ્રીટનથી ઉપડયા છે' એટલું કહેવાને આવ્યા હતા, અને જાપાની મહામન્ત્રીશ્વરનાં સન્તાનોને નવી શોધનો રેડિયો ભેટ આપી ગયા હતા. એ રેડિયો બોલેલા બોલ ઝીલતો ય તે ને ઉછાળતો ય તે. સન્તાનો કાજેનો એ ભેટરેડિયો મહામન્ત્રીશ્વર ઘરના ઓફિસખંડમાંથી ઘરમાં લઈ જવાનું ભૂલી ગયા હતા. જાપાને અમેરિકાને બતાવ્યું કે ચાવી પણ આપતાં મૂકી હતી એવી ઉઘાડી જ હજી હતી.

આજે તો જગતમાં બાળરમતો રાજરમતો જેવી થઈ છે, ને રાજરમતો બાળરમતો જેવી થઈ છે.

તે તિથિએ બ્રિટિશ મંડળમહારાજ્યમાં મ્હોટે અક્ષરે છપાયું ને વંચાયું કે જાપાનઅમેરિકાનું તહનામું થયું.

ધરતી ધૂણે એમ બ્રિટિશ મહારાજ્ય ધૂણી ઉઠયું; જાણે જગતસંગ્રામ આજે જ મંડાણો. છાપાઓએ યથામતિ અગ્રલેખોની તોપો ફોડી. એકે છાપ્યું: બ્રીટન સ્હામે ગોઠવાયેલી તોપો. બીજાએ છાપ્યું: અમેરિકા ઈંગ્લાંડને એકલવાયું સ્હમજે છે ? ત્રીજાએ છાપ્યું: બ્રિટિશ સંગીનો બુઠ્ઠી થઈ નથી. ચોથાએ છાપ્યું: ભવિષ્યવાણ ફળશે. પાંચમાએ છાપ્યું: અજીત મહારાજ્ય. છઠ્ઠાએ છાપ્યું:

જગતનું કાવત્રું. લંડન ટાઈમ્સે છાપ્યુ કે Europe vs. Asia & America.

તે તિથિએ જીબ્રાલ્ટર માલ્ટા સાઈપ્રસ સૂવેઝ એડન ત્રિંકોમાલી સીંગાપુર સીડની હોંગકોંગ ફરતી ગજવેલ-કાંટાની વાડો નવી નંખાઈ, કિલ્લેબન્ધી તપાસાઈ, જળગોળા તરતા મૂકાયા, તોપોના કાટ ઉતારાયા, મહાતોપગોળાઓ ગણાયા. બ્રીટનને કિલ્લે કિલ્લે ને મંડળમહારાજ્યની પાટ-નગરીએ–નગરીએ યુદ્ધમન્ત્રણાઓ થઈ. ન્યુ ફાઉન્ડલેન્ડમાંના કાફલાએ કોલસા ભર્યા. કેનેડાએ અધીર્ં સીમા નદીએ વીજ-ળીની વાડ નાંખી. બ્રીટનની પાર્લમેન્ટમાં જાહેર થયું કે Invited Premier returned from Ural.

એ સ્હાંજે ટોરી છાપાંઓએ છાપ્યું કે બ્રીટનના મહામન્ત્રીનું અર્ધે રસ્તે અપમાન. વળતી સ્હવારે લંડન ટાઈમ્સે અગ્રલેખ લખ્યો કે એશિયા ને યૂરોપને સીમાડે.

યૂરોપની સુલેહપરિષદ ભાગી પડી; ને પછી લેખિનીની બરછીઓ ઉછળવા માંડી.

પ્રજાપ્રજાના લશ્કરી અસબાબ જોવાયા, ને સંગ્રામ-સામગ્રીની કાચી વસ્તુઓની વ્યાપારી વખારો તપાસાઈ. ફ્રાન્સની મન્ત્રીસભા બેઠી હતી ત્ય્હાં રિપોર્ટ ગયો કે ચાર વર્ષ ચાલશે. ઈટાલીએ વળી ઉચ્ચાર્યું કે ભૂમધ્ય-સરોવરની મહારાણી રોમનગરી છે.

Splendid isolationની રાજનીતિ ભારે ન પડી જાય તો સારૂં. અમેરિકાએ એ રાજનીતિ પરિત્યાગી.' બ્રીટનનું ચક્રવર્તી પંચ બેઠું હતું ત્ય્હાં મહામન્ત્રીશ્વર બોલ્યા.

'પણ મહારાજ્યને બનતું આત્મસંપૂરણ ઘડયું છે ને?'

'હા; મહારાજ્યનાં અંગોઅવયવો અખંડ ઉભે ત્હાં સૂધી. દક્ષિણ આફ્રિકામાંથી હોળી સળગી છે એ દક્ષિણ-આફ્રિકા મહારાજ્યપડખે તો ઉલશે ને? કાચે તાંતણે મંડળમહારાજ્ય બાંધેલું છે; ને રબ્બરના ગણી તાંતણા અતિ ન તણાય તો સારૂં.'

મિલિટરીએ પૂછ્યું: 'લંડન વિદ્યાપીઠનો રિપોર્ટ શો છે?'

સંગ્રામસરમુખ્તિયાર બોલ્યા: 'બ્રીટન ફરતો દસ માઇલનો વીજળીપટો નાંખી શકાશે. સાગરના ભરતીઓટ-માંથી વીજળી સરજાશે. સાગરસંગ્રામ જીતનાર કોઈથી યે બ્રીટનની ધરતી ઉપર પગ નહિ મંડાય.'

'અને આટલાન્ટિક ઓળંગતાં કિરણો?'

'એ તેજકિરણો નથી; એ અન્ધારકિરણો છે. આખો આટલાન્ટિક નહિ ઓળંગે. અડધે આટલાન્ટિકે મનવારની રકાબી ફોડશે: ટાઈટેનિક ડૂબી હતી એટલામાં.'

મહામન્ત્રીશ્વર: 'સજ્જ રહેજો, પણ સંગ્રામબ્યૂગલ વગાડશો મા. છેલ્લી છેલ્લી યૂરોપની નાડ પારખવી છે કે તાવ કેટલોક વધ્યો છે. યૂરોપ આપણું થાય, તો તો—'

'યૂરોપની એકસંપી સ્થપાય, તો તો એશિયાઅમેરિ-કાને ભૂ પાઈયે. નહી તો એકલવાયું બ્રીટન—'

'સ્કોટે કહ્યું છે ને કે એકલવાયો પણ ચોધરાજ.'

'પણ આયર્લૅન્ડની પેઠે સ્કોટલૅન્ડ ફરી બેસે તો?'

'સ્કોટલાન્ડનું સ્વરાજ્ય બીલ પાર્લમેન્ટમાં કાલે જાહેર

કરવાનું છે. લેડી ઓફ્ ધ લેઇકની સરોવરગુફાઓમાં સ્કોટનાં ગીતો ગવાશે.'

'વસ્તીગણત્રીનો ખરો આંકડો કેટલો છે?'

'છપાયો છે તેથી સવાયો.'

'મનવારો ઉપરથી તોપો ઉતારી નાંખવાની કબૂલત સુલેહપરિષદને આપી છે તે રોજ એક-એક તોપ ઉતારાય છે. વચન પાળિયે છીએ.'

'ખલાસીથી બને એટલી ઉતારે. ને નિત્ય નવી ઘડાય છે કેટલી?'

'ચાર.'

'રોજની છ ઘડાવી જોઇશે હવે.'

'દુનિયાં દિવાની થઇ છે, અબજોના ધૂમાડા કરવા બેઠી છે. ૧૯૧૮નાં દેવાં તો ભરાયાં નહિ, ને પ્રજાઓએ દેવાળાં કહાડયાં. એક જગતસંગ્રામનું ખર્ચ દુનિયાં માનવ-કલ્યાણાર્થે વાપરે તો ઘરઘરના કોઠારો છલકાય એટલું અઢળક ઉગે.'

'પણ વાવવાને ધનના ઢગલા ક્‌હાં?'

'સંગ્રામઅવસરે જ્‌હાંથી ઢોળાય છે ત્‌હાં છે એ ધનઢગલા. દુનિયાં દીઠી તો છે ને?'

'બ્રીટન મ્‌હારી વડી દુનિયા છે.'

'દૂરબીનમાં યે દુનિયાં દીઠી નથી એમની રાજમન્ત્રણાઓ તળપદી હોય, માનવવિશાળી ભાગ્યે હોય. એના દિલની સમશેર દોધારી ન હોય.—સેક્રેટરી! જૂવો; જાવ; આ અગ્રલેખ છાપામાં મોકલો: Europe in Danger.'

'યુરોપ ભડકશે તો?' સેક્રેટરીનો વછેરો ભડકી ઉઠયો.

'ભલા માણુસ! યૂરોપને ભડકાવવાને તો એ લેખ છે. ભય વિના પ્રીત ન હોય.'

'ભયજન્મેલી પ્રીતની કીંમત કેટલીક આંકો છો?'

'જુવાન છો; અનુભવ એ આંકતાં શીખવશે. એની કીંમત તાત્કાલિક, Election જીતવા જેટલી. અમેરિકાને એકદા તો કહેવા દો કે બ્રીટનને યૂરોપનું પીઠબળ છે.'

બ્રીટનનું ચક્રવર્તી મન્ત્રમંડળ વેરાયું. આઘે-આઘેના યૂરોપમાં એ અશ્રલેખથી ગણગણાટ થયો. બ્રીટનના ચોખૂટ તો પારણાના ચોખૂટની પેઠે હિલોળે ચ્હડયા.

પછી મહામન્ત્રીશ્વર પોતાની હોટેલે જતા હતા ત્ય્હાં નીસરણી ઉપર જાપાની એલચી મળ્યા. આંખોમાં ઉજાગરો હતો, એમના હાથમાં રાજકાગળ હતો. જાપાની સરકારની વતી એલચીએ મહામન્ત્રીશ્વરને યાદી આપી. ઉપર લખેલું હતું 'તાત્કાલિક–Immidiate.'

મહામન્ત્રીશ્વર વાંચતા ગયા તેમ તેમ ઉત્તર વિચારતા ગયા. અથઈતિ વાંચી રહ્યે અન્તે ઉચ્ચર્યા: 'હું તપાસ કરાવીશ.'

દુનિયાંભરમાં કાળડંકા વાગતા હતા ત્હેની હજી તપાસ કરાવવાની હતી. વખત મેળવવાને નાંખેલો પાસો અવળો પડયો.

'જાપાને જુઠ્ઠી યાદી કોઈ દેશની સરકારને કદી આપી નથી;' શબ્દે શબ્દ છુટ્ટો પાડી, શ્વાસોછ્વાસનો ભાર મૂકી, જાપાની એલચી બોલતા હતા. એ બોલતા હતા? કે ધ્હીવડાવતા હતા? બોલ્યા: 'કિમ્બરલીની હીરાખાણ જાપાની કંપનીએ વેચાતી લીધી. કબજો લેવાને ગયા ત્ય્હાં

દક્ષિણઆફ્રિકાએ મનાઈ હુકમ કહાડયો, ને જાપાની કરોડપતિનાં ને મજૂરોનાં ખૂનો થયાં. બ્રીટન શું કહે છે?'

'બ્રીટન કહે છે કે તપાસ થશે ને ન્યાય થશે. ગુનેહગારને શિક્ષા કરાશે. બ્રિટિશ મંડળમહારાજ્ય કાયદાનું રાજ્ય છે.'

'મ્હારી સરકારે જાહેર કરવાને ફરમાવ્યું છે કે અઠવાડિયાની મહેતલ છે. અઠવાડિયામાં જાપાન સન્તોષબદલો માગે છે.'

'બ્રીટનને મુદ્દતબન્ધી કોઈએ કદી કહી નથી.'

'પણ બ્રીટને અનેકને મુદ્દતબન્ધી કહી છે.'

'અવસરયોગ હોય તો મુદ્દતબન્ધી યે બોલવી પડે.'

'આજ જાપાનને એ અવસરયોગ છે, માટે મુદ્દતબન્ધી બોલે છે. અત્ય્હારે રજા લઉં છું. અઠવાડિયું રોકાઈશ.'

જાપાન ગયું. બ્રીટનને ક્ષણેક દ્વિધા થયું કે નીસરણી રહડું કે ઉતરૂં? બ્રીટને ત્રીજું જ કીધું. ગજવાબટન ચાંપ્યું. મહામન્ત્રીશ્વરના મન્ત્રીજી આવ્યા.

'દક્ષિણઆફ્રિકા શું કહે છે?'

'દક્ષિણઆફ્રિકા કહે છે કે જાપાનથી કાફલો ઉપડી ચૂકયો છે. સિંગાપૂર પૂછાવે છે કે વાટાઘાટ દરમિયાન કાફલાને સામુદ્રધુનીપાર ઉતરવા દેવો કે કેમ?'

'ઓહૂહો! સિંગાપુર વટી ઉતરવાને આ અઠવાડિયાની મહેતલ છે ત્ય્હારે!' બ્રીટને મુદ્દતબંધીનો ખરો અર્થ વાંચ્યો. 'ઠી-ઈ-ક. પણ દક્ષિણઆફ્રિકા વિગતો શી બોલે છે?'

'અધકચરી. દક્ષિણઆફ્રિકા કહે છે કે બસ્સો ચીનાઓની ટૂકડી લેઈ જાપાન હીરાખાણનો કબજો લેવાને ગયું.

એશિયાટિક વિરૂદ્ધ આફ્રિકાની સરકારનો મનાઇ હુકમ હતો, એટલે પોલિસ વચ્ચે પડી. પોલિસને ન ગાંઠયે લશ્કર આવ્યું, બન્ધૂકો ફૂટી, દંગો વિખેરાયો, પાંચસાત મરાયા. એક મહામૂલા હીરાની પણ તકરાર હતી. જાપાન કહે વેચાણ પછી ખાણઉખાડેલો છે. આફ્રિકા કહે વેચાણ પૂર્વે ઉખાડેલો છે.'

'આફ્રિકાને કહી-કહીને જીભના કૂચા વળી ગયા કે સંરક્ષણસેના જમાવો. કહે અમે અભય છીએ. આફ્રિકાની સરકારના વર્તનની આન્તરરાષ્ટ્રીય જવાબદારી છે બ્રીટનને માથે; અને બ્રીટનને વગરપૂછયે આફ્રિકા વર્તે છે. આફ્રિકાને કહો કે પ્રજાસંઘમાં પ્રશ્ન પૂછાશે.'

'આફ્રિકા કહે છે કે જિનિવા ને કેઇપ ટાઉન વચ્ચે આભવિશાળો આફ્રિકા ખંડ છે, સાગરવિશાળું સહરાનું રણ છે, દેશવિશાળો ભૂમધ્યસમુદ્ર છે.'

'આફ્રિકા ભુલે છે કે વિમાનોના એ છે કલાકોના ચારા; વીજળીના એ મિનિટના યે પન્થ નથી. આફ્રિકાને બ્રિટિશ વાવટાના વિશ્વલાભ લેવા છે, ને વાવટાને ઉશેટવો છે. જાવ, જાગતા સુજો આજની રાત. પણ જૂવો. લંડન વિદ્યાપીઠને પૂછાવજો કે પેલી શોધ પૂરી થઈ કે?'

'અબઘડી—આપે પહેલે પગથિયે પગ મૂકયો ત્યહારે શારદાપીઠનો સન્દેશો હતો કે માઉન્ટ બ્લેન્ક ઓળંગીને ને યૂરલ પર્વત સુધી ગોળા ફેંકી શકાશે.'

'પણ પેલા સોનાના કીમિયાનું શું?'

'કહે છે કે બ્રીટનની ડુંગરધારોમાં પૂરતું ત્રાંબુ નથી. ત્રાંબુ આયાત કરવું પડશે. ત્રાંબાનું સોનું કરાય. હિન્દના જોગીઓ સાચા હતા.'

'સોનું તો જોઇશે જ બ્રીટનને સંગ્રામ કાજે. બેન્કને બોલાવજો. આજે તો સંગ્રામ એટલે સોનારૂપાની ગોળીઓના વરસાદ.'

'ઘણીખરી બેન્કોના રિપોર્ટ આવી ગયા છે. બેન્ક-ભંડારે ખાણો ભરેલી રહેતી ત્ય્હાં ટોપલી–ટોપલી ભરેલી છે.'

ચાર સૈકાથી યુરોપ સોનાનો કીમિયો ને સોનાની ખાણો શોધે છે ને સંઘરે છે. ખંડખંડ ઢૂંઢી વળ્યું. સુખ કાજે સોનું કે સંહાર કાજે સોનું ? પૂર્વે સોનું સુખ કાજે હતું, હમણાં સોનું સંહાર કાજે છે. લોકસમુદાય માનતો સોનું સુખ કાજે છે, Science–વિજ્ઞાન કલ્યાણ કાજે છે. ૨૦ મી સદીના સ્હવારે જગતને નવો પાઠ પઢાવ્યો કે સોનું સંગ્રામ કાજે ને વિજ્ઞાન સંહાર કાજે છે.

આજે વિજ્ઞાનશાસ્ત્ર એટલે દ્વેધારી સમશેર.

યુરોપના ચાર સૈકાના સોનાના ઢગલા ચાર વર્ષોમાં સળગી ગયા અને દેશોએ દેવાળાં ક્હાડ્યાં એ દુનિયાંએ દીઠું હતું. ૧૯૧૪ ના જેવડી મ્હોટી લક્ષ્મીની જગતહોળી માનવવંશે પૂર્વે દીઠી ન હતી.

એ ચાર વર્ષોમાં સાચેસાચ યૂરોપ ધનના ધૂમાડા કરતું હતું.

દુનિયાં ભોગવે છે એથી ઢોળે છે અધિકું. અને ઢોળે છે એટલું ગ્હેંચીને ખાયપીએ તો ભુખ્યાંતરસ્યાં સૌ ધરાય.

પણ લોકને ધરાવું નથી; ઢગલા કરી સંઘરવા છે ને ઢોળવા છે.

પૃથ્વીનું મધ્યબિન્દુ ડોલતું હતું, શેષ માથેનો મણિ કમ્પતો હતો.

❦

# પ્રકરણ ૫ મું, અમેરિકાની સમશ્યાઓ

'ત્‍હારે અમેરિકા જગતનેતૃત્વ લે ?'

ચન્દ્રિકામહેલના રાજખંડમાં અમેરિકામાં ત્‍હારે એ પ્રશ્ન પૂછાતો હતો.

ચન્દ્રિકામહેલના ચોગમના ગોખ ગ્રીષ્મકારણે ઉઘાડા હતા, અને પ્રેસિડેન્ટ ચોખંડને વાંચતા ઘૂમતા હતા. અન્તર્દેશે એ એક જ પ્રશ્ન ઉછળતો હતો.

વિશાળા ગોખમાં થઇને એક ઉડણદેવી આવ્યાં ને ઓરડા વચ્ચે ઉભાં.

'કોણ–વિધાત્રી ? આવ્યાં ?'

વિધાત્રી ગગનગામિની દેવી હતી, ચન્દ્રિકામહેલના રાજખંડને એની ઉડણપાંખો પરિચિત હતી. વિધાત્રીના આવવાનું પ્રેસિડેન્ટને આશ્ચર્ય ન હતું; અત્‍હારે–મોડી રાત્રે–તાત્કાળિક આવ્યાનું આશ્ચર્ય હતું.

'ન્યૂ ફાઉન્ડલેન્ડ ને કેનેડાના સળવળાટ વાંચતી હતી, ને સાગર ખળભળતા પેખતી અગોચર દ્વીપમાં અમ આશ્રમે બેઠી હતી. નીંદર નાઠી હતી અને આંખો ઉઘાડી હતી. ત્‍હાં રાજસભામાંથી વીજસન્દેશ આવ્યો કે બોલાવે છે. સત્‌આજ્ઞાને અધીનતા એ અમ જીવનમન્ત્ર છે. પછી ન વિચારવાનાં હોય મધ્યાહ્‌ન કે મધરાત'

'જગતનાં છાપાં છાપાંમાં અગ્રલેખો વાંચ્યા કે યુરોપી પ્રજામંડળ પડી ભાગ્યું છે; માનવમહામંડળ મળશે ને વિશ્વશાન્તિ સ્થાપશે. એ ત્‍હમારા જ લેખો હતા ને ?'

'કૈલાસીની જમાતના.'

'એ વાંચીને ત્‍હમને આમન્ત્ર્યાં. ત્‍હમે નિષ્પક્ષ સલા-

હકાર છો; પક્ષવાદીઓના તો આજે રાફડા ફાટયા છે. વિચારવાનું એક જ છે; અમેરિકા જગતનેતૃત્વ લે કે નહિ?'

'લે તો તો સારૂં. પણ લઇ શકશે અત્યારે?'

'એ પ્રતિપ્રશ્ન શાને?'

'વિચારવાને. આજે તો જગત્સન્દેશ અર્પવાનો હોય એ મહાપ્રજા જગતનેતૃત્વ લે. જે તિથિએ અમેરિકા નિજ નવસંસ્કૃતિ ઘડે, એ જ તિથિએ જગતનેતૃત્વ અમેરિકાનું છે. આજ તો અમેરિકા યૂરોપને પૂછડે બાંધેલું છે.'

'પૂંછડે? કે શીંગડે?'

'પૂછડે કહો કે શીંગડે કહો: આજની અમેરિકન સંસ્કૃતિ એટલે યૂરોપી સંસ્કૃતિનું અંગ. લોંગફેલો કે ઇલા વિલકોક્ષ એ ઇંગ્લાંડના પડઘા તે ઇંગ્લાંડે વખાણ્યા. એમર્સન કે ચેનીંગ–એક્કે ય જ્હોન વિક્લિફ નહિ, તો પછી લાયેલા કે લ્યૂથર, સન્ત ફ્રાન્સિસ સન્ત ઓગસ્ટાઇન કે કેમ્પિસનો સન્ત થોમસ તો ક્ય્હાંથી જ હોય? વોલ્ટ વ્હીટમેન એટલે અમેરિકાનો સ્વયંભૂ શબ્દ. પણ ગોઇથે કે કાલિદાસની હારનો વ્હીટમેન ખરો? અમેરિકાનાં ફાઉસ્ટ કે શકુન્તલા, મેઘદૂત કે Sorrows of Werther ક્ય્હાં?'

વિધાત્રીના શબ્દો સન્મુખે ચન્દ્રિકામહેલનો રાજખંડ ન્હાનકડો ભાસતો હતો. પણ એ શબ્દો ચોખંડવિશાળ હતા, દુનિયાદ્રષ્ટાના હતા, નવવિધાત્રીના હતા. એ સૈકાની અમેરિકાની કાળકથા વિધાત્રી સારવતી હતી.

'એક મહાપુરુષ અમેરિકાએ જગતઇતિહાસને આપ્યો છે, અને તે જ્યોર્જ વોશીંગ્ટન;' વિધાત્રીએ ઉમેર્યું.

'અમેરિકાની મહાપ્રજાનું એ મૂળ ને થડ.'

'અમેરિકાનો જન્મ સાચા સિદ્ધાન્ત કારણે છે:

No taxation without representation. અમેરિકાનું એ સનાતન પુરુષાતન હતું. તપ વૈરાગ્ય નિર્લોભ નિ:સ્પૃહાને એ ઓળખતો. જ્યોર્જ વોશીંગ્ટન એટલે નવવિશ્વના જગતૂમન્ત્રીશ્વરોનો કુળદેવ. એને ન હતો અધિકારલોભ; એને થવું ન હતું સરમુખ્તિયાર. એ લોકસેવક હતો. એનાં માનવઆદર્શ હતાં. એને બેડીઓ તોડવી હતી, નવગુલામી સર્જવી ન્હોતી; એને અન્યાયના ન્યાય કરવા હતા, અન્યાયને આચ્છાદવા ન્હોતા. વોશીંગ્ટન માનવઇતિહાસનો મહાકાળસ્તંભ હતો.'

વિધાત્રીના બોલેબોલે પ્રેસિડેન્ટનું હૈયું ફાટફાટ થતું હતું.

'શિવાજી, સિન્સિન્નેટસ, પેરીકલીઝ, મેઝીની, વિલિયમ ટેલ, જાપાની સુમરાઇઓ; કાળયોગે પાકતા એવા નવપ્રજાસ્રષ્ટાઓમાંનો વોશીંગ્ટન હતો. અમેરિકાને પૂર્વ-દરવાજે માંડેલી પેલી સ્વતન્ત્રતા દેવીની મહામૂર્તિ કરતાં યે વોશીંગ્ટન મહાકાય હતો.' વિધાત્રીએ પૂરવણી ઉચ્ચારી.

'દેવી મ્હોટાં કે ઉપાસક ? અતિસ્તુતિ નથી એ ?'

'મન્ત્ર મ્હોટો કે યજ્ઞ ? બીજ મ્હોટું કે વડલો ? વોશીંગ્ટન એટલે અમેરિકાના ઈતિહાસની માનવમૂર્તિ, યુગયુગ ભરીને બોલતું અમેરિકાની મહાપ્રજાનું મુખડું. આજ અમેરિકા ત્રણ મહાત્માઓને આધારે ઉભું છે.'

'કિયા કિયા ? કહેશો ? અમે દેશદૃષ્ટિએ ઇતિહાસ વાંચિયે છીએ, ત્હમે પ્રજ્ઞાદૃષ્ટિએ ઈતિહાસ વાંચો છો. અમે દેશદૃષ્ટિએ દેખિયે છીએ; ત્હમે જગતદૃષ્ટિએ જુવો છો.'

અમેરિકાના પ્રેસિડેન્ટ કૈલાસીની જમાતની કુમારિકા ક્ને અમેરિકાનો ઈતિહાસ ભણુવાને બેઠા ! કારણુ કે દેશ-દૃષ્ટિએ વંચાતા ઈતિહાસ પક્ષવાદી હોય છે, જગતદૃષ્ટિએ વંચાતા ઈતિહાસ પક્ષપરા હોય છે.

'અમેરિકાનો પ્રથમ મહામન્ત્ર છે એ વોશીંગ્ટનના ભીષ્મવૈરાગ્યે સમર્પેલો રાજમન્ત્ર કે બે જ વાર પ્રમુખ થવાય, ત્રીજી વાર નહિ. વોશીંગ્ટને વાંચ્યું હતું કે ઈંગ્લાં-ડમાં ક્રોમવેલને ચે રાજવંશ સ્થાપવાનો રાજલોભ જન્મ્યો હતો. દાયકાલાંબી સરમુખ્તિયારીને વોશીંગ્ટન જહાંગિરિ જ માનતો. વોશીગ્ટનનો વૈરાગ્યમન્ત્ર અમેરિકાના પ્રજામહેલનો પાયો છે.'

'ત્હમે તો ત્હમારા જેવું જગત ઘડવા માગો છો—વૈરાગિયું.'

'ઈશૂ ખ્રીસ્તે મહાવૈરાગી હતા. હું તો ઇતિહાસ બોલું છું. ને કોને કોને નિજ જેવું જગત ઘડવાના કોડ નથી જાગ્યા ? ઈશૂ ને વોશીંગ્ટન બુદ્ધ જેવા જગતજોગીઓની જમાતના જોગન્દર હતા. દાયકાલાંબુ પ્રેસિડેન્ટપણું એટલે સરમુખ્તિયારી. સત્તાનિલોભી વોશીંગ્ટને સરમુખ્તિયારીને લાત મારી; જોગી જેમ સંસારને લાત મારે એમ. વોશીં-ગ્ટને કાળબોલ ઉચ્ચાર્યો કે સ્વતન્ત્ર મહાપ્રજાને પ્રેસિડેન્ટ હોય, ગુલામોને સરમુખ્તિયારો હોય.'

'અને બીજું સૂત્ર ?'

કૈલાસીની કન્યાશાળામાં અમેરિકાના પ્રેસિડેન્ટ નિશા-ળિયા ભાસતા હતા.

'બીજો મહામન્ત્ર છે અમેરિકાનો દુર્ગઘેરો, પરદેશીઓના હુમલાઓ સ્હામેના કોટકાંગરા. અમેરિકાનું આક્રમણ નહિ, આત્મસંરક્ષણ.'

'એ કિયો?'

'એ છે ત્હમારા Monroe Doctrine ની હાકલ કે પરપ્રજા કો અમેરિકાખંડમાં પેધશે નહિ.'

'દુશ્મનો તો એને અમેરિકાની તોપ કહે છે.'

'દુશ્મનોની આંખ ક્ય્હારેક ખરૂં જૂવે છે, ને જીભ ક્ય્હારેક ખરૂં બોલે છે. હા; મનરોમન્ત્ર એ અમેરિકાની સંતત ચ્હડાવેલી તોપ છે. પણ એ આક્રમણતોપ નથી, સંરક્ષણતોપ છે; મનવારની તોપ નથી, કિલ્લાની તોપ છે. પૃથ્વીપ્રજાઓને મનરોએ સાફ સાફ સંભળાવી દીધું કે America for Americans; અમારા ઘરમાં પરાયું કો પેધશે નહિ. આક્રમણ એ પાપ છે, આત્મસંરક્ષણ એ ધર્મ છે. Monroe Doctrine ની અમેરિકન હાકલને પૃથ્વીની પ્રજાપ્રજાની હાકલ કરવી હોય તો અમેરિકા જગતનેતૃત્વનો મ્હોડ આજે જ પહેરે.'

'અને ત્રીજો મહામન્ત્ર? ત્હમે તો ઈતિહાસ વાંચવાની નવી આંખ આપો છો, વાક્યોમાં ગ્રન્થોને બોલો છો.'

'અમ શાસ્ત્રવાણી છે સૂત્રાત્મક. કૈલાસીની જમાત છે જગતયાત્રિકોની. અમારે એક આંખે ઇતિહાસ નથી વાંચવાના. એક આંખે ઈતિહાસ દૈત્યગુરુ શુક્રાચાર્ય વાંચે. એવા ઈતિહાસ અધૂરા હોય, જગતકલ્યાણક ન હોય. દેશદેશમાં છે કૈલાસીની જમાત.ને પ્રજાપ્રજાના સજ્જન

મન્ત્રીશ્વરોને પૂછ્યે-વણપૂછ્યે કહિયે છીએ આગમના કાળબોલ. પછી એમની બુદ્ધિઅનુસાર એ સાંભળે કે ન યે સાંભળે. પણ ભગવાન તો સાંભળે; ને ન પૂછે પછી કે કેમ ન ઉચ્ચર્યો પાપછૂટા બોલ. કૈલાસીની જમાત બ્હીએ એક પાપથી ને ભગવાનથી. કૈલાસી તો સિકન્દરને યે સાચું સંભળાવી દે.'

'ત્હારે અમેરિકાનો ત્રીજો મહામન્ત્ર કહેશો ?'

'એ છે અમેરિકાનું આયુષ્યસૂક્ત ને સંગઠનમન્ત્ર. અમારા હિન્દુ લગ્નમાં છૂટાછેડા નથી. પરણ્યાં તે પરણ્યાં, જીવતાં સૂધીનાં પરણ્યાં .તમ ખ્રસ્તીઓનો ધર્મબોલ એ જ છે–Till death us do part. પણ સુધરેલો ખ્રીસ્તસમાજ એ ધર્મબોલ પાળતો નથી. કેમ જાણેકે સુધારો એટલે ધર્મભ્રષ્ટતા.'

વિધાત્રી હસી પડી . સુધારાપન્થી પ્રેસિડેન્ટ વિચારવમળોમાં પડયા . ટકટક બોલતી ઘડિયાળ એક મહાકાળને માપતી હતી .

'સુધરેલો ખ્રીસ્તસમાજ ઈશુનો ધર્મબોલ પાળતો નથી ?' મનમાં બોલતા હોય એમ પ્રેસિડેન્ટ આશ્ચર્યપ્રશ્ન મ્હોટેથી બોલ્યા .

'ખ્રીસ્તી સંસ્કૃતિની છેલ્લી ચાર સદીના ઇતિહાસની એક દિશા એટલે સોનાની શોધ . એ ઈતિહાસની ને બાપ્તિસ્માના વ્રતમન્ત્રોની એકવાકયતા કરી આપશે કો પાદરી? સુખ ને સોનું એ પૃથ્વીઢૂંઢતાઓની હાકલો—'

'આપણે આડકથામાં ઉતર્યાં'. વાર્તાલાપ તો એ હતો કે અમેરિકાનો ત્રીજો મહામન્ત્ર કિયો ?'

'હિન્દનાં એક વિજ્ઞાનશાસ્ત્રી હતા. વિજ્ઞાનની શોધનો વ્યાપાર ખેડતા. ભાગીદારી આરંભતાં ભાગીદારને પૂછતા કે આપણાં હિન્દુનાં લગ્ન કે યૂરોપી લગ્ન ?'

'એટલે ?'

'એટલે એટલું કે આપણી આજીવન ભાગીદારી કે છૂટાછેડાની ભાગીદારી ? અમેરિકાના ઇતિહાસનો ત્રીજો મહામન્ત્ર લીંકને ઉચ્ચાર્યો કે અમેરિકન સંસ્થાનોની સનાતન ભાગીદારી છે, છૂટાછેડાનો કોઈને હક્ક નથી. જીવના જોખમે, આત્મબલિદાન આપીને, વધસ્તંભે ચ્હડીને સારી દુનિયાં સાંભળે એમ લીંકને ઉચ્ચાર્યું કે Thou shalt not secede. અમેરિકન સંસ્થાનોનાં છે હિન્દુનાં લગ્ન.'

ભારતની મહાસતી અમેરિકાના રાજમહેલમાં ગાજતી હતી. ચન્દ્રિકામહેલનો રાજખંડ સ્તબ્ધ થઈ ગયો; રાજમહેલ જેવા પ્રેસિડેન્ટ ક્ષણેક સ્તબ્ધ થયા; ઓરડામાંનું વાતાવરણ પળવિપળ સ્તબ્ધ થયું ભાસ્યું. વોશીંગ્ટન મનરો ને લીંકનની આત્મમૂર્તિઓ અન્તરિક્ષમાં જાણે તરતી દેખાઈ. કાળબ્રહ્મ ઉતરીને જાણે એ રાજઓરડે ઉભા. એમની એક એક ભમ્મરે મનરો ને લીંકન બેઠેલા હતા, લલાટટીલડીએ વોશીંગ્ટન વિરાજેલા હતા.

પ્રેસિડેન્ટે કહ્યું: 'ત્હમારા ગીતા શાસ્ત્રનો એકાદશમો અધ્યાય સનાતન સત્ય છે. અમેરિકાના કાળબ્રહ્મનાં તમ કરાવ્યાં આજ હું સાક્ષાત્ દર્શન કરૂં છું.'

'પ્રેસિડેન્ટ સાહેબ !' વિધાત્રી ગાજી ઉઠી, ને દિશા દિશામાં ત્હેના પડઘા પડતા. 'પ્રેસિડેન્ટ સાહેબ ! યૂરોપ

અમેરિકા વિરાટ સ્વરૂપ સન્મુખે કોણ માત્ર છે? સાગર ઉપર તરતા પરપોટાઃ ક્ષણજીવી, ક્ષણરંગી, ક્ષણપ્રફુલ્લ. મનુજો પૃથ્વીનાં પુષ્પો છે, ને પૃથ્વી છે સૂર્યમંડળનો ફૂલછોડ. એ સૂર્યમંડળ છે લોકમંડળની કુંજક્યારી; અને આ લોકમંડળ છે વિશ્વમંડળની કુંજગલી. ખ્રીસ્તાબ્દનું આજ છે ૧૯૫–મું વર્ષ. આજે તારીખ છે ૨–જી. ખ્રીસ્તનાં બે હજાર વર્ષોમાં આજની તિથિનો મહિમા કેટકેટલોક? ઈતિહાસનો કાળપગથાર છે, યૂરોપ ને અમેરિકા એક તિથિ છે. પ્રેસિડેન્ટ સાહેબ! વિરાટદર્શન પામેલો પાર્થ કુરુક્ષેત્રને જીતે.'

ચન્દ્રિકામહેલના ગોખઝરૂખામાંથી પ્રેસિડેન્ટે બહાર જોયું. પોતાની ચાર વર્ષની ચાંદનીનું ભાન થયું. શ્વેત હવેલીનો રાજમહેલ આકાશમહેલનું પરમાણુ માંડ ભાસ્યો.

'વિધાત્રી! કાળનો ચોપડો તો ત્હમને જ ઉકલે છે. કૈલાસીની જમાતને ધન્ય છે કે કાળલિપિ વાંચે છે. દુનિયાંના અહોભાગ્ય છે કે એ જમાત જાગી છે. યૂરોપ અમેરિકાને ઉત્તમ કહે છે; અમેરિકા પ્રેસિડેન્ટને ઉત્તમોત્તમ ભાખે છે. એ લોકભાખ્યા ઉત્તમોત્તમને ત્હમે ભણાવો છો કે એ કેટકેટલો અધૂરો છે!'

'કૈલાસીની જમાતનું સદાનું બ્રાહ્મણવ્રત છેઃ ભણવું અને ભણાવવું. અમારો અકબરયુગનો બ્રાહ્મણ કવિવર તો ભાખી ગયો છે કે

જો પેખું દિલ ખોજકે, મોસે બુરા ન કોય.

જે જાણે કે પગથિયું યે હજી ચ્હડવાનું બાકી છેઃ એ

આગળ વધે. એમ બ્રાહ્મણદૃષ્ટિએ અમે અધૂરાં છીએ; દુનિયાંનાં ડુંગરપગથિયાં હજી ચ્હડવાનાં છે.'

'કોક કહે છે કે આ પરગુણપરમાણુની ડુંગરદૃષ્ટિએ ભારતને માર્યું, કોક કહે છે અમ્મર કીધું. પરગુણદર્શન ન દીઠેલા માર્ગ દાખવે. પણ સંગાથે સ્વગુણદર્શન હોય તો આત્મનિષ્ઠા અખંડ રહે: એમ ખરૂં ને?'

'સાચા સ્વાત્મગુણદર્શનથી આત્મનિષ્ઠા વજ્રલેપી થાય એ સાવ સાચું. સ્વાત્મગુણદર્શનને False patriotism ભાખનારાંઓ રતાંધળાં છે. નથી ત્હેને નિરખનારાં સ્વગુણ કે પરગુણદર્શીઓ તો કાળાં કિરણોનાં ઉપાસકો છે. અમેરિકા સ્વસંસ્કૃતિ ખીલવશે—'

'અમેરિકામાં સ્વસંસ્કૃતિના અંકુરો નથી?'

'છે, ફૂટયા છે. માતબર યૂરોપનાં અબજોનાં લ્હેણાં માંડી વાળ્યાં એ જગતઇતિહાસે અમેરિકાના સોનાના અક્ષરો છે. સો માળનો માળો ને કુબેર ભંડારીના ભાંડુઓ એ છે અમેરિકન સ્વસંસ્કૃતિના અંકૂરો. અમેરિકાનો એક એક માળો એટલે એક એક ગામડું.'

'અને એ છે અમારૂં ૨૦ મી સદીનું ગામડું.'

'હા. વીજળીના દીવા ને વીજળીની નીસરણીઓ; વીજળીના પંખા ને વીજળીના ચૂલા. યૂરોપ એટલે વરાળ ને અમેરિકા એટલે વીજળી. ફોર્ડ ને એડીસન અમેરિકાના; વોટસ ને ક્રપ યૂરોપના'

'અને અમેરિકાની સુન્દરી એટલે અર્વાચીનતાની મૂર્તિ.'

'ખરૂ. પારિસની ઉતરેલી ફેશનોની પરાધીનતાની પ્રતિમા. સ્વતન્ત્ર દેશની ઓજનતાની આટઆટલી પરવશતા બીજે જડવી દુર્લભ. પૂછું ? અમેરિકાની સ્વતન્ત્રતાની પરમ ભાવના અમેરિકન નવસંસ્કૃતિને કેમ ઘડતી નથી ? અમેરિકન સંસ્કારિતામાં કેમ પ્રફુલ્લી ઉઠતી નથી ? અમેરિકા ખાય છે યૂરોપ પેરે, પ્હેરે છે યૂરોપ પેરે, જીવે છે યૂરોપ પેરે.'

'આજનું અમેરિકા યૂરોપજન્મ્યો દેશ છે, એટલે એટલો પિતૃવારસો ત્હમને પેખાય. છતાં અમેરિકા પ્રગતિ પન્થે છે. યૂરોપ એશિયાને Ancient Orient–જૂનવાણી પૂર્વ કહે છે એ જ ભાવે અમેરિકા યૂરોપને Ancient Orient ભાખે છે. પૃથ્વીનો નકશો બોલે છે કે યૂરોપ અમેરિકાને જૂનવાણી પૂર્વદેશ છે.'

'પશ્ચિમમાં પ્રગતિ હોય તો એશિયા અમેરિકાની પશ્ચિમે છે.'

પ્રેસિડેન્ટને વીજળી વાગી. ઘડીક વિચારમૂર્છામાં પડયા. પછી કળ વળ્યે બોલ્યાઃ 'અમ અમેરિકા છે બે પંખાળો મોરલો. અમેરિકાની પાંખો છે સાગર સમોવડી.'

'અમેરિકાની એક એક પાંખે છે એક એક મહાસાગર. પૂર્વે છે એટલાન્ટિક ને પશ્ચિમે છે પાસીફિક.'

'એ તો છે અમેરિકાની કુદરતનીમીં કિલ્લાખાઈઓ.'

'સાચું. પણ ઇતિહાસ ભૂગોળને ક્યારેક ભૂંસે છે. બ્રીટનના જળકાંગરા અજીત ન રહ્યા, ને રોમે જીત્યું—ડેઈને જીત્યું–જ્યૂટે જીત્યું–એંગલસસેક્ષન્સે જીત્યું–નોર્મંડીએ

જીત્યું–એમ કંઈકંઈએ જીત્યું. તો અમેરિકાના જળકાંગરા અજીત રહેશે ખરા સદાકાળ ?'

'ભારતના હિન્દુકુશ ને કારાકોરમ, સુલેમાન ને હાલા અજીત ન રહ્યા, પણ હિમાદ્રિ અજીત છે. અમારા આટલાન્ટિક ને પાસીફિક પણ જળહિમાદ્રિઓ છે.'

'પણ બન્ને ય પાંખે બેઠી છે દુનિયાંની નૌકારાણીઓ, ને તટઝરૂખેથી જોષ જૂવે છે કાળયોગના.'

'જોયું છે. અમેરિકાનાં દૂરબીનો ફૂટી ગયાં નથી.'

'માટે કમ્મરપટો બાંધ્યો હશે ?'

'એ વળી શું ?'

'પનામાની નહેર એટલે અમેરિકાનો કમ્મરપટોઃ બ્રીટનની ને જાપાનની સ્હામેનો. એ જળમાર્ગે બ્રીટન સ્હામેનો કાફલો જાપાન સ્હામે મૂકાય ને જાપાન સ્હામેનો કાફલો બ્રીટન સ્હામે મૂકાય.'

'દુનિયા એમ બોલે છે ?'

'અમેરિકાનાં દૂરબીનો ફૂટયાં નથી, તો શું દુનિયાંનાં દૂરબીનો ફૂટી ગયાં છે ? દુનિયાં તો દેખે એ બોલે. પણ કુદરતને કાણાં હોય છે. કુદરતનાં કાણાંઓનાં જતન કરજો.'

'કુદરતનાં કાણાંઓ !'

'હા; અમેરિકાની કુદરતકીધી અધૂરપો. અમેરિકાના મધપૂડા ફરતી બન્ને પાંખે દ્વીપોની મધમાંખો ઉડે છે. એ ચટકા ન ભરે તો સારૂં. ત્હમારે હાથે છે એ તમ દુર્ગદિવાલના કોઠાઓ; પરહાથે છે એ એમની આગલી હરોળની યાન્ત્રિક તોપો.'

'સાવ સાચું. બ્રીટન ભણ્યું છે ને જાપાન ભણ્યું છે એ દ્વીપમણકાની માળા ગૂંથવાનું અમેરિકાને નહિ આવડે ? ફિલિપ્પાઈનનું જળઝૂમખું એ જાપાનના પાયામાંની ભારેલી સુરંગો નથી ? આ તો અધૂરપો ભાળી. કોક તો અવગુણ કહો કે સુધારાય વિધાત્રી ! વિધાત્રીનાં સરખાં જ નિઃસ્પૃહી ને કાળબોલાં છો. જગતસંગ્રામમાં ઝંપલાવતાં પૂર્વે નિજનું બળાબળ જાણવું છે. જાણવું એટલે જાગવું.'

'કહું ? માઠું નહિ લાગે આની પૂછો છો ત્યારે કહું છું. પાંચ સૈકે યે અમેરિકા હજી પિંઝારાનો દેશ છે. અમેરિકાને ગળે સોનાનો પથરો વળગેલો છે. યૂરોપનો દેશે દેશ અમેરિકાનો દુશ્મન થશે.'

'અમેરિકા તો ઉછીનું આપેલું સંભારે છે. જહાજો ભરી ભરીને યુરોપ અમેરિકાને ઉલેચી ગયું હતું એ ઇતિહાસ અમે કે દુનિયાં ભૂલી ગયાં નથી.'

'દુનિયાં દેખે છે, અને માટે જ બોલે છે કે અમેરિકાનું સોનું યૂરોપને ન પચ્યું. પણ યૂરોપની ભૂલથી અમેરિકાની ભૂલ ભૂંસાશે ? અમેરિકાને ગળે સોનાનો પથરો વળગેલો છે.'

'ત્યારે અમેરિકા શા પાઠ પઢે ? શીખવો ભાવીનાં શાસ્ત્રો.'

'યુરોપને જોઇયે છીએ દુનિયાંનાં સોનાં ને સત્તા; અમેરિકાને જોઇયે છીએ દુનિયાંનું સોનું. અમેરિકા શીખે વોશીંગ્ટનશીખ્યા પાઠ. હિન્દ સ્વિટઝરલેન્ડ ને અમેરિકાઃ ઇતિહાસદેશે એ દેશત્રયી છે જેમને પરમૂલકના સત્તાલોભ

નથી. એમને આક્રમણનિષેધ છે; એમનાં વ્રત છે અનાક્રમણનાં. ભૂગોળ કહે છે કે યૂરોપનો ઉચ્ચામાં ઉચ્ચો દેશ સ્વિટ્ઝરલેન્ડ છે; અમેરિકાનો ઉંચ્ચામાં ઉંચ્ચો દેશ સંયુક્ત સંસ્થાનોનો છે; જગતનો ઉંચ્ચામાં ઉચ્ચો દેશ ભારત છે. ભારતને ને સ્વિટ્ઝરલેન્ડને તો ધનલોભ નથી. અમેરિકા ધનલોભને છોડશે ? मा गृद्ध कस्यस्विद् धनम्.'

'ધન સ્વયં અનિષ્ઠ નથી; ધનના દુરુપયોગ અનિષ્ટ છે.'

'સનાતન સત્ય, પૃથ્વીપુરાણું એ સત્ય. પણ ધનના ઢગલા ધનાઢયોની કુટેવો પાડે છે. હજારેક વર્ષ પૂર્વે ભારતને ધનાઢયોની કુટેવો પડી હતી; આજ યૂરોપઅમેરિકાને ધનાઢયોની આદતો પડી છે, ને ધનાઢયોનાં અવગુણજાળાં ત્હાં ગૂંથાયાં છે. ખ્રીસ્તનાં તપ વૈરાગ્ય રંકતા ભૂલાયાં છે. અમેરિકા ખરચાળવેડાના વાઘા ઉતારશે, ત્હારે નિજ નવસંસ્કૃતિ સરજશે.'

'ખરૂં. યૂરોપઅમેરિકા આજ એશિયાના સાદા જીવનની સ્પર્ધાથી બ્હીચે છે.'

'સાદા જીવનને સન્માનો, બ્હીઓ નહિ. એશિયાએ ખ્રીસ્ત અર્પ્યો, એ એશિયાનો વિશ્વાસ રાખો. પયગમ્બરોની જન્મભૂમિ એશિયા દુનિયાંનો દુશ્મન નથી.'

'અમ ઇતિહાસકારોની એ ભૂલ છે. એશિયાએ એટીલા દીધો એ સંભારે છે, ને એશિયાએ ખ્રીસ્ત દીધો એ વિસારે છે.'

'એ છે એક અંખાળાઓના ઈતિહાસ.'

'ત્હારે ત્હમારો ઇતિહાસબોધ શો છે ?'

'પૃથ્વીની પ્રજાપ્રજાને કૈલાસીની જમાતનો ઇતિહાસ બોધ એ છે કે માનવવંશ એક છે, માનવવંશનો ઈતિહાસ એક છે, માનવવંશનો કલ્યાણમાર્ગ એક છે. પ્રજાપ્રજાનાં કલ્યાણ નિરનિરાળાં નથી, સંકળેલાં છે. ભારતમન્ત્ર છે आत्मवत् सर्वं भूतेषु.'

'ખ્રીસ્તમંડળને યે ખ્રીસ્તે ક્‌હ્યાં નથી ભણાવ્યું કે Do unto others as you wish to be done by them. વિધાત્રી! ત્‌હમે સાચું કહો છો. ખ્રીસ્તમંડળ ખ્રીસ્તને ભૂલ્યું છે.'

'બન્ને ય ભૂલ્યાં છે;' સાચનો પડઘો સાચ પડ્યો. 'ભારતે ભૂલ્યું છે ભગવાનભણાવ્યો મહામન્ત્ર કે आत्मवत् सर्वभूतेषु. જૂવો; કૈલાસીની જમાત તો છે આશાવાદી; ને અમેરિકા છે યૌવનને ઉમ્બરે. અમેરિકા નિજ નવસંસ્કૃતિ ઘડશે ત્‌હારે જગતનેતૃત્વ પામશે.'



## પ્રકરણ ૬ ઠ્ઠું, દિલની દુનિયાં

વીણું વીણું ને વેરાય છે, દેવ મ્હેં તો દીઠા;
હસવે છલકાય મ્હારી છાબ,
દેવ મ્હેં તો દીઠા.

વિધાત્રી આજ રમત રમતી હતી.

ઉદ્યાનમાં હૈયા સમોવડો કુંડ હતો, અને કુંડમાં એ રમતી હતી.

આભમાંથી વાદળી ઉતારી હોય એવડોક એ કુંડ હતો; ગહન અગમ્ય અકળિત. સૌન્દર્યકલાઓનાં ને નવરસનાં મૂળતત્ત્વો જે શોધતાં, એ એને આરે જઈને ઉભતાં.

કવિતાની નિર્ઝરણીનાં મૂળ જેમણે જેમણે જોયાં છે એ કહી ગયા છે કે એ કુંડમાંથી કવિતાની સરવાણીઓ ફૂટે છે.

સૌન્દર્ય ગમ્ય છે કે અગમ્ય? સૌન્દર્ય દિલનાં છે કે દેહનાં? સૌન્દર્ય ક્ષણિક છે કે સનાતન? સૌન્દર્ય શ્વેતવર્ણું છે, કે મેઘશ્યામ, કે વ્યોમશ્યામ? એવા એવા પ્રશ્નોના ઉત્તર આપે એમણે એ કુંડની લહરીઓએ આલેખેલી પરમ રસમીમાંસા પઢી છે એવું પરખાય.

જળની વચ્ચે એ ઉભી હતીઃ જાણે જળની દેવી.

એક મ્હોટું રાતું પ્રફુલ્લેલું સોળપાંખડી કમળ એણે લીધું હતું; અને એ કમળ લઈને તે જળમાં રમતી હતી.

પ્રથમ તો એણે કમળને ઉછાળ્યું; ઝીલ્યું નહિ, ને જળમાં પડવા દીધું. જે તિથિએ મહામાયાએ ચન્દ્રમાને ઉછાળ્યો હતો એ તિથિ એને યાદ આવી. ઉછાળેલો

ચન્દ્રમા તે તિથિએ ગગનથાળમાં પડયો, ને તેજફૂવારા ઉડાવતો ગગનજળમાં તરતો થયો, એવું એ સોળપાંખડી કમળ અન્તરિક્ષમાં ઉછળ્યું, કુંડજળમાં તરતું પડ્યું, અને તેજધારાઓ સમી સોળે પાંખડીઓ દિશાદિશામાં પછી પરિમળફૂવારા ઉડાવી રહી.

જગતસ્વામી જગતખેલ ખેલે છે એમ વિધાત્રી આજ રમત રમતી હતી.

અંજલિમાંથી અંગૂલિઓ ફૂટે છે એવી કમળની પાંખડીઓ ફૂટતી; નયનમાંથી તેજકિરણો પ્રગટે છે એવા પાંખડીપાંખડીમાંથી પરિમળકિરણો પ્રગટતાં. એ કિરણુ કિરણુમાં વિધાત્રી સૌભાગ્ય વાંચતી.

હાથેળીમાંની ભાગ્યરેખાઓ જ્યોતિષી નિરખે એમ એ જળકુંડમાંની લહરીરેખાઓ નિરખી રહી હતી.

ઉષાપાટના કુંકુમઅક્ષરો પ્રભાતદેવી વાંચે એમ એ નીરમાંના અક્ષરો વાંચતી.

એને એ ગહન મન્ત્રો ઉકલતા હતા કે જે ઉકેલવાને કવિવરો તલસે છે.

સૂર્ય ને ચન્દ્ર જેમ એકાકી સ્વયંભાવે સ્વયંતૃપ્ત રમે છે એમ એ ત્ય્હારે એકાકિની રમતી.

વિધાત્રી જોતી જોતી ને હસી પડતી.

ફૂલડાંની ક્યારીએ ઉભી હતી, દેવ મ્હેં તો દીઠા;
ફૂલડે ઉભરાય મ્હારી છાબ,
દેવ મ્હેં તો દીઠા.

પછી એણે કમળપાંખડીઓ ખરી વિખેરી નાંખી ને જળમાં વેરી. ઉઘાડેલાં પોપચાં જેવી પાંખડીઓ બધી

જળમાં ચત્તી પડી હતી. વિધાત્રીએ વાંચ્યું કે ભાગ્ય સવળાં છે.

એટલાથી એનો આત્મા ન પરિતર્પાયો; હજી યે અગમ્ય હતું એ એને વાંચવું હતું.

પછી પાયઝાંઝરની બે મોતીસેરો એણે તોડી નાંખી, અને પાંખડીપાંખડીમાં એક એક મોતી એણે મૂક્યું.

પાંખડીઓ પૂરતાં પૂર્વે નયનનાં નીરથી એક એક મોતી એણે ધોયું. એ નીર હર્ષનાં હતાં કે વિષાદનાં?

એ તિથિએ વિધાત્રીએ જળમાં દિલની દુનિયાં માંડી હતી, ને દિલની દુનિયાંની રમત વિધાત્રી ત્હારે રમતી હતી.

ઘણાંખરાંની દિલની દુનિયાંનો બીજો અક્ષર લખાય ત્હાં પહેલો ભૂંસાય છે. વિધાત્રી યે સૌની પેઠે જળમાં લખતી, પણ ફૂલપાંખડીઓથી લખતી; એટલે વજ્રકોતર્યા અક્ષરો એ આલેખતી.

આવડેરિક આંખડીમાં જેમ સમસ્ત બ્રહ્માંડ તરે છે એમ એક એક પદ્મપાંખડીમાં એનું બ્રહ્માંડ તરતું.

અન્તરિક્ષછવાઇ વૃક્ષજાળીઓમાં થઇને આવતાં તેજ ચાંદરણાં જળમાં પથરાતાં પડયાં હતાં એ તેજમંડળમાં પાંખડીઓ વેરાયેલી પડી હતી. ક્યારેક ક્‌હારેક એ તેજ-ચાંદરણું એ કમળપાંખડીની નાવડીમાં કપ્તાન થઇને બેસતું.

એ ચાંદરણું જ્‌હારે મોતી ઉપર પડતું ત્‌હારે ત્‌હારે મોતી ઉપર ઈન્દ્રધનુષ્ય દોરાતાં ને અન્તરિક્ષે ઈન્દ્રધનુષ્યની રંગરેખાઓ અંકાતી.

હૈયાના ફૂવારાઓ તો ઉડતા જોયા છે ને? માતૃહૈયાની ફૂવારાધારાઓ તો જન્મેલાં કોણે કોણે નથી પીધી?

પ્રણયની હૈયાધારાઓમાં યે ઘણીખરી માનવજાત ભીંજાયેલી છે. સન્તના સાધુભાવની ને કવિવરોની સંજીવનીની હૈયાધારાઓ સજ્જનોએ ને રસિકોએ ઝીલી છે. દેવની હૈયાધારાઓ દેવાંશીઓએ માણી છે. એ સૌથી ઉન્નત અને દેવવર્ણી, પરબ્રહ્મના પ્રકાશ સમી, એનાં ભાગ્યનાં ઇન્દ્રધનુષ્યોની ધારાઓ હતી.

ધીમે ધીમે—અજાણ ધીમે, પલ્લવનું પાંદડું થાય છે ને કળીનું ફૂલ થાય છે એવું ધીમે, હાથેળીનું હલ્લેસું જળમાં તે હલાવતી, ને જળમાં જળલહરીઓ ઉઠતી—રમતી. એ લહરીહિન્ડોળે ડોલતી ડોલતી પેલી પદ્મનાવડીઓ વિચરતી. એ જળહિન્ડોળે પદ્મનાવડીઓ મંહીનાં મોતીઓ પણ ડોલતાં.

દેવમન્દિરે દેવહિન્ડોળો તો દીઠો છે ને ? એ હિન્ડોળાને અને એ હિન્ડોળામાંના ઠાકોરજીને કેવાક ઝૂલાવે છે ? પૂજ્યભાવે, અન્તર ઠાલવીને, ધીમે ધીમે, ધીમે ધીમેઃ જાણે પાપ ધોઇ ધોઈને, પુણ્ય પાથરી પાથરીને, પગલાં ભરાતાં ન હોય ! એવી એ પદ્મપાંખડીઓની નૌકાઓ પાપ ધોઈ ધોઈને ને પુણ્ય પાથરીપાથરીને પગલીઓ ભરતી હતી.

દેવીઓ દુનિયાંમાં કિયે પગલે સંચરે છે ? દેવીઓ દુનિયાંમાં સંચરે છે એ પગલીઓએ એ પાંખડીઓ હૈયાકુંડનાં જળમાં સંચરતી.

પ્રારબ્ધના રંગનું પાણી હતું. અંજલિ જેવજેવડી પાંખડીઓ હતી. પ્રારબ્ધનાં પાણીમાં અંજલિ જેવજેવડી નાવડીઓ તરાવતી તરાવતી વિધાત્રા ભાવીને વાંચતી હતી.

ઉપર વૃક્ષડાળીમાં બુલબુલ બોલતું, ને એના હૈયાવાસી બુલબુલને બોલાવતું. જગતનાં બુલબુલિયાંઓ એ બુલબુલ બોલ સ્હમજતાં.

ક્ય્હારેક તે વૃક્ષઘટાનાં પાંદડાંઓ ગણતી, ક્ય્હારેક તે પાણીપગથારની લહરીઓ ગણતી, ક્ય્હારેક તે ગગનપાટનાં કિરણો ગણતી. ગણી ગણીને જાણે ભૂલતી હોય એમ એ ફરી ગણતી, અને ત્હો યે પાછી જાણે ગણીગણીને ભૂલતી.

આયુષ્યમાં એવી ઘડીઓ આવે છે જ્ય્હારે સ્મરણો એક જ શબ્દ સંઘરે છે, અન્ય શબ્દને સંઘરતાં જ નથી.

ફરી વળી એણે પાયઝાંઝરની બે મોતીમાંજરો તોડી, ફરી વળી એણે એ મોતીઓને નયનજળથી ધોયાં, ફરી વળી એણે એક એક મોતી એ પદ્મનૌકાઓમાં મૂક્યું.

પછી તો પદ્મપાંખડીઓમાં મોતીઓ સજોડેલે શોભતાં.

દિલની કળીઓ એણે આજ ઉઘાડી હતી.

દિલની કળીઓ ઉઘાડીને વિધાત્રી આજ મંહીના પરિમળમન્ત્રો વાંચતી ઉભી હતી.

અજવાળિયાની સોળે ચન્દ્રકળાઓ જેવી પદ્મપાંખડીઓ જળમાં તરતી હતી.

દિલપદ્મની યે સોળે પાંખડીઓ વિધાત્રીએ જળમાં તરતી મૂકી દીધી હતી.

વીણી સંસારની વાડીઓ, દેવ મ્હેં તો દીઠા;<br>
શણગારી મ્હેં તો દેહછાબ,<br>
દેવ મ્હેં તો દીઠા.

પૂર્ણિમા જેવી વિધાત્રી ચમકતી હતી.
તે દિવસે વિધાત્રી તિથિ શોધતી હતી.

પખવાડિયાની સોળે તિથિઓ વેરાયેલી પડી હોય એવી સોળ પાંખડીઓ જળમાં પડી હતી. સૂર્ય ને ચંદ્ર સમાં મુક્તાફ્ળો સજોડલે ને જાણે દામ્પત્યભાવે મહીં વિરાજેલાં હતાં. ગગનકુંડમાં તારલા તરે છે એવાં એ જળ-કુંડમાં તરતાં. વિધાત્રી બધું વાંચતી હતી. એણે પડદા પાછળનું સાંભળવાને કાન માંડ્યા હતા. વર્તમાનને ઘાટે ઉભી ઉભી એ ભવિષ્યના બોલ સાંભળવાને મથતી.

નિજનાસેરી અદૃષ્ટદેવીને એ પ્રશ્ન પૂછતી હતી. તે એ પૂછતી હતી કે ભાગ્ય ક્‌ય્હારે ઉઘડશે?

મેઘાડંબરની પાછળ ઝંઝાનિલો વાય છે એ કોણે કોણે દીઠા છે? એના હૈયાના મેઘગોરમ્ભા મહીં વાતા ઝંઝાનિલો પણ કોઈ ત્‍ય્હારે ન્હોતું પેખતું.

ચૌદ લોકના એણે સોળ લોક સરજ્યા હતા ને સોળે લોકમાં એ ઘૂમી આવતી. લોકલોકના અન્તરાયો છે, લોક લોકની સીમાઓ છેઃ એને અન્તરાયો ન હતા, એને સીમાઓ ન હતી. નિઃસીમની ગરૂડિણી જેવી એ લોકલોકમાં ઉડતી.

સોળે લોક ઘૂમી આવ્યા પછી પણ એ શોધતી હતી તે તિથિ એને આજ જડતી નહોતી.

પછી એણે હૈયાપાલવને પંખે પદ્મપાંપડીઓને વાયુ ઢોળ્યા.

સૌન્દર્યહિન્ડોળે ચોપચાં ડોલે કે કવિતાને હિન્ડોળે ક્રીડીઓ ડોલે, એવી પદ્મનૌકાઓ ચનગની ઉઠી.

પછી બે હાથની આઠ ને બે પગની આઠ—એમ સોળે અંગુલિઓ એ જોઇ વળી. એના અંગુઠા પારખનારો ત્હારે ત્હાં ન હતો. વિધાત્રીના એ સળવળાટે પાણી છલકાયાં ને પાળો ભીંજાઈ. હૈયાનાં નીર જાણે હેલે ચ્હડયાં.

નીર ડોલી ઉઠયાં, અને પોતે યે પછી એમ ડોલી ઉઠી.

આઘેઆઘેનાં આભ મીટમાં એણે પીધાં. લોકલોકની નીસરણીઓનાં પગથિયાં પળમાં એ ચ્હડી ઉતરી. દુનિયાં એણે ડહોળાયેલી દીઠી, વિશ્વ એને વ્યવસ્થિત ન ભાસ્યું. મહાસાગરના સૃજનહેતુ જેમણે જેમણે સ્હમજવાને મથ્યું છે એમણે જે જે અનુભવ્યું છે એ સૌ તે અનુભવતી હતી. અફાટ વિશાળતાની ઓઢણી સન્મુખે એને એનું નયન હેલતા ને દુનિયાં અણુપરમાણુ જેવડાં ન્હાનકડાં ભાસતાં.

દિલની દુનિયાંને એ અનન્તમાં પાથરતી. દિલની દુનિયાં પાથરીને વિધાત્રી આજ વિધિરમણા રમતી હતી.

વિધાત્રી મટી આજ એ અનન્તમાં રમતી અનન્તા બની હતી.

પાયમાંની હસ્તમાંની ઉર્ધ્વરેખાઓ એણે જોઈ. એ ઉર્ધ્વરેખામાંની તિથિ એને ન પેખાઈ.

દેવમન્દિર એણે દીઠાં. દેવમન્દિરના મહોત્સવની તિથિ એણે ન દીઠી.

સોળે તિથિઓની ચન્દ્રપાંખડીઓ અન્તર્ચક્ષુએ એ વાંચી વળી. એ શોધતી હતી ને એને વાંચવી હતી એ તિથિ એને ન જડી.

ચન્દનીમાં પગ ધોયા, પૂર્ણિમામાં એ ન્હાઇ. પણ ભાગ્યચન્દ્રક કરવાની કુંકુમકંકાવટી એને ત્ય્હાં અને ત્ય્હારે સાંપડી નહીં.

ડાળીઓમાં પાંદડાં ફરકયાં ને ફડફડાટ થયો એ એણે સાંભળ્યો. એણે ડાળીઓમાં જોયું. પણ ઘેને ભ્હરેલી આંખ જૂવે એથી અધિકું એણે દીઠું નહિ.

રત્નનાં રજકણ કરે, ને રજકણ રજકણમાં પછી રત્નને શોધે; દિલના કટકે કટકા કરે, ને પછી એ કટકાઓમાં આખી દિલમૂર્તિને ખોળે; એમ સોળપાંખડી કમળને પીંખી પીંખીને પાંખડીઓ એણે વેરી હતી, અને પછી પાંખડી-પાંખડીમાં કમળને એ ઢૂંઢતી.

પાંખડીઓમાં કમળ પમાય છે એટલું એ પામતી હતી; પાંખડીઓમાં કમળ નથી પમાતું એટલું એ ન્હોતી પામતી.

શોધીશોધીને થાકી, ત્હો યે શોધતી ’તી એ તિથિ એને જડી નહિ.

ફૂલડાંના છોડ સમા આવતા, દેવ મ્હેં તો દીઠા;
નિરખી રસજ્યોત રૂપછાબ,
દેવ મ્હેં તો દીઠા.

પણ પછી એક કૌતુક થયું.

ચાંદો ઉગ્યો ને ચન્દ્રિકા હસી રહી. અન્તર્ચક્ષુએ જ્ય્હાં ઘૂમી વળી હતી એ આંખડલીમાં આવી ઉભું.

જડમાં ચેતન જાગ્યાં, ને વણઉઘાડયે કુંડ વચ્ચેનો ફૂવારો ફૂટયો, ને હેલી પડે ને મૂશળધાર મેઘ વરસે, એવી

જળધારાઓ વરસી રહીઃ જાણે ઝુંડમાંથી કોઇએ કળ ફેરવી, જાણે બ્રહ્માંડનાથે બ્રહ્માંડનું વીજબટન ચાંપ્યું. એ હેલીમાં એની પાંખડીઓ યે ડૂબી ને મનના મનોરથો જેવાં મોતીઓ પણ ડૂબી ગયાં. ક્ષણેક એને લાગ્યું કે એની સમસ્ત દુનિયાં ડૂબી ગઇ.

પણ ફૂવારાધારાઓમાં કોઇની યે દુનિયાં ડૂબી દીઠી સાંભળી છે ?

એનો સૂર્ય ડૂબ્યો ન હતો; એનો સૂર્ય તો ઔર ઉગ્યો.

જળમાંનાં જળચાંદરણાં ભૂંસાણાં, પળેક એની જગત્-દૃષ્ટિ યે ભૂંસાણી, ક્ષણેક એનું હૈયું યે ભૂંસાણું. આશાનાં અજવાળાં હોલવાતાં ભાસ્યાં, નિરાશાનાં અન્ધારાં ઘેરાતાં દીઠાં.

એ મૂંઝાઈ. પ્રારબ્ધ વાંચવાની રમત રમતી, કાળના ખેલ ખેલતી, વિધાત્રી લગરીક મૂંઝાઇ.

પણ સૂર્યરાજ આડી વાદળી આવે છે એ ઘણુંખરું તો ઘડીકની; એમ પુણ્યશાળીની મૂંઝવણો યે ઘડીકની.

એને તિથિ ન જડી; એની હૈયાપાંખડીઓ ઉંધી વળી; એના મનોરથો જેવાં મોતીઓ ડૂબી ગયાં. પણ એના ઉરનો સૂર્ય ડૂબ્યો ન્હોતો.

સૂર્ય ઉગે છે એ અન્ધારાંમાંથી જ ઉગે છે ને ?

મેહુલાની હેલી જેવી ફૂવારાધારાઓ વર્ષતી હતી ત્યહાં વૃક્ષમાંના અન્ધકારમાં એને અજવાળાં થયાં અને એનો સૂર્ય ઉગ્યો.

મ્હેક્યાં મન્દિર, મ્હેકી વાડીઓ, દેવ મ્હેં તો દીઠા;
મ્હેકે એ રૂપ ? કે મુજ છાબ ?

દેવ મ્હેં તો દીઠા.

આભને આરે ઉભી વાટ નિહાળતી પૃથ્વીને એનો સૂર્યદેવ મળે છે ત્હારે જે તેજઆહ્‌લાદ ઉલટે છે એ તેજઅહ્‌લાદ વિધાત્રીને વદનમંડળે ને અંગઅંગે ઉઘડયાં.

જળમાંથી પ્રગટતા જળદેવ જેવો આત્મજિત એ હૈયાકુંડનાં જળ વચ્ચે એના પડખામાં ઉભો હતોઃ જાણે પ્રેમધારાઓવન્તો માનવફૂવારો.

‘ વિધાત્રી ! જીવનનાં જળમાં શું શોધતી હતી ?’ આત્મજિતે પૂછ્યું.

‘ સોળે તિથિઓ સમી સોળ પાંખડીઓ માંડીને ભાગ્યની તિથિ શોધતી હતી.’ હળેલી ફૂલમંજરી જેવા ઢાળ્યા વદને વિધાત્રીએ ઉત્તર વાળ્યો. એની આંખડીઓ અન્તરમાં વળેલી હતી.

‘ ચાલ, ચાલ; ઘેલી થઇ છે જાણે. આપણે એક તિથિ ન હોય. આપણે કૈલાસીને તો હોય સૌભાગ્યની સોળે તિથિઓ. ’

વીજળી ઉછળે એમ વિધાત્રી ઉછળી. આત્મજિત વનરાઈ પાછળ અલોપ થયો. પાછળ વિધાત્રીનો આર્ત અન્તરટહૂકો ગાજતો હતોઃ

પૂજીશ પ્રેમે પ્રાણ પાથરી, દેવ મ્હેં તો દીઠા;
પૂજીશ આયુષ્યને છાબ,

દેવ મ્હેં તો દીઠા.

વિધાત્રી ને આત્મજિત પ્રેમયોગીઓ હતાં, પણ અ-ત્હારે પરમાર્થધર્મ પાળતાં. સંસાર એમને માણવા હતા, પણ સંસારને જીત્યા પછી. એ પ્રેમયોગીઓએ પરસ્પરને જીત્યાં હતાં, ને હવે જગત જીતવાને ચ્હડયાં હતાં.



અગોચરને આરે એ બેઠો હતો.

પેખાતા એથી એને માથે ભાર અતિઘણો હતો.

એક-એક ભમ્મર ઉપર એક-એક ગોળાર્ધનો ભાર એણે અત્યારે ઝીલ્યો હતો, ને પૃથ્વીનો પુણ્યપન્થ શોધતો હતો.

સ્વપ્નાંકિયા દેશમાં સરજાય છે? એ દેશને આરે એ બેઠો હતો.

ઘણુંખરાં માનવી ધરતીની ધૂળમાં રમે છે ને રગદોળાય છે. એણે આજ ધરતીની ધૂળને આભમાં ઉછાળી હતી. એવા વંટોળો એના ઉરદેશમાં આજ વાતા હતા.

ઘડીકમાં એ આકાશ જોતો ને ઘડીકમાં એ પાતાળ જોતો. એક પાય એ આટલાન્ટિકને આરે માંડતો ને બીજો પાય એ પાસીફિકને આરે માંડતો. એક આંખે એ ભૂત વાંચતો ને બીજી આંખે એ ભવિષ્ય વાંચતો. એક હાથે એ વંટોળને ઝાલતો ને બીજે હાથે એ તેજવાદળીને ઝાલતો.

સૂર્યચન્દ્રનાં ફૂલડાંઓ કરી અવધૂતો ઉછાળતા રમે છે એ અવધૂતદશામાં એ અત્યારે હતો.

સાગરને સીમાઓ છે, ને સૌએ દીઠી છે. આભને યે સીમાઓ છે, જે આત્મદૃષ્ટિને દેખાય છે. એનાં સ્વપ્નાંઓને આજ સીમાઓ નહોતી. અનન્તના ઉભરા એને આવતા.

બાળકો ભમરડીઓ ફેરવે છે એમ એ પૃથ્વીની ભમરડી આજ ફેરવતો હતો.

જળવમળોની ઘૂમડીઓ યે દીઠી છે ને વાયુવંટોળની ઘૂમડીઓ યે દીઠી છે. ધુરન્ધર આજ સારા અન્તરિક્ષની ઘૂમડી ઘૂમાવતો.

એને થતું હું ચોખું છું. એ વમળો જગાડતો હતો.

પ્રગતિ એટલે શું ? ઘૂમરી કે વહેણુ ?

ઘણાખરા જગતને ઘૂમડીઓ ખવરાવે છે, અને એને પ્રગતિ કહે છે.

જહાજને બન્ને પડખે મોજાં ઉછળે ને જહાજને ડાળખી જેવું ડોલાવી ડામાડોલ કરે એ મોજાંઓ જહાજને અવરોધે છે કે આગળ ધપાવે છે ? એની બન્ને પાંખોમાં આજ વંટોળ વાતા હતા.

માનવવંશ અપૂર્ણ છે, અજ્ઞાની છે, પાપી છે. પૃથ્વીને ધોઈ ધોઈ નવું માનવકુળ વસાવ્યું હોય તો ? ક્‌વહારેક એને એમ થતું. અને ત્‌વહારે અન્તે, તિથિઓની ચિન્તનસમાધિ ઉતર્યે, એનો અન્તર્યામી એને કહેતો કે ગગન ધોઈને નવા તારલિયા ઉગાડવાના જેવું એ દુર્ગમ છે.

એ વાંછતો કે રાત્રીના અન્ધકાર ઉતરે જ નહિ, અને અવનીમાં અખંડ તેજના અંબાર ઉગે.

એ કલ્પતો કે ખીણો બધી યે પૂરાય ને પર્વતો થાય.

એ માનતો કે સોનાનો કીમિયો શોધીશ, શીખીશ, ને શિખવાડીશ; કે કોઈ નિર્ધન ન રહે.

એના પતંગો આજ ચાંદણીઓમાં ચગતા હતા.

સ્વપ્નસૃષ્ટિને ઘાટે બેઠો બેઠો સ્વપ્નતરંગોના પતંગો એ ચગાવતો હતો. ચાંદણીઓ મધ્યે એના પતંગો યે ચાંદણીઓ જેવા ચકમકતા.

એટલું ખરૂં કે ગગનમાં ગોથાં ખાતા એના પતંગો કપાયેલા ન હતા. એનો દોર અસીમ ને અખંડ હતો, દોઢસોમા માળની અગાસીએથી એ પતંગ ચગાવતો; પણ એના પતંગોથી પૃથ્વી હતી એથી કરોડ ગણી છેટે ચાંદણીઓ હતી.

એના પતંગો ચગે ત્ય્હારે લોક કહેતા કે ચાંદણીઓમાં એ પતંગો ચગાવે છે.

એના મનોરથોને માઝા ન હતી.

એનાં સર્વે સ્વપ્નાંઓ લોકકલ્યાણ કાજેનાં હતાં.

પણ એ પીંછાં ઉડાડતો, પાંખ નહિ; એ કિરણો વરસતો, તેજ નહિ.

ભરતીઓટ એ વહેણ નથી; ભરાય ને ઠલવાય એ ભંડાર નથી; એમ ક્રાન્તિ એ ઉત્ક્રાન્તિ નથી.

ઘડીકનાં પૂરને એ ચિરસ્થાયી પ્રવાહ માનતો.

જીંદગીભર માનવી ચાલી શકે; જીંદગીભર માનવી દોડી શકે નહિ. માનવજીવનનો નિત્યસિદ્ધાન્ત છે ચાલવાનો. અશ્વજીવનનો નિત્યસિદ્ધાન્ત છે દોડવાનો. પંખીજીવનનો નિત્યસિદ્ધાન્ત છે ઉડવાનો. એને થતું કે માનવીને દોડતાં શીખવું ને ઘોડાને ઉડતાં શીખવું.

માનવીને એ અશ્વમન્ત્ર ઉદ્બોધતો, ઘોડાને એ પંખીમન્ત્ર ઉદ્બોધતો. ગરૂડો યે જીંદગીભર નથી કરતા એ એને માનવીને શીખવવું હતું.

આરામને એ આળસ માનતો, નિદ્રાને એ નિરર્થકતા કહેતો. અખાડાને એ જીવન માનતો, વિશ્રામઘાટને એ નિર્જીવઘાટ કહેતો.

એને સડકો ન્હોતી કોરાવવી, ને વિસામા ભાગી નાંખવા હતા. સ્વતન્ત્રતાની એની વ્યાખ્યા એ હતી કે સહુ સહુના પન્થ હાથે કોરી લે.

એ વ્યાખ્યાએ સંસાર મંડાય તો જાણે પાસા વિનાની ચોપાટ થાય. સોળે સોગઠાં સ્વેચ્છાએ ચાલે તો ચોસઠ ઘરની સરવાળે બાજી શી રીતે ખેલાય એ એણે વિચાર્યું ન હતું. વ્યક્તિસ્વાતન્ત્ર્યમાં સમષ્ટિકલ્યાણ એ વીસર્યો હતો.

રાજમાર્ગને ને સંસારમાર્ગને એ ચીલા ચાલ રૂઢીઓ કહેતો. એને સલેપાટો નાંખવા ન હતા; એને ઇસ્ટેશનો તોડી ફોડી નાંખવા હતા.

ત્હો યે તે ધોતિયું પ્હેર્યા વિના બજારમાં જતો નહિ.

ક્ય્હારેક ક્ય્હારેક આવેશમાં-જોસ્સામાં એ બોલતો કે વિમાનને ચીલા શા ? જહાજોને સલેપાટ શા ?

આવેશના એ અજ્ઞાનબોલ હતા. એ બોલ બોલતા કે જહાજોના ને વિમાનોના માર્ગદર્શક નકશાઓ એણે દીઠા ન હતા. પણ જહાજોને બન્દરડક્કા હોય છે ને વિમાનોને ડક્કાઅગાસીઓ હોય છે એ યે તે એણે દીઠા ન્હોતા ?

એ એકલા શઢઉપાસી હતો. સૂકાન કે લંગર એને પૂજ્ય ન હતાં.

એ કહેતો કે માનવી થાકે જ નહિ એવી ઓષધગોળી શોધીને માનવવંશને ખવરાવીશ.

ત્હો યે પૃથ્વીમાંથી મૃત્યુ ધોવાને એ હજી કહેતો નહિ, અમૃત ઉતારવાનું એ હજી ઉચ્ચરતો નહિ. પુરુષાર્થની

કંઇક સીમાઓ હાંચેનાંયે પણ એ શીખ્યો હતો. એનાં સાહસના સાગરને યે આરા હતા.

એ કહેતો પ્રત્યેક સુન્દરીને સુન્દર કરીશ, પ્રત્યેક પુરુષને પરાક્રમી કરીશ. પણ એ તો એનો કૈલાસીના બોલનો બોલપડઘો હતો.

એણે સ્વયં શોધેલાં મહાસત્યો એનો જીવનોચ્ચાર હતો. એણે ગુરુચરણે પીધેલાં સત્યો એનો બુદ્ધિઉચ્ચાર હતો. ત્હો યે કેટલાંક વેણ, પોપટની પેઠે, એનો જીહ્વાઉચ્ચાર હતો.

પાપીનાં પુણ્યશાળી સરજવાનું હજી એને આવડ્યું ન હતું. પાપપુણ્યની પારખને હજી એ પહેલે પગથિયે હતો. એ કહેતો કે પુણ્યપાપ તો સૌસૌની પ્રકૃતિ અનુસારે પ્રફુલ્લે છે. પયઘમ્બરોની પુણ્યપ્રેરણાઓને એ હજી પ્રીછતો ન્હોતો થયો.

પાપબોધક જીવોની પેઠે એ પાપ ન્હોતો ઉદ્‌બોધતો. પણ સંસારને પુણ્યમાર્ગે વાળવાના સૂકાન વિના એણે સફરમાં ઝંપલાવ્યું હતું.

પ્રારબ્ધની બાળપોથી એ વાંચતો. પણ પ્રારબ્ધના મહાગ્રન્થો એને હજી ન્હોતા ઉકલતા, કે નવપ્રારબ્ધમન્ત્રો એને હજી લખતા ન્હોતા આવડતા. એ સાચું બોલતો હતો કે દેવોનું કામ દેવ કરે, ને માનવીનું કામ માનવી કરે.

પોતાને એ માનવી માનતો, ને દેવોની દુનિયામાં દખલગીરી કરતો નહિ. દીર્ઘદર્શીના ને ડહાપણના અંકૂરો એનામાં ન્હોતા એમ નહિ.

માનવવંશનો એ મહાવંટોળ હતો. એનાં વાવાઝોડાંઓમાં વનવનનાં ઝાડવાં ને વેલીઓ ધૂણતાં, રજકણો ભમરડા થઈ ગગને ચ્હડતા, નદીઓ નાગણીઓ સમી છંછેડાતી.

એ કહેતો કે ધરી ઉપર પૃથ્વી નિરન્તર ઘૂમડીઓ ખાય છે જ ને ? માનવીમાનવીને એવી અખંડ ઘૂમડીઓ ખાતાં શીખવીશ.

કદિક કદિક એ યે ઘૂમડીએ ઘૂમતો ને સિદ્ધાન્તસ્થાયી ન રહેતો.

ગતિ માત્રને એ પ્રગતિ માનતો, ક્રાન્તિ માત્રને એ ઉત્ક્રાન્તિ માનતો.

પણ એ ભૂલ એ એકલો હોય ત્ય્હારે જ કરતો. એકલો શઠ તો જહાજને દિશા દિશાઓમાં ઘૂમાવેને ? એકાકી હોય ત્ય્હારે એમ એ દિશાદિશામાં ઘૂમડીઓ ખાઇ આવતો. પણ સૂકાન હોય ત્ય્હારે ભરતોફાનમાં યે જહાજ એકલક્ષ્ય રહે છે; એમ એની સૂકાનણ આવતી ત્ય્હારે એનું જહાજે એકલક્ષ્ય રહેતું.

વીર હોય, પરાક્રમી હોય, પ્રરુષપ્રવર હોય; પણ નારી વિનાનો નર અધૂરો છે. અનુભવ એને શીખવતો કે પ્રત્યેક ગૃહસ્થાશ્રમીની સૂકાનણ એની ગૃહિણી છે.

એને નિત્યનિત્યે નવધરતીકમ્પના ભણકારા વાગતા.

એ કહેતો ફૂલપાંખડી ફરકે છે ત્ય્હારે પરિમળ ફોરે છે, વૃક્ષપલ્લવ ફરકે છે ત્ય્હારે ફળ ફાલે છે; એમ હૈયાપાંખડીઓ ફરકે ત્ય્હારે સંસારમાં પરિમળ ફોરે ને ફળ ઉતરે.

એ ભણ્યો હતો કે શેષ ડોલે છે ત્ય્હારે ત્ય્હારે પર્વતો રચાય છે.

કાચી કેરીના જેવો એની સિદ્ધાન્તમાળાનો રસ હતો તો આંબાનો, પણ હજી ખાટ્ટો હતો.

ખળામાંના અન્નઢગલા જોયા છે ને ? એવા એના જ્ઞાનઢગલા હતા. મંહીંથી ઘણા કાંકરા હજી વીણી નાંખવાના બાકી હતા.

એને દુનિયાંની ખીણો પૂરવી હતી, ચન્દ્રમામાંના જ્વાળામુખી હોલવવા હતા, સૂર્યમાંના ધાબાંઓ ધોવાં હતાં.

દુનિયાંની ગુફાઓ જો પૂરાય તો ગુફાવાસી યોગેન્દ્રો શિખરે આવી વિરાજે: એમ એ માનતો અને એમ એ ઉદ્‌બોધતો.

પૃથ્વી એક હાથ ઉંડી ખેડાય છે; એને એક વ્હામ પૃથ્વીને ઉંડી ખેડવાના કોડ હતા. કહેતો કે વસુન્ધરાને ઉંડેરી ખેડાય તો ડૂંડે ડૂંડે રત્નો પાકે.

એ કહેતો કે એવું કરવું છે કે ખેડૂત કે મજૂર પરસેવો ઉતારે છે એથી ચોથા ભાગનો ઉતારે ને ચાર ગણું લણેવણે.

મજૂર કે ખેડૂત કરતાં ચારગણો અત્ય્હારે એ પરસેવો ઉતારતો હતો. પણ અત્ય્હારે એને વાવણીટાણું હતું, લણણીટાણું ન હતું.

સોના કે હીરાની ખાણમાં નહિ; સોનાના ને હીરાના કીમિયાઓમાં એ માનતો. કહેતો કે જાપાને સસ્તાં કલ્ચરિયાં મોતી પ્રવર્તાવ્યાં છે એથી સવાયાં સસ્તાં કલ્ચરિયાં સોનાં ને હીરા પ્રવર્તાવીશ.

સન્ધ્યાના રંગોનાં સ્વપ્નાંઓ એને આવતાં, ને

સન્ધ્યાના રંગો જેવાં ઉપટી જતાં. એ સાન્ધ્યસ્વપ્નાંઓમાંથી અડધેરાંકે પાકા રંગોના હોત ત્હો યે જગત જૂદું થઇ ગયું હોત.

એની કામણગારીએ એને કામણ કીધાં હતાં, ને એને સચેત ને સજીવન કીધો હતો. અને તેથી એ એમ માનતો કે કામણ કરે છે એવું કશું યે કરતું નથી.

પંચતત્ત્વોમાં સ્વપ્નતત્ત્વ જગત્ફિલસુફોએ નથી ગણાવ્યું. સત્યશોધકની આત્મનિષ્ઠાથી એ બોલતો કે છઠ્ઠી આંગળી કે છઠ્ઠી ઈન્દ્રિય નથી કરી એ બ્રહ્માની મહાભૂલ છે, છઠ્ઠું તત્ત્વ નથી ગણાવ્યું એ તત્ત્વજ્ઞાનીઓની મહાભૂલ છે. છઠ્ઠું તત્ત્વ પોતે શોધ્યું છે એમ એ કહેતો ને પોતાને મહાશોધક માનતો.

નવશોધ્યું મહાતત્ત્વ દાખવવાને કોઈ એને પૂછતું ત્ય્હારે ત્ય્હારે એ કહેતો કે નવતત્ત્વ પડદા પાછળ છે, અવસર આવ્યે પ્રગટ થશે.

ભમરડા ફેરવતાં બાળકો આનન્દ માણે છે એવો આનન્દ પ્રજાઓના ભમરડા ફેરવતાં એ માણતો; ક્ય્હારેક હસતાં હસતાં એ કહેતો કે સૂર્ય ચન્દ્ર પૃથ્વી નવલખ તારલિયાઓના ભગવાને ભમરડા ફેરવે છે.

આક્ષેપહાસ્યની પેઠે પોતાના હાસ્યબોલમાં યે સત્યાંશ છે એમ એ ઉંડા અન્તરમાં સદા અવધારતો.

અન્તરના યે અન્તરમાં એ પોતાને ન્હાનકડો ભગવાન સ્હમજતો હશે ? એનાં કોક અવળચંડાં ને અળવીતરાં વેવલાં ભક્તભક્તાણીઓ ક્ય્હારેક એને ભગવાન કહીને

પૂજતાં, અને એ પોતાને પૂજવા દેતો. એવે મોહને અવસરયોગે कर्तुम, अकर्तुम्, અને अन्यथा कर्तुम् ને કાજે એ પોતાને સર્વસમર્થ સ્હમજતો.

દેશદેશના સરમુખ્તિયારોની ઉન્માદિની મનોદશાનો એ યે ત્ય્હારે ક્ષણિક કાળવારસ હતો.

ભોરીંગ ન ભાળ્યા હોય એ અળશિયાથી યે બ્હીયે. ક્ય્હારેક ક્ય્હારેક ભોરીંગ ને ક્ય્હારેક ક્ય્હારેક એ અળશિયું ભાસતો.

ખેતરના પડ ઉખેડવા જેટલું રાજ્યોનાં ને સંસારનાં પડ ઉખેડવાનું એ સહેલું માનતો. હળ ખળવન્તો હોય તો ધરતીને ઉછાળીને સૂર્યમાં નાંખું એમ એને થતું.

દુનિયાંનાં મહાબળો એ દુનિયાંબાળકે હજી અનુભવ્યાં ન હતાં; અને તેથી એને એ અજાણ્યાં હતાં.

અને શક્યને એ સાચ માનતો.

આંખ જેમ ગિરિવરોને ઓળંગે છે એમ સંસારના પહાડપર્વતો ઓળંગાય છે એવું એને મન વસતું.

આશાને એ ઉપાર્જન કહેતો, સ્વપ્નાંને એ સિદ્ધિઓ ધારતો, થશે એને એ થયું માનતો.

મોતીના મેલ ધોવા, હીરાને ઓપ આપવા, રત્નોને તેજ પાવા એ મથતો.

પણ સદા ય ઉચ્ચરતો કે નરની પ્રેરણા નારી છે, સૂર્યની પ્રેરણા મહાપ્રકૃતિ છે; મહામાયા પરમ સત્ય છે. પુરુષોત્તમના પુરુષાતનની સૂત્રધારણ મહામાયા છે.

કમાન વિના બાણ કેટલું ઉડે? ધુરન્ધર ત્ય્હારે એ પ્રકૃતિનો નર હતોઃ જાણે કમાન વિનાનું બાણ.

એકલો હોય ત્ય્હારે એ વાવાઝોડાંના વંટોળો વાવતો ને ઉગાડતો.

પ્રકૃતિસૂનો પુરુષોત્તમ એકલો સૃષ્ટિને યે ન સરજે.

એવે ત્ય્હાં પ્રેરણા આવી, અને એ પુરુષને એની પ્રકૃતિ સાંપડી.

દૃષ્ટિએ દૃષ્ટિને ચાંપી, હાસ્યે હાસ્યને ચાંપ્યાંઃ એમ એ મળ્યાં.

શઢને હવે સૂકાન મળ્યું.

પ્રેરણાની પવનપાવડીને આજ ઉમંગની પાંખો પ્રગટી હતી. તે બોલીઃ

'ધુરન્ધર! ધુરાને ધર. પૃથ્વી આજ પ્રારબ્ધી છે.'

'શું થયું એવડુંક? નવો સૂર્ય ઉગ્યો?'

'હા નવો સૂર્ય ઉગ્યો. કૈલાસી મહારાજ ગુફામાંથી નીસર્યા.'

'સાચેસાચ? તો તો પૃથ્વીનાં પ્રારબ્ધ ઊગ્યાં.'

'ના, ના. જન્માક્ષર જગતઉત્પાતના છે. ત્હારાં સ્વપ્નાંઓ હવે સિદ્ધિઓ થશે. ચાલ, ને ઠાલવ ત્હારાં સ્વપ્નચિન્તવનો એમના ઉછંગમાં. એમના આશીર્વાદે ત્હારાં વાવ્યાં ઉગશે.'

'સિદ્ધલોક ત્ય્હારે પૃથ્વીમાં ઉતર્યો સ્હમજજે. ત્હારી આંખો યે અત્ય્હારે અણદીઠા ચન્દ્રમા ઉતારે છે ને મ્હારા હૈયામાં સ્થાપે છે.'

'અને એ ચન્દ્રમાનો પ્રતિબિમ્બચન્દ્રમા મ્હારે હૈયે પછી ચમકે છે. ધુરન્ધર! ધુરા ઉપાડ. ધરતીના ભાર વેઠવા

પડશે આપણે. હૈયે હૈયે અમૃતચન્દ્રમા સ્થાપવાના છે. આટઆટલા અમૃતના સાગર ભર્યા છે ત્હો યે લોક મૃત્યુ કેમ પીતાં હશે ?'

'દુનિયામાં રાત્રીઓ છે માટે.'

'ત્હારે તો રાત્રીવિહોણી દુનિયાં સરજવી છે ને ?'

'હા; મ્હારે અખંડ દિવસ ઉગાડવો છે. બીજો સૂર્ય સર્જાવીશ શ્રી હરિ કને, અને એ નવસૂર્યને કહીશ કે રાત્રીનો દિવસ કર. ત્હારે બે નયનો છે; પૃથ્વીને બે સૂર્યો કેમ ન હોય ?'

'હોય. કાલે ચન્દ્રનો સરજ કરજે એટલે થયું. આજ તો ચાલ, કૈલાસી વાટ જોતા હશે.' પ્રેરણા ટહૂકી.

'દુનિયાંને ક્યારે ક્યારે, કૈલાસી કહે છે તેમ, મ્હારે સારૂં વાવવું છે. મ્હારે સારાંની વાડીઓ ઉગાડવી છે. પ્રેરણા ! પાંખ થઇશ ને ? લોકલોકનાં પગથિયાં ચ્હડવાં છે.'

પ્રેરણાની આંખોમાં તેજ ઉગ્યાં; અન્તરદૃષ્ટિએ ચૌદે લોક ઘૂમી આવી; અને પછી પ્રેરણાએ ગીત ગાયું ને ધુરન્ધરે ઝીલ્યું:

નિરખજો લોકલોકના ચોક;
હરિની ત્ય્હાં પગલીઓ પુણ્યશ્લોક:
નિરખજો લોકલોકના ચોક
તેજનાં કિરણો, ફૂલની પાંખડી, રત્નોના રત્નઅંબાર;
સાધુસન્તની પુણ્યકન્થાઓ: એ
હરિના સહુ સંચાર:
નિરખજો લોકલોકના ચોક.

અન્ન થકી પણ મધુરાં પાણી, પાણીથી વાયુ ને તેજ;
તેજથી મધુરાં હેત હરિનાં, જેના
મેહુલા વરસે બધે જ:
નિરખજો લોકલોકના ચોક.
ચન્દ્રલોક, ને સૂર્યલોક, ને સત્યલોકના ઘાટ;
ચૌદ લોકનાં માંડયાં પગથિયાં હરિએ,
ત્‍હાં છે પરાત્પરની વાટ:
નિરખજો લોકલોકના ચોક;
હરિની ત્‍હાં પગલીઓ પુણ્યશ્લોક:
નિરખજો લોકલોકના ચોક.

એકલતારાના બે તાર ગુંજી રહે એમ પ્રેરણા ને ધુરન્ધર ગીત ગાતાં હતાં.

સ્વપ્નસૃષ્ટિને ઘાટે બેઠાં બેઠાં એ પ્રેમદમ્પતી મનોરથોનાં સ્વપ્નાં વાવતાં હતાં, અને ભાવી સિદ્ધિઓનાં આકાશપુષ્પો વીણતાં હતાં.

એમ એ પ્રેમદમ્પતી નવસંસારને સરજતાં હતાં.

'પ્રેરણા! એક જગતપ્રશ્ન બહુ અમૂંઝવે છે. પાશ્ચમના મહામન્ત્રીશ્વરોને શેષજીને ધૂણાવતાં આવડે છે; પછી સ્થિરાવતાં કાં આવડતો નથી?'

'કારણ કે ત્‍હાંની મન્ત્રસભાઓમાં સ્ત્રીઓ નથી–અર્ધું જગત નથી.' અચળાની નિશ્ચયાત્મકતાએ પ્રેરણા બોલી. 'સુન્દરીને પરિત્યાગી કોણે કોણે નવસંસાર સરજ્યા છે?'

પ્રેરણાનો એ બોલપડઘો પૃથ્વીભરમાં ગાજતો ને નવઇતિહાસો ઘડતો.



## પ્રકરણ ૮ મું, કૈલાસીની જમાત

કૈલાસીની જમાત એટલે સદાશિવનો સંઘ.

કૈલાસી મહારાજ ગુફામાંથી નીસર્યાઃ એ સન્દેશો જગતભરના કૈલાસીસંઘમાં વીજળીવેગે ફરી વળ્યો હતો. પૃથ્વીના સો–સો દિશા માર્ગોએ તેથી કૈલાસીઓ કૈલાસે જતા હતા.

જ્યહારે જ્યહારે જગતઉત્પાત કો જાગે ત્યહારે કૈલાસી ગુફામાંથી નીસરે છે એ જમાત જાણતી. જમાતને થયું કે જગતઉત્પાત કો થવાનો છે.

અનુભવઢગલીઓ ચરણોમાં ઠાલવવાને અને ત્યહાંના દિશામન્ત્રમાંથી દિશાદર્શનની પ્રેરણા પામવાને કૈલાસીઓ વીજપાંખે કૈલાસશિખરે જતા હતા.

કૈલાસીઓની આંખોમાં ચિન્તનનાં ઘેન હતાં, શિરે ભાવીના ભાર હતા. પૃથ્વીની કાલ કેવી ઉગશે એની એ કાળવાંચકોને યે નિશ્ચયાત્મકતા ન્હોતી.

કૈલાસી મહારાજ બોલશે એવી કાલ ઉગશે. આજે તો કાલની આડા પડદા પડેલા હતા.

કૈલાસીની જમાત એટલે સદાશિવનો સંઘ. દેશદેશમાં એ વેરાયેલો છે, પ્રજાપ્રજામાં એ પથરાયેલો છે, ખંડખંડને એ શણગારેશોભાવે છે.

જ્યહાં જ્યહાં જગતનો એક સૂકાની છે, ત્યહાં ત્યહાં કૈલાસીની જમાત છે.

' જ્યહાં જ્યહાં શાળા છે, શિક્ષક છે, શિષ્ય છે, ત્યહાં

ત્‍હાં કૈલાસીની જમાત છે. જ્‍હાં જ્‍હાં મન્દિર છે, દેવ છે, ભક્તવૃન્દ છે, ત્‍હાં ત્‍હાં કૈલાસીનો સંઘ છે.

સૂર્યનાં કિરણો કૈલાસીઓને વધાવતાં, પગમાં ઢોળાતાં, પાય ધોતાં.

કોઇના યે ઘરમાં કૈલાસી જાય ત્‍હારે કમંડળુનાં પાણીથી પોતે પાય ધોઇને જાય. કહેતા કે કોઈના યે ઘરમાં બહારની ધૂળ અમે ન લઈ જઇયે.

પ્રત્યેક કૈલાસીની એક આંખમાં હતો પ્રેમ ને બીજી આંખમાં હતી ભક્તિ. કૈલાસીની જીહ્‌વાએ ઉદ્ધાર વસતો. કૈલાસીની અંગુલિ અંગુલિમાંથી કરુણા નિર્ઝરતી, અને હાથેળીઓ હતી કલ્યાણની અંજલિઓ. જ્‍હાં જ્‍હાં વિચરે ત્‍હાં ત્‍હાં કૈલાસી કલ્યાણઅંજલિ છાંટતો જતો.

જ્યાં જ્‍હાં રાજ્યો ઘડાતાં ને સંસાર સરજાતા, જ્‍હાં જ્‍હાં મહાપ્રજાઓનાં ભાગ્ય લખાતાં ને સંસ્કૃતિઓની સ્મૃતિઓ રચાતી, ત્‍હાં ત્‍હાં કૈલાસીની જોગજમાત હાજર હતી.

વૃક્ષવૃક્ષને વેલીવેલીને રોપરોપને માળી જેમ પાણી સીંચે છે, એમ માનવી માનવીને—નર નાર ને બાળસંઘને કૈલાસી જીવનનાં જળ સીંચતો. કૈલાસીજી કહેતા કે પ્રત્યેક પુરુષ ફૂલછોડ છે, પ્રત્યેક સ્ત્રી ફૂલવેલ છેઃ પ્રફુલ્લે તો પરિમળ ફોરે.

મન્ત્રીશ્વરોની મન્ત્રસભા મળે ત્‍હાં ત્‍હાં કૈલાસી હોય અને હોય જ. લોકસભાઓના સમારંભોમાં તો સભાવેદી ઉપર મહાજનો વિરાજતા એટએટલા કૈલાસીઓ વિરાજતા.

જ્‍હાં દુનિયાંનાં સાચાં સુખ સરજાતાં હોય ત્‍હાં કૈલાસી હોય. વ્રણના મલમપટા થતા હોય, રોગોની ઔષધિઓ બનતી હોય, ઘાના ટાંકા દેવાતા હોય, દુઃખના દિલાસા અપાતા હોય, ત્‍હાં ત્‍હાં કૈલાસીઓનો સેવા સંઘ હોય.

જુલ્મગારની સમશેર સ્‍હામે ઢાલકવચ કૈલાસી થાય. કાયદાની અદાલતમાં નહિ, ઈન્સાફની અદાલતમાં અન્યાય સ્‍હામેનો વકીલ કૈલાસી હોય. જ્‍હાં જ્‍હાં અબ્રહ્મણ્ય પ્રવર્તે ત્‍હાં ત્‍હાં બ્રહ્મણ્ય સ્થાપનારો બ્રાહ્મણ કૈલાસી ઘૂમેરમે.

શુદ્ધ લગ્નોમાં કૈલાસી પુરોહિત થતા, શુદ્ધ યજ્ઞોમાં કૈલાસી આચાર્ય કે અધ્વર્યુ થતા, શુદ્ધ દાનવિધાનોમાં કૈલાસી, બુદ્ધ ભિક્ખુઓ સમા, ભિક્ષુક થતા. દુનિયાંનો રંકમાં રંક ને તાલેવંતમાં તાલેવન્ત કૈલાસી હતો.

જગતનાં મહાદાનો કૈલાસી કરતો, જગતનાં સાચાં દાનની પાઇ યે કૈલાસી લેતો.

સાધુઓ સન્તો વૈરાગીઓ સતસંપ્રદાયસ્થાપકો કૈલાસીનાં શિખરવાસીઓ હતાં.

પૃથ્વીમાં કૈલાસી સત વાવતો ને અસત ઉખાડતો; મારગમારગે કાંટા બાળતો ને ફૂલડાં વેરતો.

એનો ઉપરણો સાધુતાનો હતો, એનું અન્તર સન્તનું હતું. એ પગલાં કરતો ત્‍હાં ત્‍હાં પુણ્યની પગલીઓ પડતી.

જોગીઓ ખાખીઓ તપેશ્વરીઓ પરમહંસો—સહુ કૈલાસીની જમાતના ભસ્મધારી સમર્પણીઓ છે.

કૈલાસીની જમાતના મઠ ન્‍હોતા, મન્દિર ન્‍હોતાં,

આશ્રમ ન્હોતા, નગરમંડપો ન્હોતા. ઘરઘરનાં બારણું એમને ઉઘડતાં. કોઈ મન્દિરે ક્ય્હારે ય એમને આડા પડદા ન્હોતા. સહુ આશ્રમોના પવિત્રાગાર એમને વિસામા હતા. સહુ નગરમંડપોની વેદીઓ એમને સિંહાસનો હતી.

બાળી સમો એ સ્મશાનમાં યે સૂતો ને રાજવી સમો મહેલોમાં યે વસતો. સંન્યાસી જેવો એ દર્ભાસને યે બેસતો ને ધર્માચાર્ય સમો ધર્મસિંહાસને યે વિરાજતો.

તંબૂ પેરે ટાઢ ઝીલી એ ઉષ્મા આપતો, વૃક્ષરાજ પેરે તાપ ઝીલી એ શીતળતા આપતો.

તળાવો જાણે એની હૈયાઅંજલિઓ હતી, સરિતાઓ જાણે એની જીવનનાડીઓ હતી. માનવસૃષ્ટિને ને પશુસૃષ્ટિને એની હૈયાઅંજલિઓ વર્ષભરનાં પાણી પાતી, એની ધોરી નસો ચેતનના ચમકારા ચમકાવતી. એ બન્નેયથી દુનિયાં આયુષ્યવન્તી થતી.

જગતના સહુ સાચા સુધારકો—સંસારના રાજ્યના ધર્મના; પુણ્યોજ્જ્વળ ને પુણ્યશ્લોક—જગતના સહુ સાચા સુધારકો કૈલાસીના ઉન્નતપન્થીઓ હતા.

મૂર્છિતને કૈલાસીઓ સચેત કરતા, થાકેલાંને ઉમંગી કરતા, આશાભંગને આશાભર્યાં કરતા. આનન્દ, શ્રુતિભાખ્યો શુદ્ધમ્ અપાપવિદ્ધમ્ આનન્દ એ કૈલાસીધર્મ હતો.

કૈલાસીઓ સહુ આનન્દધર્મીલા હતા.

સંસારના મેલ ઉતારાતા ત્ય્હાં ત્ય્હાં કૈલાસીની સંન્યાસિણીઓ મેલ ધોતી હતી. ભૂખ્યાંને ટંકે ટંકે ભોજન પીરસાતાં ત્ય્હાં ત્ય્હાં કૈલાસીની કુલયોગિનીઓ અધિષ્ઠાત્રીઓ હતી.

રસિકોને રસ પવાતા ને નિર્જળ હૈયાંને જળ સીંચાતાં ત્ય્હાં ત્ય્હાં કૈલાસીની રસજોગણો રસવિધાત્રીઓ હતી. મહીપાસુર સમા દૈત્યો વધેરાતા ત્ય્હાં ત્ય્હાં આદ્યશક્તિ, મહામાયા, વાઘેશ્વરીની પુત્રી હાજરાહજૂર કો કૈલાસિણીઓ જ હોય.

સડેલું અંગ કાપતાં દાક્તર હસે છે; નાળછેદ કરતાં દાયણ હસે છેઃ એવું એવું કાપતાં ને ઉચ્છેદતાં કૈલાસીઓ એવું હસતાં. કૈલાસીઓ કાળબ્રહ્મના પૂજારીઓ હતા. કૈલાસી કહેતા કે ભગવાન સ્વયં ઉચ્ચરી ગયા છે કે કાલોઽસ્મિ.

કૈલાસીઓ ગીતાધર્મ માનતા કે ધર્મયુદ્ધની રણરમણા યે બ્રહ્મલીલા છે.

કૈલાસીઓ કહેતા કે સ્રષ્ટાએ જ સૃષ્ટિમાં મૃત્યુ મૂકેલાં છે, યમદેવ પણ અવનીમાં બ્રહ્મમન્દિરેથી જ ઉતરે છે.

મૃત્યુતિથિએ પણ કૈલાસીઓ આનન્દતા. કારણ કે મૃત્યુની ઢાલનું વિરહ–દુઃખ–વેદનાનું પૃથ્વીપાર્શ્વ એ જોતા તે જ ક્ષણે ઉન્નતિ–કલ્યાણ–મુક્તિનું સ્વર્ગપાર્શ્વ પણ એ નિરખતા.

કૈલાસીઓ નિત્યશઃ બ્રાહ્મણધર્મકર્મી હતા. પણ કાળ બોલે તો ક્ષત્રિયના વૈશ્યના શુદ્રના અવસરધર્મ પાળતા.

નિષ્પાપ–નકલંકની એ જમાત હતી.

વર્ષાધારા ઝીલી ઝીલી લોક આનન્દે છે એમ કૈલાસીઓના આનન્દો નિરખી–ઝીલી લોક આનન્દતા. પૃથ્વી એથી પુણ્યવતી થતી, ફળવતી થતી. કૈલાસીને પડછાયે વસુન્ધરામાં વસુઓ ઉભરાતા.

કૈલાસીઓને પગલે પગલે ધરણી જાણે હસતી.

મહર્ષિઓ, મહાકવિઓ, પયગમ્બરો, યુગસ્રષ્ટાઓ, વિશ્વદ્રષ્ટાઓ કૈલાસીની જમાતના હતા.

કાલિદાસે શાકુન્તલ લખ્યું, ભવભૂતિએ ઉત્તમરામ લખ્યું, ડાન્ટેએ ડિવાઈન કોમેડી લખી, વેગનરે પાર્સિફાલ લખ્યું, ઈબ્સને બ્રાન્ડ લખ્યું, ત્હારે ત્હારે કૈલાસીની જમાત એમને પ્રેરણાનો પંખો નાંખતી. બાણ ભટ્ટે ને પુલિન બાણે કાદમ્બરી લખી ત્હારે એ પિતાપુત્રને માથે રસછત્ર કૈલાસીઓએ ધર્યાં હતાં.

કૈલાસીની જમાત વેદ ને સૂર્ય જેટલી પ્રાચીન ને ચન્દ્ર ને ઔષધિઓ જેટલી અમર છે. કૈલાસીની જમાત સનાતન છે,

મહર્ષિઓએ ઉષાસ્તોત્ર આરમ્ભ્યાં, પુરૂષસુકત ઉચ્ચાર્યું, ગાયત્રીમન્ત્ર ઉદ્‌ગાયો, ત્હારે કૈલાસીઓ એમની જીભે વસતા. મહાદ્રષ્ટા મનુ મહારાજે ભાવી વાંચ્યાં, નવસંસાર સરજ્યો, હજારો વર્ષની અધિષ્ઠાત્રિણી અદ્વિતીય સ્મૃતિ લખી, ત્હારે એ વિશ્વદ્રષ્ટાની કીકીમાં કૈલાસી વિરાજતા.

મનસુરે અનલ હકની બાંગ પોકારી, ઉમ્મર ખય્યામે રૂબૈયાતો લખી, ને મૌલાના રૂમીએ મસ્નવી રચી, ત્હારે એમના અન્તરને કૈલાસી પ્રેરતા.

સિનાઈને શિખરે મૂસા નબીએ દસ આજ્ઞાઓ ઝીલી કે નિરંજનાને આરે બુધ્ધે બોધીસત્વ પીધાં, કુરુક્ષેત્રની અઢાર અક્ષૌહિણી વચ્ચે શ્રી કૃષ્ણે ગીતા ઉદ્‌બોધી કે પર્વતોમાં ઇશૂ ખ્રીસ્તે Sermon on the Mount સદ્‌બોધ્યું,

ત્હારે ત્હારે પ્રભુના પયગામ કૈલાસીઓ આવી એમને આપી જતા.

દુનિયાંના મહાદ્દષ્ટાઓની દિવ્ય દીઠીઓમાં કૈલાસીઓનાં તેજ હતાં.

સમશેરનું પરાક્રમ, ન્યાયની તુલા, રાજદંડનું ચક્રવર્તીત્વ, કવિવરોની મહાકલ્પના, વિશ્વદ્દષ્ટાઓની વિશ્વદ્દષ્ટિ કૈલાસીઓ હતા.

વરાળને વશ કીધી, કે વીજળીને નાથી, કે વિમાન ઉડાવ્યાં, કે सर्वं खल्विदम्‌માં અદ્વૈતમન્ત્ર ઉચ્ચાર્યો ત્હારે વૉટ ફ્રેંકલીન કે શંકરની મહામેધાને કૈલાસીએ નીંદરમાંથી જગાડી હતી.

ક્યારાઓને પાણી પાવું, નદીઓનાં વહેણ વહેવડાવવાં, નગરીનગરીએ તેજવાદળીઓ વરસાવવી, સાગરતળિયે મોતીના ચોક પૂરવા, ખાણોમાં સોનાં ને રૂપાં-હીરા ને માણેક સંભરવાં એ કૈલાસીઓ કરતા.

જ્હાં જ્હાં મહાસત્યો શોધાતાં, જ્હાં જ્હાં પ્રેરણાપ્રચૂર ગીતો રચાતાંગવાતાં, જ્હાં જ્હાં ત્રિકાલધ્વનિઓ લલકારાતી, જ્હાં જ્હાં સનાતન ધર્મો ઉચ્ચારાતા, ત્હાં ત્હાં કૈલાસીના મુગટધારીઓ શબ્દશક્તિ થઇ મ્હેંકી ઉઠતા.

કૈલાસીની જમાતને લોક સદાશિવનો સંઘ કહેતા.

ચેતનના ઓટ હોય ત્હાં ભરતી કૈલાસીઓ આણતા, જીવન ઓસર્યાં હોય ત્હાં પૂર કૈલાસી રેહડાવતા.

પ્રભુ પ્રેરણા કરે છે, પણ શબ્દ બોલતો નથી; પ્રભુ સૌન્દર્યદર્શન કરાવે છે, પણ પીંછી પકડતો નથી; પ્રભુ અગોચર શ્રુતિઓ સંભળાવે છે, પણ ગીતો ગાતો નથી.

પ્રેરણાને શબ્દમાં ઉતારવી, સૌન્દર્યદર્શનનાં ચિત્રો ચીતરવાં, શ્રુતિઓના મન્ત્રો ગવરાવવા, અગોચરને ગોચર કરાવવું: એ કૈલાસીની જમાતનો જમાતધર્મ હતો.

આંખને કૈલાસી અણદીઠું જોતી કરતા, કાનને કૈલાસી અણસાંભળ્યું સાંભળતા કરતા, જીભને કૈલાસી અણબોલ્યું ઉચ્ચરતી કરતાં.

જગતનાં ફૂલડાં કૈલાસીની જમાતના જાણે વેરાયેલા બોલ હતા.

જૂઈ જાઈ ચમેલી, શતદલ મોગરો કે હજારી, ગુલાબ કે કેવડો, સહસ્રપાંખડી કમળ કે કોટિપાંખડી હૈયાપદ્મ: સહુ કૈલાસીની જમાત જગતમાં વેરતી.

કૈલાસશિખરે કૈલાસી મહારાજ યજ્ઞ કરતા. એ યજ્ઞ-ધૂપની વાદળીઓ દિશાદિશામાં વેરાતી. એમાંથી વરસતા ધૂપસુગન્ધો દેશદેશના સંસારોને સુવાસિત કરતા.

દેવો પૃથ્વીની યાત્રાએ આવતા તે કહેતા કે કૈલાસીનાં કૈલાસપુષ્પો પારિજાતક ને મન્દારપુષ્પો સમાં હતાં.

પુણ્યની સુવાસ તો પરિચિત છે ને? કૈલાસીનાં કૈલાસપુષ્પો એ સુવાસ ફોરમતાં.

એવું ઝાડ જોયું નથી કે જેને પાંદડાં કરતાં ફૂલડાં ઝાઝેરાં હોય? જ્યહાં જ્યહાં કૈલાસીની જમાત વસતી એ કુંજનિકુંજોમાં પૃથ્વીને પાંદડાં કરતાં ફૂલડાં ઝાઝાં પ્રગટતાં.

કળીમાં કૈલાસી દ્વાપર વાવતા; દ્વાપરમાં ત્રેતા ઉગાડતા; ત્રેતામાં સતયુગ ઉછેરતા.

પૃથ્વીથી ઉપરનું પગથિયું કૈલાસી માંડતાં. કૈલાસીઓ પગથિયે પગથિયે સ્હડતાં. પણ એમનાં કોઇ પગથિયાં લોકલોક જેવડાં હતાં.

'હનુમાનજીએ એક ફૂદકે મનારની સાસુદ્રધુની ઓળંગી' એને હસનારાં ને પુષ્પક વિમાનને કવિતા કહેનારાં કાસદિયાં કબૂતરોની પેઠે આજ વિમાનો ઉડાવે છે ને પાસીફિક ને આટલાન્ટિક ઓળંગે છે. કાલે જેને કવિતા કહી હસતા એ આજ સંસારવ્યવહાર છે; અને આજ જેને કવિતા કહી હસે છે એ કાલે સંસારવ્યવહાર થશે.

'ફૂદેરીએ ફૂદેરીએ દીવા કરૂં' એ તો પ્રત્યેક બાળકની માતાએ ગાયું છે. 'પાંદડે પાંદડે દીવા કરૂ' એ રાત્રીનો દિવસ રચનાર વિરલા શોખીનોએ કીધુંદીઠું છે. કરતા ત્હારે કૈલાસીઓ નેવે નેવે દીવા કરતા, ને પાંદડાંઓની રેખારેખામાં વીજરેખાઓ પરોવતા.

સાચા લગ્નોની લગ્નવધૂઓને કૈલાસીઓ શણગારતાં ત્હારે ત્હારે દેવાંગનાઓ દર્શને પધારતી.

કોઇ કહે છે પ્રેમ કવિતામાં જ છે. કૈલાસીઓ કવિત-સરોવરો હતાં, કૈલાસીઓનાં હૈયાહૈયામાં પ્રેમ ઉભરાતો. કોઇ કહે છે કરુણા બૌદ્ધ વિહારોમાં જ છેઃ કૈલાસીઓ કરુણાસાગર હતા, કૈલાસીઓને પોપચે-પોપચેથી કરુણાનાં ઝરણો નિર્ઝરતાં.

वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि; પ્રત્યેક કૈલાસી એવો વજથી યે કઠોર અને ફૂલથી યે સુકુમાર હતો.

કૈલાસીઓની કાયા લોકવાત્સલ્યની ઘડેલી હતી, કૈલાસીઓના આત્મા માયાશૂન્ય વિશુદ્ધ બ્રહ્મતત્ત્વના ઘડેલા

હતા. પૃથ્વીલોક કે બ્રહ્માંડનાથના વાત્સલ્યપડછાયા કૈલાસીઓની દેહમુદ્રામાંથી પડતા.

શ્રી હરિ સનાતન સત્વ છે ને મનુષ્ય પડછાયો છે એ કોણ નથી જાણતું? કહે છે કે દેવો પડછાયા નથી પાડતા. ગગનવાસી કૈલાસીઓ તો કિરણોની પેરે જતા આવતા, ને ક્ય્હારેક દેખાતા ને ક્ય્હારેક ન દેખાતા.

ભૂતાવળની દેહ અન્ધારઘડી હોય છે, ને દેવોની દેહ તેજઘડેલી હોય છે. કૈલાસીઓની દેહ કિરણઘડેલી હતી.

કૈલાસીઓ અર્ધદેહાત્મે દેવ ને અર્ધદેહાત્મે માનવી હતા.

સિદ્ધલોકમાંથી ઉતર્યા સમી કૈલાસીઓની જમાત હતી. રૂપે સ્વરૂપે અન્યથા રૂપે અણિમા લઘુમા જેવી પ્રાચીન અષ્ટ મહાસિદ્ધિઓ અને વાયુ વીજળી સમી અર્વાચીન મહાસિદ્ધિઓ કૈલાસીઓને વશ હતી. જગતના એડિસનો કેપ્લરો વોટો જગદીશચન્દ્રો મનમૂંઝાતા ત્ય્હારે ત્ય્હારે ધૂંચ ઉકેલવાને કૈલાસીઓને ન્હોતરતા.

કૈલાસીઓ અન્ધારપછેડો ન્હોતા ઓઢતા, તેજપછેડા ઓઢતા. કૈલાસીઓ એટલે જગતમાંની તેજમૂર્તિઓ.

જગતમાંનાં માનવજવાહીરો સહુ કૈલાસીની જમાતનાં હતાં.

એક વેળાએ ગિરિજા દેવી રીઝયાં ને હસ્યાં; એના હીરા થઇ વેરાણા. ને બીજી વેળાએ ગિરિજા દેવી કોપ્યાં ને રડયાં, એનાં મોતી થઈ વેરાણાં. શૈલજાનાં ભાગ્યતેજ વરસ્યાં ત્હેનાં લીલમ બન્યાં અને હરિયાળી થઇ વનવને ઢોળાઈ રહી.

ગ્રીસ ને ગુર્જરદેશની, પારિસ કામરૂપ ને કાશ્મીરની સુન્દરીઓ નિજને સૌન્દર્યશણગારે શણગારતી એ સૌન્દર્યલક્ષ્મીની સરવાણીઓ કૈલાસીના કૈલાસશિખરેથી અવતરેલી છે.

વેલીઓ જેવાં ઝોલાં ખાતા ચળિયાઘેરમાં ઝૂલન્તા રંગો, કે વાદળી જેવી અટાપટાળી તેજચુન્દડીમાં રેલાતા રંગો, કે હૈયાછાબમાં વિલસતી રસસેરો સમા કેસરચોળીમાં રમતા રંગોઃ કૈલાસીઓના નયનરંગો હતા.

કલાઓ સહુ કૈલાસિણીઓના હૈયાદેશેથી નિર્ઝરે છે.

દુનિયાંનાં સૌન્દર્ય ને સૌહાગ, જગતની સંસ્કૃતિઓ ને સંસ્કારસરતીઓ, સૌરભ ને સારપઃ એ દૈવી વિભૂતિઓ કૈલાસદેશથી આવે છે.

કૃષ્ણે ને બુદ્ધે, ક્રાઇસ્ટે ને કોનફ્યૂશિયસે કૈલાસશિખરનાં પાણી પીધાં હતાં અને માનવજાતને એ પાણી પાયાં હતાં.

સુન્દરીઓમાં સંસ્કૃતિઓમાં સંસ્કારિતાઓમાં સારૂં છે એ સહુ કૈલાસીનાં તેજકિરણોનું વડેલું છે.

પૂર્ણિમાનો ચન્દ્રમા કૈલાસીની જમાતની સૌન્દર્યરાણીના મુખમંડળનો પડછાયો છે, ને સ્વર્ગગંગા એની મોતીમાંજરનો પડછાયો છે.

એકદા દેવલોકમાં દેવોનો દામ્પત્યમહોત્સવ ઉજવાતો હતો. દામ્પત્યમન્દિરે દેવપ્રતિમા સ્થાપવાને દેવવૃન્દ દિશાઓ શોધી વળ્યું. પછી કૈલાસીના કૈલાસશિખરે જઈ ચ્હડયાં. ત્ય્હાંની સૌન્દર્યજ્યોતને ને પરાક્રમજ્યોતને નિરખીપારખીને દેવો લઈ ગયા, ને દેવલોકમાં દામ્પત્યમન્દિરે સ્થાપ્યાં.

સંસારનો સર્વતોમુખ સોહાગ એટલે સદાશિવનો સંઘ.

પુરુષોની આંખમાં જે આરઝૂ છે, સુન્દરીની કીકીઓમાં જે તલસાટ છે, એ આરઝૂ અને એ તલસાટનાં પુણ્યલગ્નો થતાં ત્ય્હારે ત્ય્હારે એ પ્રેમદમ્પતીઓનાં ગાન્ધર્વલગ્નોનાં લગ્નગીતો ગાતી'તી કૈલાસિણીઓ.

પ્રેમ પ્રણયીને પરણતો કે સૌન્દર્ય પરાક્રમને વરતું ત્ય્હારે કૈલાસીની જમાત એ લગ્નદંપતીને ફૂલડે વધાવતી. જેમનાં જેમનાં ઉપર કૈલાસીની જમાતનાં ફૂલડાં વરસતાં તે સીતા ને રામ સમાં સોહાતાં.

કોયલના કંઠે કૈલાસિણીઓ બોલતી, મોરલાની કેકાએ કૈલાસીઓ બોલતા, બુલબુલબચ્ચાંની બોલીએ કૈલાસી ને કૈલાસિણીઓનાં બચ્ચાંઓ બોલતાં. અને કૈલાસીઓનું વૃન્દસંગીત ઘોરમતું ત્ય્હારે જાણે સાગર ગાજતો કે મેઘ ગાજતો કે કાળ ગાજતો.

મેઘની ધારાઓ જગતકૈલાસીઓ ન્હેંચીને ઝીલતાં, ત્હો યે મેઘધારાઓ જાણે ખૂટી પડતી હોય ને! અણુકરમાતી એકએક ફૂલપાંખડી એ હૃદયમન્દિરે મૂકતાં, ત્હો ય જાણે કુંજકુંજનાં ફૂલડાં ખૂટતાં.

કોટિકિરણીના એકએક કિરણનો એકએક કૈલાસીને અભિષેક કીધો હોય, તો કરોડો કિરણો ખૂટી જાય, પણ કૈલાસી ન ખૂટે.

દેશદેશમાં વણવાવી વેલીઓ ને ફૂલછોડ વર્ષામાં ઉગે છે એવાં કૈલાસિણીઓ ને કૈલાસીઓ દેશદેશમાં ઉગતાં.

દૂધઉજળા તેજવર્ણો ચાર ઘોડાના રથમાં કૈલાસી મહારાજ વિચરતા, અને એ મહારથને સોળ ચક્રો હતાં.

પણ પગપાળા ચાલે ત્ય્હારે મેઘની પેઠે કૈલાસી હિમાદ્રિમાળાનાં શિખરો ઓળંગતા,

કૈલાસી મહારાજે ચારેને ચાર ખંડનાં જતન ભળાવ્યાં હતાં.

વિધાત્રીને ખોળે અમેરિકાની સંભાળ હતી, ને આત્મજિતની બ્હાંયે એશિયાની ફૂલછાબ હતી. ધુરન્ધરને સ્કન્ધે આફ્રિકાની ધુરા હતી. ને પ્રેરણાની ભમ્મરે યૂરોપના મહાભાર વિરાજતા. અવસરયોગે ચાર દિગ્પાળોની પેઠે ચારે કૈલાસી દિગ્પાળો ખભે ખભો ભરાવીને ઉભતા ત્ય્હારે જાણે દિશાઓના દુર્ગો ઉભા હોય એવું ભાસતું.

જૂના દુર્ગ જોયા છે ને? એમને દરવાજે દરવાજે કોટબાંધ્યો ચોક હોય છે, અને ચાર ખૂણે ચાર ગઢીઓ વાળી હોય છે. ચાર ગઢીઓનો એવો દુર્ગચોક એ ચાર કૈલાસીઓ રચતા.

પ્રત્યેક કૈલાસી કહેતો કે એને બે હાથ ને બે પાય છે એ જાણે નિજનિજના પરિધની ચતુર્દિશાઓના ધર્મદંડ છે.

બીલીપત્રને ત્રિદળ છે એ બ્રહ્મા વિષ્ણુ ને મહેશની ત્રિમૂર્તિ તથા સ્વર્ગ મૃત્યુ ને પાતાળના ત્રિલોક સૂચક છે. કૈલાસી વૃક્ષરાજનાં ચતુર્દળ પત્રો હતાં, ને એકએક દળ એકએક દિશા દાખવતું.

એ એકએક દળમાં દિશાદિશાની જન્મોત્રી લખેલી હતી. કૈલાસીઓ એ વાંચતાં ને વાંચી વિચારીને વર્તતાં.

કૈલાસીની જમાત એટલે આદેશ અને આચરણ. આજે કે કાલે જીવનમાં ન ઉતારાય એ કૈલાસીને મન જુઠું હતું.

સપ્તપર્ણીને કૈલાસી સપ્તસિન્ધુનો વૃક્ષરાજ કહેતા; નવપર્ણીને કૈલાસીઓ નવ ખંડનો વૃક્ષરાજ કહેતા. એ પાંદડાંઓની રેખાઓમાં સિન્ધુઓનાં ને ખંડોનાં પરબ્રહ્મ-લખ્યાં પ્રારબ્ધ કૈલાસીઓ વાંચતાં.

કૈલાસશિખરે કૈલાસીમન્દિરે સર્વપૂજ્ય રસસ્વરૂપ એક જ હતું, અને એ અર્ધનારીશ્વરનું.

પૃથ્વીનું પ્રાણતત્ત્વ એટલે કૈલાસીઓની જમાત.

જગતમાં વૃક્ષ કે વેલી સૂનો દેશ હોય, પણ કૈલાસીની જમાતસૂનો દેશ ન હોય. જગતમાં અન્નપાણી સૂની પ્રજા હોય તો કૈલાસીની જમાતસૂની પ્રજા હોય.

જ્‌હાં જ્‌હાં તપ છે, વૈરાગ્ય છે, સંન્યાસ છે, પ્રાયશ્ચિત છે, યોગ છે; જ્‌હાં જ્‌હાં તેજ છે, સૌન્દર્ય છે, પ્રતાપ છે, પરાક્રમ છે, સિદ્ધિ છે, મુમુક્ષુતા છે, મુક્તિ છે; જ્‌હાં જ્‌હાં જ્ઞાનલક્ષ્મી છે, ક્રાન્તદૃષ્ટિ છે, કલા છે, કવિતા છે, સૃજન છે, સોહાગ છે, કલ્યાણ છે; જ્‌હાં જ્‌હાં જગતમાં પ્રારબ્ધ ઘડાય છેઃ ત્‌હાં ત્‌હાં છે કૈલાસીની જમાત.

કૈલાસીની જમાત એટલે સદાશિવનો સંઘ.

એક વર્તુલમાં જેટલી ત્રિજિયાઓ દોરાય, એટએટલી કૈલાસશિખરેથી ક્ષિતિજના પરિઘમંડળે ત્રિજિયાઓ દોરેલી હતી, અને એટએટલા કૈલાસીઓના જગત્માર્ગો હતા.

એ ત્રિજિયાના પ્રત્યેક જગત્માર્ગે એકએક કૈલાસી ચોધરાજ ખડો રહેતો.

એ માર્ગે માર્ગે આજ કૈલાસીઓની ભરતી ઉભરાતી. અને માર્ગમાર્ગની કુંજેકુંજે એક જ પડઘો પડતો સંભળા-

તો કે કોક જગતુઉત્પાત આવે છે. કૈલાસી મહારાજ ગુફામાંથી નીસર્યા.

દુનિયાના મારગ ડામાડોલ થયા હતા.

૯૯ હજાર ૯ સો ને ૯૯ નદીઓ સાગર ભણી ઢળે છે એમ આજ આભમાંના સૌ જગત્માર્ગો કૈલાસશિખર ભણી ઢળતા,

કાળગુફામાંથી નીસર્યા એવે એક જ બોલ કલાસી મહારાજ બોલ્યા હતા કે બ્રિટિશ મંડળમહારાજ્ય વિરૂદ્ધ સમસ્ત દુનિયાં ! એકની સ્હામે સારી પૃથ્વી ? !આ શો છે ઇતિહાસનો જગતઉત્પાત ?



## પ્રકરણ ૯ મું, પ્રારબ્ધનાં પૂતળાં

સ્વર્ગંગંગાનાં વ્હેણ વ્હેતાં હતાં, અને એમાં એમનાં નાવડાંઓ વ્હેતાં હતાં.

ઘાટે ઉતરતાં ત્ય્હારે મન્દારની ડાળીઓ છાયા કરતી, વાયુ ઢોળતી, થાક ઉતારતી.

એમના આત્માની આર્તિ ઉછળતી ત્ય્હારે ત્રિલોકમાં પડઘા પડતા.

સુરગંગાના ઘાટેઘાટ ને કુંજેકુંજ એમને ઓળખતાં. દ્હેરીએ દ્હેરીએ એમણે દીવા કીધા હતા, મન્દિરમન્દિર એમણે ફૂલડે વધાવ્યાં હતાં.

સરિતલહરે એમની સખીઓ હતી ને વાતો કહેતી. ફૂલડાં એમનાં સુહૃદ હતાં, સન્દેશા કહેતાં. વાયુ એમને જગતવાર્તા કહેતા, વીજળીઓ એમને આદેશ આપતી.

વિશ્વનગરીનાં એ નગરજનો હતાં, વિશ્વનગરીનાં ઉદ્યાનોમાં એ માણતાં.

સૂર્યલોકમાં સંચરતાં એમની પાંખ દાઝતી નાહ; ચન્દ્રલોક એમને ચન્દની ને અમૃત આપતાં.

કૈલાસી મહારાજ ગુફામાંથી નીસર્યા, ને કૈલાસશિખરે જગત્કૈલાસીઓનો સમૈયો ભરાયો હતો. એ સકળ સદાશિવનો સંઘ આજ સદાશિવઘાટે સુરગંગામાં ન્હાવાને આવ્યો હતો.

એમના વિહાર હતા સૌરભ માણવાના, ફૂલ વીણીને પહેરવાના ન્હોતા. કૈલાસીઓ કહેતાં કે વેલીએથી ફૂલ

વીણી વીણીને નિજને શણગારે છે એ સ્વાર્થીલાં છે, બીજાં કાજે નથી રાખતાં. પણ સૌરભ ઝીલી ઝીલીને આત્મદેશે આનન્દે છે એ પરમાર્થીલાં છે, પોતે માણે છે એ પર કાજે રાખે છે.

કૈલાસીઓ પુષ્પપૂજારીઓ કરતાં પરિમલપૂજારીઓ અધિકાં હતાં. એમનો સંપ્રદાય હતો પરિમળપૂજાનો.

રસસરિતાનાં પાણી કૈલાસીઓ પીતાં; પણ મહીં પાપના કચરા નાંખીને પાણીને ડહોળતાં નહિ.

પ્રભુ ક્‌હ્યહાં નથી ? સર્વત્ર છે. પ્રભુના પરિમળ ક્યહાં નથી ? સર્વત્ર છે. કૈલાસીઓ કહેતાં કે પરિમળશૂન્ય રહે છે ત્‍હેમને કાં તો નાક નથી કે પરિમળની પારખ નથી.

દેવો યે માણે છે, પણ આત્મતત્ત્વને. પૃથ્વી યે માણે છે, પણ પાર્થિવતાને.

દેવત્વને માણે છે તે દેવો છે, પૃથ્વીને માણે છે તે પાર્થિવો છે. સાધુ સન્તો જોગીઓ વૈરાગીઓ સંન્યાસીઓ પરિમલને માણે છે.

માનવવંશ ચન્દનીને ઝીલી આનન્દે છે એમ કૈલાસીઓ રસાનન્દને ઝીલીને આનન્દતા. પ્રત્યેક રસિકે કે રસિકાએ સંકલ્પ્યું હોત કે ચન્દ્રમાને વીણીને હું કેશકલાપમાં પરોવું, તો કેટકેટલા ચન્દ્રમાઓ ગગનમંડળે શ્રી હરિને ઉગાડવા પડત અને આજ તપતા હોત ?

કમળ સૂર્યને માણે છે ને પોયણું ચન્દ્રને માણે છે, એમ કૈલાસીઓ માણતા. પરસ્પરને દર્શને પ્રફુલ્લતાં, અને અદર્શને કરમાતાં.

પૃથ્વીના ખંડો એમની કુંજો હતી. પૃથ્વીની સરિતાઓ એમની વેલીઓ હતી. પૃથ્વીનાં સન્તાન એમને પુષ્પો હતાં. પૃથ્વીના દેશો એમના પ્રાસાદો હતા. પૃથ્વીની પ્રજાઓ એમની સાહેલીઓ હતી. પૃથ્વીના પરિમળ એમના અન્તરના ને અન્તઃપુરના પરિમળ હતા.

કૈલાસીઓ ચન્દ્રલોકમાં જતાં ત્ય્હારે ચન્દની એમને ન્હવરાવતી, સૂર્યલોકમાં જતાં ત્ય્હારે સૂર્યજ્યોત એમના પાંખપડછાયા ધોતી. સિદ્ધલોક એમને સિદ્ધિઓ સમર્પતા, દેવલોક એમને દેવત્વે અભિષેકતા, વિશ્વભૂતિઓ એમને સૌન્દર્યશણગારે સજતી.

આજની દુનિયાંને દેખીદેખીને આજે એ દાઝતાં હતાં, પણ ભવિષ્યને વાંચીવાંચીને એ આનન્દતાં હતાં.

ગઇ કાલ એકલીને વાંચે છે એ અધૂરૂં વાંચે છે. આજ એકલીને વાંચે છે એ યે અધૂરૂં વાંચે છે. આવતી કાલ એકલીને વાંચે છે એ પણ અધૂરૂં વાંચે છે. ત્રિકાળને વાંચે છે એ સાચા કાળઅભ્યાસીઓ છે. કૈલાસીઓનો સંઘ, આછો પાતળો આવડતો, ત્રિકાળને વાંચતો.

સૌની પેઠે એમને બે આંખો હતી. પણ બે આંખે કેટકેટલાં વાંચે છે ? દુનિયાં કાગડા જેવી છે, ને ઘણુંખરાં દુનિયાંના લોક એક આંખે વાંચે છે. ઉપરાન્ત કૈલાસીઓને બે આંખોની વચ્ચે, સદાશિવની ત્રીજી આંખના જેવી, ન્હાની-મ્હોટી તેજબિન્દી ઉઘડતી. એ એમનું અન્તર્ચક્ષુ હતું, દિવ્ય લોચન હતું. એ ત્રણ આંખે કૈલાસીઓ ત્રિકાળને વાંચતાં. અને તેથી કૈલાસીઓ સત્યને પામતાં, જ્ઞાનને પા-

મતાં, આનન્દને પામતાં; અને એમ સત્યં જ્ઞાનમનન્તમ્ ના ઉપનિષદમન્ત્રને સાચો પાડતાં.

ઉષ્માગૃહોમાં કૃત્રિમ ઉષ્માથી ઉછેરેલાં ફૂલડાં કુદરતનાં ટાઢતડકામાં ચીમળાઇ જાય છે. શિક્ષણના હથોડાએ કે અનુભવના ઘણોએ એમને ઘડેલાં ન હતાં. કૈલાસીઓ હતાં પ્રકૃતિનાં પુષ્પોઃ સ્વયંભૂ, સત્વસોહાગી, પ્રેરણાપ્રફુલ્લેલાં. અત્તરચોપડયાં કાગળફૂલ એ ન હતાં; કુદરતનાં એ હૃદયફૂલડાં હતાં.

શિક્ષણજન્ય છે જ્ઞાનસન્તાનો ને પ્રકૃતિજન્ય છે પ્રેરણાસન્તાનો. કૈલાસીઓ સૌ પ્રેરણાસન્તાનો હતાં.

અને એમની પ્રેરણા હતી પુણ્યનિર્મળી ને તેજ ઓજસ્વિની.

કૈલાસીઓને આજ મહાપૂર્ણિમાનો સમૈયો હતો. કૈલાસી મહારાજ પૂર્ણિમાએ પૂર્ણિમાએ પૌર્ણમાસિક યજ્ઞ કરતા, ને કૈલાસીઓનો સંઘ કૈલાસશિખરે ભરાતો. પણ એ સંઘ, સમૈયો નહિ. આજ કૈલાસી મહારાજ ગુફામાંથી બહાર નીસર્યા હતા, આજ પૌર્ણમાસિક યજ્ઞ પણ હતો. દેશદેશ ને દિશાદિશામાંથી કૈલાસીઓનો આજ, દ્વાદશવર્ષી કુંભના સમો, સમૈયો ભરાયો હતો.

ફૂલછાબો ઢોળાય, ને એમાંનાં ફૂલડાંઓની પાંખડીઓ રાજમાર્ગે વેરાય એવાં સદાશિવઘાટે કૈલાસીઓની ને સુરગંગામાં કૈલાસિણીઓની રસનૌકાઓની પાંખડીઓ વેરાતી ને ફોરમતી.

શ્રી હરિ એકના છે, કે સહુના છે ? શ્રી હરિની સૃષ્ટિ યે એકની નથી, સહુની છે.

સુરગંગાની જળપાંદડી–પાંદડીએ ચન્દ્રમા ચમકે છે; જગતસરિતાની પણ જળપાંદડી–પાંદડીએ રસચન્દ્રમા વિલસે છે.

ખરૂં છે કે એ પ્રતિબિમ્બચન્દ્રમાઓ છે. જીવાત્મા યે પ્રતિબિમ્બ છે ને જગતે પ્રતિબિમ્બ છે. કૈલાસીઓ પૃથ્વી ઉપરનાં પ્રભુનાં પ્રતિબિમ્બો હતાં.

અને માનવીના વિલાસો એટલે પરપોટે પરપોટે રમતાં ઇન્દ્રધનુષ્યો.

પણ પૂર્ણિમાએ પૂર્ણિમાએ કૈલાસીનો પૌર્ણમાસિક યજ્ઞ થતો ત્ય્હારે પરપોટે પરપોટે, પાંદડે પાંદડે, પુષ્પે પુષ્પે, તારલે તારલે ઇન્દ્રધનુષ્યો ચીતરાતાં એ કાંઈ પાણીના પરપોટે ન્હોતાં ચીતરાતાં. પત્થરને પરપોટે ચીતરાતાં કે ચેતનને પરપોટે ચીતરાતાં, એટલે ચિરસ્થાયી હતાં. કૈલાસીને દેહે દેહે ત્ય્હારે હૈયારંગો રંગાતાં.

ત્ય્હારે સુરગંગાના હૈયાપાટે દુનિયાં ઉલરાતી.

સૌન્દર્ય શું છે? સૌન્દર્યની એક વ્યાખ્યા એ છે કે હૈયામાંથી છલકાઈને દેહદેશે ઢોળાયેલો હૃદયરંગ તે સૌન્દર્ય.

પાંદડે પોઢી જળભરતીનાં નીરમાં બાળકૃષ્ણ ઝૂલ્યા હતા એમ જળહોડકાંઓમાં કૈલાસીઓ સુરગંગાનાં નીરમાં આજ ઝૂલતાં હતાં.

સહુની જીભે બોલ એક જ હતો કે એવડેરાક જગતઉત્પાત શો આવે છે?

જગત્માતા સમી પ્રેરણા જગતને જગાડવાનું ગીત ગાતી હતી.

અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.
નરનાર જાગ્યાં, બ્રહ્મચાર જાગ્યા,
જાગ્યા સબ સંસારા;
જાગ્યાં ગુફાવાસી જોગી ને જોગણો,
જાગ્યા જગાવણુહારાઃ
અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.
તેજતેજની વરસે અગસ્ત્યેથી
બ્રહ્માંડ બ્રહ્મવિભૂતિ;
જાગીને જોઉં ત્‍હાં તો જગતને મન્દિરે
ઉગ્યો યોગ અવધૂતીઃ
અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.
ક્યારી–ક્યારીમાં સોનલરૂપલા
પ્રગટ્યા બ્રહ્મઝવારા;
યુગયુગની વીણા બોલે, સાધુ હો !
'ઓહંકારા' 'ઓહંકારાઃ'
અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.

દેવની નોબત વાગે છે,
અહોહો ! માનવકુળ જાગે છે.

ગીતની સુરાવલિની સુરગંગાના પાણીમાં પગલીઓ પડતી.

'પ્રેરણા ! ત્‍હારા ગીતે હૈયામાંથી ફૂવારા ફૂટે છે.' દિશાઓમાં ગીતધારાઓ શમી ગયે ધુરન્ધર બોલ્યો.

'ધુરન્ધર ! શેષ ધરાને ધારે છે એમ તું જીવનભાર ધારે છે.' દેવમન્દિરની ઘંટડી બોલે એવું પ્રેરણા બોલી.

રસદમ્પતીની એ રસવાર્તા દેવો સાંભળતા ને સ્વર્ગભવનોમાં લઈ જતા.

'વિધાત્રી ! જગતનાં ને મ્હારાં તું ભાગ્ય લખે છે.'

'આત્મજિત ! તું મ્હને જીત્યો ને જગતને યે જીતીશ.'

'મ્હારે તો જગતસેવા સાધવી છે.' આત્મજિતે કહ્યું.

'ખરૂં. જગતને જીતે છે તે જગતને ખૂવે છે; ને જગતને સેવે છે તે જગતને જીતે છે.'

દેવાંગનાઓ એ વાર્તાલાપ સાંભળતી, ને દેવોને સેવતી ને જીતતી.

સુરગંગામાં હોડીના હલ્લેસાં પુરુષો મારતા ને સુકાને સુન્દરીઓ બેસતી. પૃથ્વીલોકમાં પુરુષવર્ગ રાજસભાઓમાં ભલે ગર્વ માણે કે સંસારનો સુકાની પુરુષ છે.

ગૃહની સુકાનણ ગૃહિણી છે, સંસારની સુકાનણ સોહાગણ છે.

સહુ કહેતાં કે પૂર્ણિમા અજબ ઉગી હતી. એ તિથિએ કૈલાસી મહારાજ હસ્યા, અને અવનીનાં ભાગ્ય આલેખાયાં.

'શું છે ? ધુરન્ધર !' પ્રેરણા પૂછતી હતી.

'પૃથ્વીને એક ખૂણે અંગારા છે.'

'બહાદુરિયો ! ભારે શોધ કીધી. ઘેરઘેર ચૂલાચૂલામાં અંગારા તો છે ભારેલા.'

'વાયુ વાય, ને અંગારાના ભડકા થાય, ને ભડકામાંથી દવ સળગે. ભડકા હોલવે એ નહિ, અંગારા હોલવે એ દીર્ઘદ્રષ્ટા મન્ત્રીશ્વર. આત્મજિત ! સાંભળી લે;' વિદ્યાત્રી બોલતી હતી. 'પશ્ચિમના રાજમન્ત્રીઓને ૧૯૧૪માં શેષની ફેણ ધૂણાવતાં આવડી; પણ પછી થંભાવતાં આવડી નહિ. એ જાદુગરા ભૂવાઓ ઓર છે.'

'પણ સંસ્કૃતિઓ અથડાય ત્ય્હારે મહાભારત મંડાય: જાણે બે મહાગ્રહો અથડાયા.' ક્ય્હાંકથી પ્રગટી આવીને કૈલાસી મહારાજ બોલતા હતા. 'દુનિયાં એવી ડોલે છે અત્ય્હારે.'

સૌને થયું કે કૈલાસી આવ્યા. કૈલાસી તો સુરગંગાના જળના નિત્યવિહારી હતા. એ અવધૂત સુરગંગાને ઘાટે ભસ્મ ધોતા ને ભસ્મ ચોળતા.

'મહારાજ ! ધરતી ધ્રૂજે તો તો ધરતીકમ્પ થાય.' પ્રેરણા બોલી.

'આ છે ઇતિહાસનો ધરતીકમ્પ. એમાં દેશો ડૂલે ને દ્વીપો પ્રગટે, પ્રજાઓ પછડાય ને પર્વતો પ્રગટે. પતિપત્નીને લ્હડતાં દીઠાં છે? નાગનાગણીને લ્હડતાં જોવાં દુર્લભ, એમ પતિપત્નીનો યે અઘોર અઘોરીના જેવો સાચો ઝઘડો જોવો દુર્લભ. પણ એ દીઠા છે તે કહે છે કે પ્રજાઓના કે સંસ્કૃતિઓના સંગ્રામો એ પ્રકૃતિપુરુષના સંગ્રામો સમક્ષ તો સાગરલોઢ સમક્ષ તળાવછોળો છે. કોક વેળા છૂટાછેડાની

કો કોર્ટમાં જજો ને જોજો; નાગ ને નાગણીઓ ત્‍હાં ફૂંફાડા મારે છે. સિકન્દર ને પુરુષપુરરાજની સન્ધિ તો સ્‍હેલી; નેપોલિયન ને જોસેફાઈનની સન્ધિ એથી શતધા કપરી.'

'પણ મહારાજ ! સંસ્કૃતિઓ અથડાય ત્‍હારે સાગર અથડાય.'

'ખરૂં. વાવાઝોડું વાય, ને જહાજો ભાગે, ને ગુફાઓ જેવજેવડાં મોજાંઓ જહાજખંડેરોને ગળી જાય એ સાગર તોફાનો તો જગતનાટકનાં ગીતો જાણે. સંસ્કૃતિઓના સંગ્રામ એટલે ધૂમકેતુએ જાણે ધૂમકેતુને પૂંછડું માર્યું તારલાઓ જેવજેવડા તો મંહીથી તણખા ખરે.'

'અમૃતમય માનવીહૈયે એટએટલાં ઝેર ક્‍હાંથી ઉગે છે ? મહારાજ !'

'સદાશિવે કાળકૂટ પીધું એ કંઠમાં રહ્યું હતું, પચી ન્‍હોતું ગયું. નહિ તો દુનિયાં અમૃતની થાત. તક્ષકકુળ ખાંડવવનમાં સદન્તર બળી નથી ગયું.' કૈલાસીજી ઇતિહાસના આભમાંના કાળા લીંટા વાંચતા હતા.

'વિધાત્રી ! પ્રેરણા ! ધુરન્ધરા આત્મજિતા સાંભળો છો ને કાળપગલીઓ ? સજ્જ થાવ; આવતાં પૂર અટકાવો. યુગનું તોફાન આવે છે. વાદળને ઘેરાતું વિખેરો. જીવશે એ નવજગત સર્જશે. આ કુંકુમપગલીઓ નથી, કાજળપગલીઓ છે. પૃથ્વી યુગતોફાનમાં ઘેરાય છે.' કૈલાસીએ શંખનાદ કીધો.

'આપણું છે પરિત્રાણનું વ્રતઃ' વાંસળી જેવી વિધાત્રી ટહૂકી.

'ખરૂં. કૈલાસીની જમાત સંહાર સ્હામે ઢાલ છે, મહામારી સ્હામે ઓષધિ છે. પણ ઢાલ હાથીહોદે પડી હોય કે ઓષધિ ગન્ધમાદનશિખરે ઉગતી હોયઃ ત્ય્હારે બાર-બાર વર્ષના બ્રહ્મચારીને યે સાંગ વાગે, ને નૈષ્ઠિક બ્રહ્મચારીને ઓષધિ શોધવા જવું પડે.' કૈલાસી મહારાજ જમાતને સદ્બોધતા હતા.

'મહારાજ! સાગર ઉલટે તો પાજ કેટલુંક રક્ષે! ત્હમે તો આભ વાંચ્યાં આજ.'

'આંખમાં કીકી છે, એવી કીકીમાં દેવકીકી છે. સૌનેય છે. અને આવડે તો એ દેવકીકીએ સૌ આભ વાંચી શકે.'

'પણ આભને થોભ કંઈ દેવાય?'

'કૈલાસીની જમાત આભને થોભ દેવાને છે. આત્મસન્તાનો! આભ ફાટયાં ન સન્ધાય; પણ વાદળાં વેરાય ને વિસંધાય. વાદળાં સમાં આપણ સહુ પ્રારબ્ધનાં પૂતળાં છીએ વસ્તુ નાચે એમ પડછાયા નાચે. તોપગોળા કઈ દિશામાં ઉડે છે? તોપ છોડે એ દિશામાં. સૂરજમાળાના મહાગ્રહો અનન્તમાં ઘૂમે છેઃ કઇ દિશામાં? કુદરતની તોપે ફોડયા એ દિશામાં. પરસ્પરનાં અજબ ને અખંડ આકર્ષણ છે અણુઆથમ્યાં. પણ—પણ પૃથ્વી સૂર્યને આલિંગી? કે શુક્રી ચન્દ્રને આલિંગી? ભગવાને ભાખ્યું છે કે

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन! तिष्ठति;
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया.

'હિન્દુ Destiny—પ્રારબ્ધ કહે, કે ખ્રીસ્તી Providence—નિર્માણ કહે, કે ઈસ્લામી કિસમત કહે, એ તો શબ્દફેર છેઃ જળ ને પાણીના જેવો. આકાશી પડદા પાછળનો કો સૂત્ર-

ધાર દોરીસંચારો કરે છે ને વિશ્વની રંગભૂમિએ જગત્-પૂતળાં નાચે છે. પ્રકૃતિપુરુષના સૌ છે પડછાયા.'

'ત્હારે સ્વયંભૂ પ્રેરણા છે જ નહિ જગતે ?'

'છે; સ્વયંભુ પ્રેરણા છે જગતમાં. આ ઉભી સદાશિવના સંઘની વચ્ચે. પણ વિશ્વનગરી છે કે વિશ્વવન છે?'

'વિશ્વનગરી છે, વિશ્વંભરદોરી સડકો પાડેલી.'

'ને વનવગડા યે ક્ય્હાં ચીલાસૂના હોય છે ? સ્વયંભૂ પ્રેરણા સ્વયંભાવે ઘૂમેરમે છે, પણ વિધિપાડેલાં ચીલા સડકોમાં. પંખી પેરે ઉડવાના મનોરથ કોને કોને નથી જાગ્યા ? પણ કેટકેટલાને પાંખો પ્રગટી ? અને ઉડયા ? આપણે સહુ હજી સાગરવેલુમાં દેવદહેરીઓ રચિયે છીએ. કાળભરતીની છોળ છલકાય છે ને ભૂંસે છે.'

એ માનવી ઘડયું અમરત્વ. ક્ષણિકતાની બે ક્ષણો કરી માનવી એને અમરત્વ ભાખે છે. હવેલી ને મહેલાતો, ઉદ્યાનો ને નગરીઓ, રાજ્યો ને સામ્રાજ્યો, સંસારો ને સંસ્કૃતિઓઃ સહુ છે પ્રારબ્ધનાં પૂતળાં. અને સત્વ નાચે છે એમ પડછાયા નાચે છે. રાજવંશો કરતાં રાજમહેલો દુનિયાએ ચિરંજીવ દીઠા છે.

અવનીમાંનાં અમરત્વ બ્રહ્માની પળનાં છે કે વિપળનાં.



સૃષ્ટિની સારંગીને કોટિ–કોટિ તાર છે. સૃષ્ટિની સારંગીના કોટિ–કોટિ તાર કોણ વગાડે છે?

હિન્દુઓ કહે છે કે વ્રજમાં ગોપાલક ગોપાળ ધેનુ ચરાવતા ને વાંસળી વગાડતા. ગોપાળની વાંસળી સાંભળીને ગોવર્ધનની ગુફાઓમાં ચરતી ધેનુઓ ને વ્રજની કુંજોમાં રમતી વાછડીઓ દોડી આવતી.

ગ્રીક લોકકવિતા કહે છે કે નવલખ તારિકાઓ ગગનમંડળમાં ગરબે ઘૂમે છે ત્ય્હારે, રાસે રમતી ગોપીઓ સમી, ગીત ગાય છે. તારિકાઓને એ ગગનમંડળનું ગીત–એ Music of the Spheres ગવરાવે છે કોણ?

માનવવંશના મહાવૃક્ષને બે અબ્બજ પાંદડાં છે; ને વાયુ વાય ત્ય્હારે પાંદડે પાંદડું મધુરવ ઝણકારે છે કે ઘોર ગજાવે છે. માનવહૈયાના એ બે અબ્બજ તારોને ઝણકાવે છે કોણ?

વિશ્વનો વિશ્વકવિ કોણ છે, જે અનાદિથી સૃષ્ટિની સનાતન કવિતા ગાય છે, ને અનન્તના છેડા સૂધી એ સનાતન કવિતા ગાશે?

ચન્દ્રમાંથી ચન્દની નિર્ઝરે છે ને સૂર્યમાંથી પ્રભા વરસે છે એ જ નવલખ તારિકાઓને ગીત ગવરાવે છે.

ડોલાવણહારો હોય જગદીશ કે જગદીશનો પૂતર.

કુંકુમ ને કેસરના અક્ષરે ગગનપૃષ્ઠે અમૃતકવિતા જે લખે છે તે સૌન્દર્યસ્રોતસ્વી સર્વકલાસ્વામી સૃષ્ટિની કવિતા રચે છે.

ગુફાઓને ઘેરાવે છે, સાગરને ગર્જાવે છે, વનોને ધૂણાવે છે, પર્વતોના મૂળાક્ષરો માંડે છે, ધૂમકેતુઓની પૂંછડીઓને વિશ્વચમ્મરની પેઠે વીંઝવે છે, એ જ અગોચર મહાકલાધીશ ભવ્ય ભયંકર રૂદ્રવર્ણું વિશ્વવિશાળ વિરાટમૂર્તિ કાળચિત્ર ચીતરે છે.

એ સુન્દર, એ ભવ્ય, એ અગમ્યનો તે પ્રતિબિમ્બ હતો.

બિમ્બનાં પ્રતિબિમ્બો ડાલે એ બિમ્બ જેવડાં ભાગ્યે હોય. ઉગતાં-આથમતાં હોય તો વૃક્ષમ્હોટેરાં હોય, મધ્યાહ્નનનાં હોય તો હૈયાં જેવડાં હોય.

બિમ્બ ન હોય ત્હો યે પ્રતિબિમ્બ રહે એ દીઠું નથી? છેક જ શું અશકય છે એ? ૨૦ મી સદીના વિસ્મરણિયા ને આછકલા ફિલસુફો! કય્હારે ય તે ત્હમે છબિ પડાવી છે કે નહિ? ત્હમારૂં બિમ્બ અળગું થયા પછી યે પાછળ કિરણગૃહમાં પ્રતિબિમ્બ રહ્યું છે કે નહિ?

જીવાત્મા પરમાત્માનું પ્રતિબિમ્બ છે. બ્રહ્માંડથી બ્રહ્મ અળગા થતા નથી. પણ થાય ત્હો યે પ્રતિબિમ્બ પાછળ ભૂંસાય કે રહે?

બુદ્ધિપરના કો કૂટ દેશમાં આ તો જાણે આપણે પગલાં કીધાં.

સૃષ્ટિની સારંગીનો વગાડણહારો, વિશ્વકવિતાનું મહાકાવ્ય ગજાવણહારો, બ્રહ્માંડનું ભવ્ય વિરાટચિત્ર ચીતરનારો, ગાયકોનો ગીતસ્વામી, કવિઓનો વિશ્વકવિ, કલાવન્તોના કલાધીશ્વરનો એ પૃથ્વીપાટલે મહાકાય પ્રતિબિમ્બ હતો.

સૌન્દર્ય ભવ્યતા ને ગહનતાની એ મૂર્તિ હતો.

એના ભાગ્યદેશે સૂર્ય તપતો, એનાં ચક્ષુઓમાં ચન્દ્રમા

હતા. શાસ્ત્રપૃષ્ઠો જેવી એની હાથેળીઓ હતી, તેજલેખિની ને રંગપીંછીઓ સમી એની અંગુલિઓ હતી. એની નાસિકામાંથી શ્વાસોચ્છ્વાસ નીકળતા કે એના મુખમાંથી મુખબોલ પડતા તે મહાવનોનાં પલ્લવપલ્લવને ફરકાવતા. એની દેહમુદ્રા ગિરિશિખર સમી હતી; અને એ મુખમુદ્રામાંથી તેજની ઝરણીઓ નિર્ઝરતી તે, હિમાદ્રિમાંથી નિર્ઝરતી ઝરણીઓના જેવી, પૃથ્વીને ફળદ્રુપ કરતી ને માનવવંશને તેજનાં પાણી પાતી.

પૃથ્વીના પુષ્પ જેવો સુન્દર, પર્વત જેવો ભવ્ય, સાગર જેવો વિશાળ, આભ જેવો ઉદાર એ હતો. એના હૈયાની પરિમળસામગ્રી માનવીમાનવીને પીરસાય ત્હો ચે માનવથાળ ખૂટે પણ એ પરિમળભંડાર અખૂટ રહે એવડા હતા. એનું હૈયું જાણે અખેપાત્ર હતું.

એને આંગણે કલ્પવૃક્ષ હતું, એને ઓરડે ચિન્તામણિ હતો. એના પાયમાં પુષ્પવેલો હતી, ને તે પગલે પગલે પુષ્પો વેરતી.

નૃસિંહની પેઠે એના નખમાં અબ્રહ્મણ્યસંહારક મહાશસ્ત્રો હતા. ત્રિલોચનની પેઠે એના ત્રીજા લોચનમાં પાપદાહક મહાઅગ્નિ હતા. વિરાટમૂર્તિની પેઠે એની કરાળ દંષ્ટ્રાઓ ને જટાગુલ્ફાંઓ વચ્ચે મહાપ્રજાઓનાં માથાંઓ ચોંટેલાં ને ગૂંથાયેલાં ઝંખાતાં.

એને એક હાથે અમૃતનું કમંડલું હતું અને બીજે હાથે હતો યમદેવનો ચીપિયો. એ મૃત્યુ પાતો ત્હેને ચે પછી અમૃત છાંટી અમર કરતો.

ઈતિહાસ કહે છે કે એ ત્રિકાળમૂર્તિ સમો હતો.

માનવવંશ કહે છે કે એ કલ્યાણમૂર્તિ સમો હતો. ઉત્ક્રાન્તિશાસ્ત્ર કહે છે કે સદ્દેહે એ વિશ્વવિકાસના સિદ્ધાન્ત સમો હતો. જીવન્મુક્તો કહે છે કે અક્ષરવાસી જીવન્મુક્તોની જમાતમાંનો એ દેવપુરુષ હતો.

હાથીઓમાં હાથીબચ્ચું રમે એવો હિમાદ્રિની ગિરિમાળાઓમાં ગિરિબાળ સમો એ રમતોઘૂમતો.

લોક કહેતા કે દિશદિશના દિગ્પાળ ને લોકલોકના લોકપાળ એવું રૂપ ધારીને આવે છે. એવો એ દિશાદિશાનો ને લોકલોકનો સર્વતોમુખ દિગ્પાળસ્વામી ને લોકપાલપતિ જેવો હતો.

એ કહેતો કે દિગ્પાળો ને લોકપાળોનો હું ભક્ત છું. માનવવંશ કહેતો કે ભુધર ભક્તાધીન છે.

સૂર્યને ધાબાં છે ને ચન્દ્રને શશાંક છે. પરબ્રહ્મ એક નિષ્કલંક છે. એને હાથે તલ હતા, મુખડે શીતળાના બે ઘોબા હતા, નખની ગુલાબીમાં ધોળી છાંટ હતી. પણ કાળા કેશ ઉજળા હતા, અંગેઅંગ સૂર્યપાંખડી સમાં તેજસ્વી હતાં. ઉદ્યાનમાંથી સુગન્ધવાદળીઓ વહે કે મન્દિરમાંથી મેઘમંડળ જેવું ધૂપમંડળ ઉડેઃ એની તેજછાયાની વેલજાળીઓમાંથી એવા ધૂપ ને સુગન્ધો પ્રગટતા ને પૃથ્વી ભરી વહતા.

પહાડોની કે પ્રજાઓની, દેશની કે સાગરની એના પરિમળોને પાળો કે સીમાઓ ન હતી. એના પરિમળોને પૃથ્વી ન્હાની પડતી; એના પરિમળોને દેવો ભાતુ કરી દેવલોકમાં લઈ જતા.

એ ગગનવર્ણો હતો કે તેજવર્ણો હતો એ કોઈથી

કળાતું નહિ. વર્ણ પારખનારાઓ કહેતા કે એ વર્ણપરો હતો. પરમ અકળિતનો એ અકળિત પડછાયો હતો.

એની ભવ્યતામાં આક્રમણ ન હતું, આમન્ત્રણ હતું. એનું હૈયું વજ્રની ઢાલ જેવું હતું. એ આક્રમણ કરતો નહિ, એ આક્રમણ કરવા દેતો યે નહિ.

સાગરને માઝા છે. સાગર આક્રમણ કરતો નથી. સાગર આક્રમણ કરે ત્‍હારે પૃથ્વી રસાતાળ જાય.

એ હસતો ત્‍હારે જગત હસતું. ક્‍હારેક ક્‍હારેક એ રડતો ત્‍હારે જગત રડતું. કોક વિરલ ક્ષણે એની ભ્રકૃટિનાં ચાપ ચ્હડતાં ત્‍હારે ત્‍હારે જગતમાં કાળના ધરતીકમ્પ થતા.

સોનાની દ્વારકા ભગવાને વસાવી હતી. એ સુવર્ણ-દ્વારકાને સંકેલતાં યે ભગવાન સંકોચાયા ન હતા. પરબ્રહ્મ બ્રહ્માંડ પાથરે છે ને સંકેલી પણ લે છે. સૃજન-કાળે સરજે છે ને પ્રલયકાળે લય કરે છે. પૃથ્વીના પાપભાર ઉતારવા એને એ ધર્મધુરન્ધરો ધર્મ સ્હમજે છે.

બૌદ્ધોના ધર્મચક્ર સમું વિરાટનું કાળચક્ર ઘૂમે છે. ચન્દ્રની પેઠે એનું યે એક પડખું છે તેજનું ને બીજું પડખું છે અન્ધકારનું. પણ અમાસની રાત્રે દુનિયાં ચન્દ્રનો એ અન્ધારગોલાર્ધ એક જ પેખતી.

અડધીક દુનિયાં સુરોને પૂજે છે અને અડધઆઝેરી અસુરોને પૂજે છે. સુરોને પ્રેમથી પૂજે છે, અસુરોને ભયથી પૂજે છે. સુરોઅસુરો બન્નેને દુનિયાં પૂજે છે. પણ દેવો દેવગુરુને પૂજે છે ને દૈત્યો દૈત્યગુરુને પૂજે છે.

જન્મવિધાત્રીને પૂજે છે એ સત્યશીલ છે કે મૃત્યુ

વિધાત્રીને પૂજે છે તે ! જગતજન્મોત્રીમાં તો જન્મમૃત્યુ ઉભય છે.

શાસ્ત્રો ભાખે છે કે પ્રભુદીધાં મૃત્યુ યે મોક્ષદાતા છે.

એના માનસરોવરેથી સરિતાઓ નીસરતી તે દિશ-દિશને પાણી પાતી. એના કૈલાસેથી વાદળીઓ ઉડતી તે દેશદેશને ને પ્રજાપ્રજાને ધારાઓ વર્ષતી. એના પ્રાચીશિખરથી સૂર્યરાજ સંચરતો તે પૃથ્વીની પાંખડીપાંખડીએ ને માનવીમાનવીનાં હૈયાંફૂલડે તેજસુગન્ધો ઢાળતો.

એની મહાઘંટા વાગતી ત્ય્હારે જગતઘંટાઓ વાગતી, ને પૃથ્વીએ કે પાતાળે સાંભળ્યું ન હતું એવું વૃન્દ-સંગીત જામતું.

ફરતી એની છાંયડી પથરાતી એટલામાં ભૂખે કોઈ ઝૂરતું નહિ, તરશે કોઈ તડફડતું નહિ, ટાઢે કોઇ ધ્રૂજતું નહિ, તાપે કોઈ સન્તાપાતું નહિ, રોગે કોઈ પીડાતું નહિ, વિરહે કોઇ ઝંખતું નહિ, દુઃખે કોઈ દૂભાતું નહિ. સંસારઓષધિઓનો એ ભંડાર હતો. મૃત્યુ પીતાં એ પણ મીરાંની પેઠે હસતે મુખડે મૃત્યુ પીતો, ને મૃત્યુમાંનાં અમૃતને ઝીલતો.

એ આનન્દમૂર્તિ હતો, અને દિશાકાળને આનન્દ પાવાને અવતર્યો હતો.

મનનો મોળો ન હતો, દિલનો કઠોર કે નઠોર ન હતો. છતાં પાણીથી પોચો ને કાળમીઢથી કઠણ હતો. એની બોલબરછીઓ ભાગ્યલેખો લખતી, એની નયનબરછીઓ સમશેરો સમી ઘૂમતી. પણ બોલબરછીઓ ને નયનબરછીઓ ઉભયની કિરણરેખાવલિઓ જગતકલ્યાણક હતી.

દેવો હસતા ત્ય્હારે એ હસતો. એ હસતો ત્ય્હારે વિશ્વની વાડીઓમાં દેવવસન્ત પ્રગટતી.

ગગન ગહન છે; પ્રારબ્ધ ગહન છે; પરબ્રહ્મ ગહન છે; બ્રહ્માંડનું અણુઅણુ યે ગહન છે: એ ગહનતાના પાતાળઘરા એનામાં હતા. કોક જ એને કળતું કે પૂરો પારખતું.

અકળિતની એ અકળિત કળા હતો,

દુનિયાંમાં દેવો વિચરે છે એમને કેટલાંક ઓળખે છે ? દુનિયાં દેવસૂની નથી. દુનિયાં દેવસૂની હોત તો શેષે ક્ય્હારની યે ઉશેટી દીધી હોત. એકાદે દૈવી જન નૌકાસંઘમાં હોય તો સાગર નૌકા તરાવે છે: એકાદી યે દેવજમાત પૃથ્વીસંઘમાં હોય તો શેષ પૃથ્વીભાર ઝીલે છે.

સમસ્ત વિશ્વફૂલડાંની ગૂંથેલી જાણે એ ફૂલમૂર્તિ હતો. પુષ્પપુષ્પની અર્કસુવાસ એના અંગઅંગમાંથી સ્ફુરતી.

દુનિયાંને ડોલાવણહારો એ કોણ હતો ?

માન સરોવરનો એ રાજહંસ હતો, કૈલાસનો એ ખાખી હતો, અલકાનો એ અવધૂત હતો, કાળગુફાનો એ જોગન્દર હતો. એ હતો પૃથ્વીની મહામાનવતાનો અવતાર. સૂર્યચન્દ્રમાં કિરણમંડળ સમેટાય છે એમ એનામાં મહામાનવતા સમેટાતી.

એ હતો જાણે યુગયુગાન્તરની આર્યસંસ્કૃતિની મહાકાય મૂર્તિ.

એવા હતા કૈલાસી મહારાજ: જાણે જગતઇતિહાસની પ્રતિમા.

એમને કોક શિખર કહેતાં, કોક સાગર કહેતાં, કોક આભ કહેતાં. એ હતા માનવકુળના એક પરમાણુ.

એમને કોઈ મોટર કહેતું, કોક વિમાન કહેતું, કોક પવન કહેતું, કોક વીજળી કહેતું, કોક પ્રેરણા કહેતું. સૂર્ય-મંડળમાંની પૃથ્વીછાયા અનન્તમાર્ગમાં ચાલે છે એમ એ તો હતો ધીરગંભીર તેજપગલે ચાલનારો સૂર્યચન્દ્રનો તેજપડછાયો.

અમૃતના એ અક્ષર લખતા ને અમ્મર ઇતિહાસો ઘડતા. હિમાદ્રિ ભૂંસાશે ત્ય્હારે એમણે લખ્યા ઇતિહાસો ભૂંસાશે.

એની એક આંખમાં કવિતા રમતી ને બીજી આંખમાં ઇતિહાસ.

એવી હતી એ માનવવંશની કલ્યાણમૂર્તિ. એવો હતો દુનિયાંનો એ ડોલાવણહારો.

એ સન્ધ્યાયોગે કૈલાસી મહારાજ એકાકી હિમાદ્રિ-શિખરોમાં વિચરતા હતા, આભમાંના ઓળાઓ વાંચતા હતા, અને અર્ધતેજ–અર્ધઅન્ધકારવર્ણો એ કાળયોગનું ગીત ગણગણતા હતા. સન્ધ્યા એ નિજનું ગીત સાંભળવાને ઘડીક થંભી હતી.

અજવાળાં આછાં આછાં થાય,
કંઈ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય. ધ્રુવ પદ.

છાની છાની મનમલકાતી, સ્મિતના પલવટ પાથરતી,
ધીરી ધીરી રજની જો ! છલકાયઃ
કંઈ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

ઉડતી કુંકુમવાદળીએ, વેરેલી ફૂલપાંખડીએ
દિનની જતી પગલીઓ ઝંખાય:
કંઇ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

તરુવરના ઝૂમખાંમાંથી, ગિરિવરના ઝરૂખામાંથી
અજવાળ્યાં અન્ધારાં ઢોળાય:
કંઈ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

નિરખી નભનો તારલિયો, ઝૂમઝૂમતો જગદીવડિયો,
રસિકોનાં લોચનિયાં લહેરાય:
કંઈ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

સન્ધ્યાની સન્ધિકામાં, ચન્દ્રાની ચન્દ્રિકામાં
અગમ્યનાં પાથરણું પથરાય:
કંઇ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

અજવાળાં આછાં આછાં થાય,
કંઇ અવિરત લહરે
આભની ભરતી ઉભરાય.

હિમાદ્રિશિખરમાળામાંનો પરમ વિરલ સન્ધ્યાયોગ જામ્યો હતો. પણ કૈલાસી મહારાજ એ સન્ધ્યાયોગથી પર જોતા ને જગતને કહેતા હતા કે ઇતિહાસો નહિ ભૂંસાય.

એ રાત્રી ઉતરીને દિવસનાં અજવાળાં ઉગ્યાં ત્ય્હાં

તો પૃથ્વીની દસ હજાર મહાનગરીઓમાં મળેલી ગંજાવર નગરસભાઓમાં બે કરોડ માનવતાએ સાંભળ્યું કે ઇતિહાસો નહિ ભૂંસાય. દેશદેશનાં પચ્ચીસ હજાર વર્તમાનપત્રોમાં અગ્રલેખો છપાયા અને પ્રજાપ્રજાના એક અબજ માનવસન્તાનોએ વાંચ્યા કે ઇતિહાસો નહિ ભૂંસાય. ધર્મમન્દિરોમાં એ ઉદ્બોધાયું, સિનેમાગૃહોમાં એ દર્શન કરાવાયાં, નાટકોમાં એ ગવાયું. વ્હાકાણીના પ્રાસાદોમાં, હોટલોમાં, શેરીશેરીને નાકે; શાળાઓમાં, શારદાપીઠોમાં; નગરચોકમાં, નગરબાગમાં, નગરગોખમાં, નગરસંથાગારોમાં એ મહામન્ત્રના ધ્વનિપ્રતિધ્વનિ ઉઠતા કે ઇતિહાસો નહિ ભૂંસાય: જાણે કૈલાસીના પૌર્ણમાસિક યજ્ઞમન્ત્રનો પૃથ્વી પડઘો પાડતી હોય ને કે

ઇતિહાસો ભૂંસાશે નહિ.



---

'ઇસ્લામ એટલે શાન્તિ–Peace. ના; લેનીનગ્રેડ ઇસ્લામનું મક્કા નહિ થાય. રાજધાની છે, ધર્મધાની નહિ થાય.'

ઈસ્લામમંડળને અપનાવવાને મોસ્કોથી નવમૌલવી આવ્યા હતા, અને સમરકન્દના નગરચોકમાં ભાષણધારાઓ વરસાવતા હતા. એ ધારાઓ વચ્ચે જાણે વીજળીનો કાટકો થયો, અને એક તૈમૂરવતની ગાજી ઉઠયો. મીરઝા ઉલૂઘ-બેગની વેધશાળામાં એ બોલના પડઘા પડતા.

યૂરોપી મૌલવીની વાક્‌ધારા વરસતી જ હતી.

'એશિયા એટલે પયગમ્બરો ને ધર્મશાસ્ત્રોની જન્મભૂમિ.

'માનવભાવનાઓમાં ધર્મ સર્વોપરી છે, એમ પૃથ્વી-ખંડોમાં એશિયા સર્વોપરી છે.

'રામ કૃષ્ણ બુદ્ધ મહાવીર ઝરથુસ્ત્ર મૂસા નબી કોકફ્યૂશિયસ ઈશુ ખ્રીસ્ત હઝરત મહુમ્મદઃ માનવતાનાં એ પરમોન્નત શિખરો, દેવમાર્ગની એ દીવાદાંડીઓ એશિયામાં પ્રગટી છે. આફ્રિકામાં યૂરોપમાં કે અમેરિકામાં એ મહામાનવતા પ્રગટશે ત્હારે ઇતિહાસ ઉચ્ચરશે કે પ્રગટી. એ સહુ છે સાત્ત્વિકતાનાં સ્વરૂપો.'

ગત દાયકાઓમાં ઘડાયેલ રશિયા હવે ૧૯૫–માં ધર્મને વહેમ કહેતું નહિ, એશિયાને કે એશિયાવાસીઓને અસંસ્કૃત કહેતું નહિ. ૧૯૦૦થી ૧૯૫૦ના દાયકાઓમાં

દુનિયાં કંઈક સાચા ઈતિહાસો શીખી હતી. ખંડખંડના પ્રજામંડળના મહાસમારંભોમાં એશિયા હવે સમાનતાનું નહિ, પણ સિંહાસનનું અધિકારી મનાતું. ભારત પણ ત્હેનું ઈતિહાસપદ પામતું જતું હતું.

મોસ્કોના નવમૌલવીનો પ્રવચનપ્રવાહ વળી વહવા માંડ્યો.

'એશિયા પયગમ્બરજનની છે; બાકીનું સારૂં જગત પયગમ્બરવાંઝિયું છે.

'જગતની બે અબ્બજ માનવતાને આત્માનાં સ્વાસ્થ્ય, આશાનાં અવલમ્બન, પુણ્યપાપની અમરઆયુષી ભાવનાઓ ભણાવી એ પૃથ્વીખંડ તે એશિયા.

'એશિયા એટલે મહાસંસ્કૃતિઓની માતા. એશિયા સ્વયં સંસ્કૃત છે; એશિયાએ પૃથ્વીની પ્રજાઓને અનેકધા સંસ્કૃત કીધી છે.

'એશિયાને અણઘડ કહેનારા જ કોક અણઘડો હશે.'

'તો ઇસ્તમ્બુલથી અંગોરા કેમ કહાડ્યો હતો અત્તા કમાલને?' સમરકન્દના જુવાને પૂછ્યું.

કુશળ વાચસ્પતિઓ વિકટ પ્રશ્નોના ઉત્તર આપતા નથી. યૂરોપી મૌલવીની વ્યાખ્યાનઝડીઓ વરસ્યે જતી, ને વચ્ચે વચ્ચે ઈતિહાસપ્રશ્નોની વીજળીઓ ઉડતી. મીરઝા ઉલૂઘબેગની વેધશાળામાંથી વંચાતા તારલાઓના પડછાયા ઝાંખું ઝાંખું પૂછતા કે એશિયા ભાષણોથી પાછો જીતાશે?

'હેનીબાલ ને નેપોલિયન યૂરોપી રણઈતિહાસના આલ્પ્સ છે. પણ આલ્પ્સથી આરારાટ ઉંચા, કોકેસસ ઉંચા, કારાકોરમ ઉંચા. અને હિમાલય એટલે તો પૃથ્વીપ્રાસાદની

છત્રછાયા. ઝર્કસિસ ને ડરાયસ, ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય ને શ્રી હર્ષ, એશિયાના મહાડિનીબાલ્ડો હતા; એટીલા ને એલેરિક, જંઘીસ ને તૈમૂર મહાનેપોલિયનો હતા.'

'નોગી ને ટોગો' શ્રોતામંડળમાંથી કોઇક ગાજ્યું.

મોરફ્ટોના વ્યાખ્યાનકેસરી મૂંઝાયા, ઝંખવાયા, ઉચ્ચર્યા:

'મ્હારી કને એ નામો બોલવવાં છે ?'

'ઇતિહાસ બોલે છે:' ઉત્તરનો પડઘો પડ્યો.

આટલાંન્ટિકને બે કાંઠે યુરોપ ને અમેરિકા ઉભા છે; પીસીફિકને બે કાંઠે અમેરિકા ને જાપાન ખડાં છે.

એશિયા અને યુરોપની વચ્ચે છે ન્હાના સાગરો ને મ્હોટાં સરોવરો; અને ઇસ્લામી રાજ્યમંડળનો સાતપૂડા નહિ, પણ ત્રિકૂટાચળ પથરાયેલો છે. કરાંચીથી બોસ્ફોરસ પર્યન્તનો છે પ્રથમ ને સાચેસાચનો ગિરિશિખરોનો દુર્ગ-કોટ. બીજી પર્વતધાર છે એડનથી સિનાઇ સૂધીની, એશિયાને પશ્ચિમઆરે. અને એ ત્રિકૂટાચળની ત્રીજી ધાર છે યુરોપથી દખણાદી ને રાતા સમુદ્રને સ્હામે કાંઠે, આફ્રિકાને પૂર્વઆરે, ઝાંઝીબારથી એલકેઝાન્ડ્રિયાની સાગરપાળે સમાતી. સારા જગતના રાજ્યમન્ત્રીશ્વરો નિજનિજની મન્ત્રસભાઓમાં પરસ્પરને સદા પ્રશ્ન પૂછે છે કે કાલનું જગતમહાભારત મંડાશે ત્ય્હારે ઇસ્લામમંડળનો ત્રિકૂટાચળ પૂર્વાભિમુખે ઉભશે કે પશ્ચિમાભિમુખે ?

કામસચાટકાથી કાસ્મોરિયાનો પૂર્વએશિયાનો પૃથ્વીપટો ત્ય્હારે જાપાનનો હતો. પછી પથરાયેલો હતો ઇસ્લામી રાજ્યમંડળનો ત્રિકૂટાચળ. એ ત્રિકૂટાચળની ઉત્તરે વિ-

સ્તરતો’તો યૂરોપી નવસંસ્કૃતિના પગથાર સમો રશિયાનો મહાવિસ્તાર; અને દક્ષિણે વિસ્તરતો’તો ઇતિહાસના મહાકાવ્યસમો હિન્દુસ્થાન. રશિયાની દક્ષિણે ને ઇસ્લામમંડળની વાચ્ચે વેરાયેલાં હતાં યૂરોપઅમેરિકાનાં સંસ્કૃતિસરોવરો. ઈ. સ. ૧૯૫–નો પ્રધાનતઃ એ પૃથ્વીનકશો. બૌદ્ધ ઇસ્લામી હિન્દુ રૂસ ને યૂરોપીઃ કાળદ્દષ્ટાઓ ત્હારે પૃથ્વીપાટલે એ પંચાક્ષરી પ્રધાન સંસ્કૃતિઓ વાંચતા. અને પૂછતા કે એ પંચાક્ષરી સંસ્કૃતિઓનો સમન્વય થશે કે સંગ્રામ ?

ઇસ્લામંડળના ત્રિકૂટાચળને અપનાવવાને રશિયા જાપાન ને ઇંગ્લાંડ જાણે શરત દોડતાં હતાં. જાપાનની અમીરકુમારીઓ ફારસી ભણતી, અરબ્બી ભણતી, અને ઇરાક ને ઇજીપ્ટમાં પરણતી. જાપાની આગબોટો અરબી સમુદ્ર, ઇરાની અખાત ને રાતો સમુદ્ર ખેડતી; ભૂમધ્ય સમુદ્રને તરી ઉતરી આટલાન્ટિક મહાસાગર ઉપર તરતી. લેનીનગ્રેડ ને મોસ્કોથી પ્રેરાયેલા ઇસ્લામ પાળતા યૂરોપી નવમોલવીઓ, પેરીસિયણ નટનટીઓ, પદભ્રષ્ટ અમીરઝાદીઓ એ ઇસ્લામમંડળના ત્રિકૂટાચળની નગરીનગરીએ રમતાં, ઘૂમતાં, ને કૂદડીઓ ફરતાં. ઇંગ્લાંડના ઇસ્લામી અમીરના મૈત્રીમંડળો પણ એ ઘટાઓમાં વિચરતાં.

પશ્ચિમ ઇસ્લામમંડળના એ પર્વતપૂડાઓ ૨૦મી સદીની પ્રથમ વીશીથી યૂરોપી છત્રછાયામાં હતા; એટલે કંઇક નચિન્તતાએ ને કંઇક ચિન્તાભાવે યૂરોપ એ ત્રિકૂટાચળમાં રમાતી રાજશેતરંજને નિહાળતો.

યૂરોપ સ્હમજતો કે એ ત્રિકૂટાચળમાં વાઘના વાસ હતા.

સમરકન્દમાંના આજના વાચસ્પતિ–મોસ્કોના નવ-મૌલવી તો એ ઈતિહાસશેતરંજના એક મ્હોરા હતા.

એ વાચસ્પતિ ચળવળકારની ભૂંગળગાજતી વ્યાખ્યા-નકલાના કલાસ્વામી હતા, અને એ કલાનાં કામણ ત્ય્હાં વેરતા હતા. ઈસ્લામમંડળને જીતીને એમને જવું હતું.

‘ઉમ્મર ખય્યામ, અત્તાર, રૂમી, મહામાનસ ફિર-દૌસી, પેલો સંસારશાણો સાઅદી ને રસમસ્ત હાફિઝઃ એમણે મધ્યએશિયામાં કવિતાના માંડવા રોપ્યા, અદ્ભુત અંગૂરો ઉગાડી, અને દિલડોલાવણહારો દ્રાક્ષાસવ જગ-તને પાયો.

‘મધ્યએશિયા એટલે માનવવંશનું પારણું.

‘બુદ્ધિવાદના આ યુગમાં—’

‘અમે કહિયે છીએ જ્ઞાન એ વિતંડા છે, શ્રદ્ધા એ શક્તિ છે. ઈસ્લામે ત્રીખંડને શ્રદ્ધાથી જીત્યો હતો.’

‘યુરોપને કાર્ડોવા ને વિધવિધની વિદ્યાઓ આપનારો ઈસ્લામી ઈતિહાસ એમ કહે નહિ. મધ્યકાલીન યુરોપનો કાર્ડોવા ગુરુ હતો. યૂરોપના નવવિજ્ઞાનની કાર્ડોવા માતૃ-ભૂમિ છે. અનેકાનેક—’

‘અનેકાનેક નહિ; ઈસ્લામ એટલે એકત્વઃ એક ખૂદા, એક પયઘમ્બર, એક કુરાન, એક ખલીફા, એક પ્રજા-ભાવ. રશિયા એટલે આજનું બાળક; ઈસ્લામ એટલે કાલ-નો પુરુષવ્યાઘ્ર’

મધ્યએશિયાના વછેરા ઉછાળે ચ્હડયા હતા, મોસ્કો-ની લગામને ગાંઠતા ન હતા. વિષુવ્રત ને ઉત્તરધ્રુવના જેટ

ઈસ્લામમંડળ અને રશિયાની નવસંસ્કૃતિનો સંગમ આજે તો સંભવપારનો ઈતિહાસપ્રસંગ કલ્પાતો.

'ખલીફ઼ા તો હિન્દમાં છે એ ને?' વક્તાસને પ્રશ્ન પૂછયો.

'મક્કા શરીફ઼નો જે ધર્મરાજવી, એ ખલીફ઼. ઇસ્લામને સિંહાસને રશિયા નહિ સ્થપાય. ઇસ્લામ રાજવીને પ્રણમે છે, રશિયા મજૂરોને પ્રણમે છે.'

'રશિયા વ્હેંચીને ખાય છે. રશિયામાં છે Equal opportunities for all. રશિયા એટલે સારી પ્રજાની સખાવત.'

'ઇસ્લામ એટલે હાતમ તાઈ. હાતમ તાઈ આલમને જમાડીને જમતો. Socialism તો હાતમ તાઈના હતા પાય, Communism એના હાથ, Bolsevism એનું મસ્તક. ગરીબ કે ધનાઢય, રાય કે રંક, આલમમાં ઈસ્લામ એક સુફ઼રાને જમે છે. હાતમ તાઈ દુનિયાંની મહેમાની કરતો, દુશ્મનની યે મહેમાની કરતો, દુનિયાંને સુફ઼રાનું પાથરતો. કહે છે કે એવો એક ગુજરાતમાં થયો છે જગડૂ શાહ.—ને રશિયામાં પ્રજા વ્હેંચીને ખાય છે? ઝાડનાં પાંદડે પાંદડાં તોડી તોડીને ખાય એ ઝાડ કેટલુંક જીવે? ઝાડનાં ફ઼ળ ખવાય, પાંદડાં ન ખવાય.'

રશિયાની નવસંસ્કૃતિના મહાગ્રન્થનું એશિયાએ જાણે અવલોકન લખવા માંડયું.

ત્હો પણ મધ્યએશિયાનું કોક જુવાનમંડળ મોસ્કોને ગું માનતું.

'રશિયામાં કોઈ ભૂખ્યું સૂતું નથી;' મોસ્કોએ સાચો પાસો નાંખ્યો.

'ફકીર ફાક્યૂકા કરે છે એ એક અમારે ભૂખ્યો સૂતો; શાખે નિબાતની કબ્ર ઉપર હાફિઝ ફાતિયા પઢતો, ને 'લયલા' 'લયલા' પોકારતો મજનૂન વનવનને ઢૂંઢતો ભમતો, એ એક આતમભૂખ્યા સૂતા. અમારે ત્ય્હાંનો ભૂખમરો ત્હમારે ત્ય્હાંથી આવ્યો છે. રશિયાનાં હિમરણમાં ઉગતું'તું શું? રશિયામાં એવા અન્નભૂખ્યા કે આતમભૂખ્યા કો નથી આજ?' અત્તા કમાલે સ્થાપેલી League of Islamic Nations—ઇસ્લામમંડળનો નબીરો મોસ્કોને યુગપ્રશ્ન પૂછતો હતો.

મોસ્કો મૂંઝાયું. ઉતાવળું થયું, આકળું થયું, બોલી ઉઠ્યું: 'ત્હમે ન સ્હમજ્યા.'

સ્હામો પડઘો પડ્યો કે 'ઈસ્લામમંડળ કહે છે કે રશિયા નથી સ્હમજતું'

'પણ રશિયા યુગધર્મ સ્હમજે છે.'

'રશિયા ધર્મ જાણે છે કે ધર્મશૂન્ય છે? રશિયા ધર્મને ધતીંગ કહેતું, નીતિભાવનાને બન્ધન કહેતું. રશિયા કિયો ધર્મ પાળે છે?'

'રશિયા લોકધર્મ પાળે છે.'

ભાષણ મટીને હવે સમારંભ વાર્તાલાપનો થયો હતો. સમરકન્દની શેરીઓ રસે સ્હડી હતી. અનેકની સ્હામે એક બુદ્ધિબળનો લકડીપટો ફેરવતો હતો.

'રશિયામાં ઘેરઘેર પયગમ્બર હશે ત્ય્હારે? ઈસ્લામ એક પયગમ્બરને માને છે. અને એ પયગમ્બરે ખુદાઈ

પયધામ ઉચ્ચાર્યો એ ધર્મ. રશિયાનો પયધમ્બર કોણ ? રશિયાનું શાસ્ત્ર કિયું ?'

'લોક સ્થાપે એ રશિયાનો પયધમ્બર; ને લોક સન્માને એ રશિયાનું ધર્મશાસ્ત્ર. રશિયા એટલે પરમ લોકશાસન.'

'રશિયાએ રાજાને ગોળીએ દીધો.'

'રાજાએ અનેકને ગોળીએ દીધા'તા.'

'થડ વિનાનું વૃક્ષ દીઠું છે ? અમ ઈતિહાસ કહે છે કે ખલીફો એ થડ છે ને ઇસ્લામમંડળ એ વૃક્ષ છે ધ્વજદંડ ઉપર ધજાગરો હોય; એમ ખલીફાના થડ ઉપર ઇસ્લામમંડળનો ઘટાઘેર ઉભો છે.'

'રશિયાનો પરમ મન્ત્ર છે Nationalogy–પ્રજાશાસન'

'ઇસ્લામનો પરમ મન્ત્ર છે Theocracy ધર્માધ્યક્ષ એ રાજવી, અને રાજવી એ ધર્માધ્યક્ષ. રાજદંડ ને ધર્મદંડ ઈસ્લામમાં નિરનિરાળા ન્હોતા.'

'ઇસ્લામમંડળની એ અધૂરપ છે. ધર્મના વહેમ–'

એ શબ્દે તો જાણે વંટોળ વાયા. મધ્યએશિયાના વાયવ્ય પગથારે વંટોળો વાય છે ને આંધી ચ્હડે છે એવી માનવમેદનીની ધૂમાધૂમ થઈને આંધી ચ્હડી. દાયકાજૂના રશિયાના એ બોલપડઘા હતા.

તોફાનનું પહેલું જોમ ઉતરી ગયે માનવસરોવરમાંથી શબ્દ ગાજ્યોઃ

'ઈતિહાસ કહે છે. કે ઈસ્લામમંડળનું એ આતમબળ હતું. રશિયાના માનવમિનારા કિયા કિયા ?'

વાગ્યુદ્ધનો વારો બદલાયો હતો. હવે ઈસ્લામ નહિ,

કૈલાસીની જમાતનું કિરણ એ વાક્‌યુદ્ધના સમશેરપટા ખેલતું હતું.

'રશિયાની નવસંસ્કૃતિના જ્યોતિર્ધરો એ રશિયાના માનવમિનારાઓ.'

'ઈસ્લામના રાજમહેલ મસ્જિદની છાયામાં હોય. ને મસ્જિદને મીમ્બરે હોય માનવમિનાર. ઈસ્લામ કહે છે કે સંસ્કૃતિનો ગુંબજ હોય ધર્મ. રશિયાને રાજ્ય વડું છે, ઈસ્લામને ધર્મ વડો છે.'

'બુદ્ધિયુગના મધ્યાહ્નને ઈસ્લામમંડળ હજી શ્રદ્ધાને રમકડે રમે છે:' મોસ્કો બોલ્યું.

'આવતી કાલનો મહિમા સ્હમજે છે એ સહુ શ્રદ્ધા પૂજકો છે: શું રશિયા કે શું ઈસ્લામમંડળ. ઈસ્લામ આયુષ્યવન્તો છે. રશિયા ઈસ્લામને નહિ ગળી જાય.'

'બે નદીઓના સંગમ થાય, આમૂ દરિઆ ને સીર દરિયા મળે છે, ત્ય્હાં કોણ કોને ગળી જાય છે? સંસ્કૃતિઓના સંગમ એવા છે. ઈસ્લામની મધ્યકાલીન સંસ્કૃતિ છે, રશિયાની અર્વાચીન નવસંસ્કૃતિ છે. મધ્યાકાલીનને અર્વાચીનતા ઓપ આપશે.'

'ઈસ્લામનો ઓપ છે અલ કુરાન. સંભળાવશો જ? કે સાંભળશો યે ખરા? કાળની ઘડીને ટકોરે ટકોરે જગત નવું સરજાય છે. પ્રગતિનું પગલું ભરે છે. નિત્યનિત્યે નવું શીખતો નથી એ ગઈ કાલની એક ઘડ ફૂટે છે. રશિયાનાં શાસ્ત્રો ને શસ્ત્રો ય તે ગઈ કાલનાં થયાં છે. ઈસ્લામ યૂરોપને નહિ છેડે; યૂરોપને કહેજો ઈસ્લામને છેડશો મા.'

મુખમાંથી જાણે તેજઝરણાં ઝરતાં હોય એવી શ્વેત

દહાડીવાળા એક વૃદ્ધ બોલ્યાઃ 'રશિયાના કાનખજૂરાને એક સો પાય છે, ઇસ્લામ એકથંભો છેઃ એક ખુદા, એક પયગમ્બર, એક કુરાન, એક ખલીફો.'

'યૂરોપી રાજ્યોને જેટલાં પ્રજાજન, એટલા પગ. યૂરોપ એટલે પ્રજારાજ્યો.'

'આંધળાંને પાટા બન્ધાવજો. ઝાર ને કયસર આથમ્યા, ને લેનીન ને મુસોલિનિ ને હિટલર પ્રગટયા. શહેનશાહો ગયા ને સરમુખ્તિયારો પ્રકાશ્યા. ૨૦મી સદીનો યૂરોપ પ્રજાવાદી નથી, સરમુખ્તિયારવાદી છે. ઇસ્લામ સંસ્કૃતિ છે, એશિયા સંસ્કૃતિમાતા છે.'

'રશિયા એટલે નવસંસ્કૃતિ.' મોસ્કોએ વાક્સમશેરિયો હતો, સહેજમાં હારે એવો ન હતો.

'સદીઓ જીવો અને પછી સિદ્ધ કરો. સિદ્ધ થયે માનીશું. પૂછું? રૂકનાબાદના ઝરણઆરે કે જમનાના સરિતઘાટે ગયા છો? મુસલ્લાના લતામંડપોમાં ને તાજમહાલયના આરસમંડપોમાં છે ઇસ્લામના પ્રેમપ્રાસાદો. જગતના પ્રેમજોગીઓ ત્ય્હાં જાત્રાએ જાય છે. રશિયાના પ્રેમપ્રાસાદો કિયા?'

'એ તો છે પત્થરપૂજા.'

'તાજમહાલયની યાત્રા એ પ્રેમપૂજા છે, પત્થરપૂજા નથી. કલાના અક્ષરે આરસમાં કોતરેલો તાજમહાલય એટલે દુનિયાનું દામ્પત્યસ્તોત્ર. રશિયા દામ્પત્યપ્રેમને ભૂલ્યું છે. ઇસ્લામ એટલે આત્માના બોલ. અને આત્માના બોલ જેટલો ઇસ્લામ છે અમ્મર.'

'આજનું ઈસ્લામમંડળ એ છે?' રશિયાએ સરવાળાનો પ્રશ્ન પૂછ્યો.

સમરકન્દમાં ત્‍્હારે તૈમૂર ન્હોતા, બાબર ન્હોતા. સમરકન્દમાં ત્‍્હારે આગલ્યા યુગનાં ખંડેર હતાં. સભા સ્તબ્ધ થઈ, અનુત્તર રહી.

'ત્‍્હમે તો ઈસ્લામમંડળનાં શિખરો ગણાવો છો, ને ખીણોને ઢાંકો છો.' પોતે એ જ કરતા હતા તે ભૂલી ગયા ને પ્રશ્ન પૂછ્યો.

'મ્હોટા પર્વતની મ્હોટી ખીણો. હા, ઈસ્લામમંડળની ખીણો યે મ્હોટી છે. પણ યૂરોપમંડળની કે ઈસ્લામ મંડળની—કઈ ખીણો ઢાંકી ઢંકાઈ? ને પર્વતોની ઉંચાઈ ખીણોથી માપો છો કે શિખરોથી? રશિયાવાસીઓ સહુ લેનીનો હશે?! ફ્રાન્સવતનીઓ સહુ નેપોલિયનો હશે?! ઇંગ્લાંડના કે જર્મનીના બધા કવિવરો શેક્ષપીયર કે ગોઇથ નથી. શિખરોને માપવાં એ ઇસ્લામમંડળની ભૂલ હોય તો પૃથ્વીની પ્રજાપ્રજા એ ભૂલે ચ્હડી છે.' કૈલાસી બોલ્યા.

'ત્‍્હમે કોક ઇસ્લામી નથી, જગતસંસ્કૃતિઓના સંરક્ષક છો. આજનો એશિયા ઇતિહાસઅભ્યાસી નથી આટલો.'

'હા, હું કૈલાસી છું. કૈલાસીઓની જમાત છે જગતસંસ્કૃતિઓનાં ઢાલકવચ. રશિયા ને રશિયાનું, ઈસ્લામ મંડળને ઈસ્લામનું, ખ્રીસ્તમંડળને ખ્રીસ્તનું, બૌદ્ધસંઘને બુદ્ધનું, હિન્દુવંશને હિન્દુત્વનુંઃ સહુને નિજનિજનું ને જગતનું સર્વોત્તમ શીખવવું અને સહુના સર્વોત્તમનો સમન્વય સાધવો એ છે કૈલાસીધર્મ. ખ્રીસ્તીને બાઇબલ પહેલાં

કુરાન શીખવે, કે ઇસ્લામીને કુરાન પહેલાં ગીતા શીખવે, કે હિન્દુને ગીતા પહેલાં બાઇબલ શીખવે: એ સહુ હિમાલયથી ભૂલોના છે નમૂના. સહુ સંસ્કૃતિઓ નિજનિજના પાયા ઉપર ઉભે, અને એમ અખંડ ઉભીને હૈયાં શું હૈયાં મિલાવે એ અમ કૈલાસીઓનું હેયધ્યેય.'

'જગત જાણે છે—ને રશિયા જાણે છે કે કૈલાસીઓ માનવવંશના કલ્યાણકર્તા છે:' રશિયા બોલ્યું. અને પછી પૂછ્યું; 'ત્હમે રાજાવાદી કે પ્રજાવાદી?'

મોસ્કોનો એ મધ્યવર્તી પ્રશ્ન હતો. કૈલાસીને મૂંઝવવાને મોસ્કોના વાચસ્પતિ કલાસ્વામીએ એ પ્રશ્નનો પાસો નાંખ્યો હતો.

રશિયા પગસંચાર કરે છે ત્ય્હાં ત્ય્હાં રાજાપ્રજાનો આન્તરવિગ્રહ જગાડે છે.

રશિયાએ માન્યું કે કૈલાસીને મહાત કરૂં છું. પણ એ મહાત ન્હોતી, ક્ષણિકની શેહ હતી. નિધડક કૈલાસીએ બાણુ છેદતું પ્રતિબાણુ નાંખ્યું.

'એકદા એક ઘરમાં પતિપત્નીને કુટુમ્બકલહ થતો હતો. અણુચિન્તવ્યા અમ કૈલાસીજી મહારાજ ત્ય્હાં જઈ ચ્હડયા. પતિએ ને પત્નીએ પ્રથમ તો કૈલાસીને પોરહાવ્યા કે પોતાના થાય. પરને પોરહાવે છે એટએટલાં પતિપત્નીઓ ને રાજાપ્રજાઓ પરસ્પરને પોરહાવે તો અડધેરાક કુટુંબકલહો ને રાજકલહો ઉગતા જ આથમે. પછી પતિપત્નીએ પૂછ્યું કે ત્હમે પતિવાદી છો કે પત્નીવાદી? કૈલાસી મહારાજે કહ્યું હું પતિવાદી યે નથી, પત્નીવાદી યે નથી: હું તો દમ્પતીવાદી છું. ન જાણતું હોય તો જગત જાણી લે

કે સંસારપક્ષે, રાજ્યપક્ષે, ધર્મપક્ષે, ફિલસુફીપક્ષે, સમસ્ત માનવપ્રવૃત્તિમંડળે કૈલાસીઓ સમન્વયવાદી છે.

'એ તિથિએ પછી કૈલાસી મહારાજે અન્ય ઘેર આહારપાણી લીધાં એ ઘેરની પતિએ કે પત્નીએ પછી કૈલાસી મહારાજને ભિક્ષા પીરસી નહિ.

'પતિઓ કે પત્નીઓ, રાજાઓ કે પ્રજાઓઃ નિજ-નિજનાં ગાયાં ગાય છે, દામ્પત્યનાં ગાયાં ગાતાં નથી. દુનિયાં દામ્પત્યધર્મ ભૂલતી જાય છે.'

રશિયા નહિ; હવે કૈલાસી નગરમન્દિરના અધિષ્ઠાતા હતા. આચાર્યની આત્મસ્પર્શી વાણી બાળ કૈલાસી બોલતા હતા.

સોનાનાં પાત્રે સત્યનાં મ્હોડાં છન્દાય તો એ કૈલાસી જ નહિ.

પ્રત્યેક કૈલાસી સૂર્યનું કિરણ છે, ને સાચની છબિ ચીતરે છે.

'ઈતિહાસ એટલે કાળની કડીઓ. એક વાદળીને વાંચે છે એ ઈતિહાસનું એક પૃષ્ઠ વાંચે છે. વિશ્વજ્યોતિષીઓ સારા ગગનમંડળને વાંચે ને વિચારે. આજ તો સરોવરને સાગર અને દીવાને સૂર્ય કહેવા એ સૌ દેશે યુગધર્મ મનાય છે. દીવાની પેરે ઘડીએપલકે પ્રગટે ને હોલવાય એ સૂર્ય, કે એકનિષ્ઠ નિત્યપ્રકાશિત હોય એ સૂર્ય ? મહાસરિતાઓ સમી સંસ્કૃતિઓ સનાતન છે, અખંડવ્હેતી છે. સંસ્કૃતિઓના ને સરિતાઓના સંગમ સંભવે; કોઈ ને કોઈ લોપશે નહિ. ઇસ્લામને સુગટે પૂરોપ નહિ બેસે '

લોકમેદની રસે ન્હડી હતી. જીતવાને આવેલું રશિયા હારતું હતું માત્ર નહિ, મહાત થતું હતું.

તે તિથિએ મધ્યએશિયાને પ્રતિતિ થઈ કે એશિયા હજી સજીવન છે.

માનવમેદની વિખેરાઇ. સમરકન્દની શેરીશેરીમાં વિજય-ધ્વનિ ગાજતા હતા. જાણે જંગબહાદુર કો નવતૈમૂર દુનિ-યાંની દિશાઓ જીતીને આવ્યો.

રાજમાર્ગે લોકો વાતો કરતા જતા હતા.

એકે કહ્યું: ઇતિહાસ કહે છે કે પ્રજાવાદે સુક્રાતને વિષ પાયું.

બીજો બોલ્યો: શાહવાદી નીરોએ નગર બાળ્યું હતું.

માર્ગે એક કૈલાસી જતા હતા. એમણે એ વાક્ય-બ્હેરખો સાંભળ્યો. કૈલાસી બોલ્યા:

'બિરાદરો! રાજાપ્રજા છે એક જ કાળવહીનાં પૂતળાંઓ. ત્રીજું કો તખ્તે વિરાજે એમ છે નહિ—એવું બોલે છે માનવવંશની કાળવહી. રાજદમ્પતી સમા રાજાપ્રજા ઉભયને રાજસિંહાસને સ્થાપો ને વધાવો.'

એશિયા અને યૂરોપની વચ્ચે ઇસ્લામમંડળનો ત્રિકૂ-ટાચળ વિસ્તરતો પડ્યો હતો, અને એ ત્રિકૂટાચળને અપનાવવાને મોરક્કોનાં જાપાનનાં યુરોપનાં ઇતિહાસમન્થનો દાયકાઓથી મંડાયાં હતાં.

ø

---

તારિકાઓની એ તેજમંડળી હતી. અને પ્રત્યેક તારિકા આપે–આપેનો સૂર્ય છે.

ત્હાં ટોળે મળેલી તારિકાઓ ભરતખંડના દેશદેશની સૂર્યજ્યોતિઓ હતી-

પૃથ્વીના સૃષ્ટિસૌન્દર્યની પટરાણી સમી એ સૌન્દર્યભૂમિ હતી, કવિકુલગુરુ કાલિદાસની એ જન્મભૂમિ હતી. અચ્છોદ સરોવરે ત્હાં કાદમ્બરી ને નૂરજહાંન ને લાલારૂખ રસનીતરતાં ન્હાયાં હતાં; શ્રી હર્ષ ને બ્હીલ્લણ, અકબરશાહ ને જહાંગીરશાહ ત્હાં દિલસરોવરમાં તર્યા હતા. સૃષ્ટિની એ સૌન્દર્યભૂમિમાં જળકુંજો હતી, ને એ જળકુંજોની વચ્ચે નગરી હતી. ત્હાં બેસીને પૂર્વે બાણ ભટ્ટ ગગનમંડળને વાંચતા અને આલેખતા.

નક્ષત્રો ને રાશીઓ વાંચી–વાંચીને ત્હાંના રસજોષીઓએ જોષ જોયા હતા કે એ સૌન્દર્યજ્યોત પર્વતમાળને ઓળંગશે ને સાગરપાળને જીતશે.

પછી સરિતાઓને પર્વતમાળાઓને સાગરપાળને એ સૌન્દર્યલહરીઓ જીતી હતી. ત્હાંથી જઈને મધ્યભારતનાં ઉજ્જયિનીનાં ઉદ્યાનોમાં શાકુન્તલ ને મેઘદૂત રચાયાં, ત્હાં અચ્છોદને આરે કાદમ્બરી લખાઈ, ત્હાંનાં સૌન્દર્યખેતરોમાં કેસરપુષ્પો પ્રગટયાં. એમ કાશ્મીરથી રામપાજ પર્યન્ત એક સંસ્કૃતિનાં પૂર પ્રસરી રહ્યાં.

એ સૌન્દર્યભૂમિએ પછી બાદશાહોને જીત્યા ને

બાદશાહબેગમોને વશ કીધી. બાદશાહો ને બાદશાહણો બોલ્યાં કે

અગર ફિરદોસ બર રૂએ ઝમીનસ્ત,
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.

આજે યે કાશ્મીરભૂમિ પૃથ્વીના સૃષ્ટિસૌન્દર્યની પટરાણી છે. ત્હાંની કુંજોની કવિતા, ત્હાંની સૌન્દર્યરાણીઓની કીકીઓમાંની કવિતા સમી, હિમાદ્રિની ગગનઅટારીઓ સમી, આજે યે જગત્‌અદ્વિતીય છે.

જગતની એ સૌન્દર્યભૂમિની લતાંકુંજોમાં આજ રૂપરાણીઓની સભા મળી હતી. ઉત્તરધ્રુવપ્રદેશની રમણીં એ સૌન્દર્યભૂમિની સૌન્દર્યયાત્રાએ આવી હતી, અને સુન્દરતાને સુન્દર કરવાને મથતી હતી.

કાશ્મીરની જળકુંજોમાંના નગરમંડપના લતાગૃહમાં ત્હાંની સોહાગણની સાહેલીઓ, ફૂલવાડીમાં ફૂલપાંખડીઓ ટોળે મળે એમ, ટોળે મળી હતી.

ન્હાનીન્હાનકડી પણ તેજસ્વિની મંહી કવચિત્રીઓ પણ હતી. કુંજની ડાળીડાળીએ બેસતાં જ બુલબુલો બોલે એમ આવતાં વારને જ રૂપરાણીઓએ પાદપૂર્તિની રસરમત માંડી.

એક રૂપસુન્દરીએ પૂછ્યું:

સુન્દરી સૌન્દર્યથી કોણે સજી ?

ચોપાટના પાસા નાંખે એમ રમલના પાસા સમા કવિતઉત્તર રૂપરાણીઓએ નાંખવા માંડયા ને મંહી નિજનિજનાં ભાગ્ય વાંચવા માંડયા.

એક રસરાણીનો કવિતરસ નિર્ઝર્યોઃ કુદરતે.

સ્વર્ગગંગા સેંથીમાં સોહામણી,
ટીલડીમાં સૂર્ય ને શશીના મણિ;
રમ્ય કુદરત ભવ્ય સૌન્દર્યે ભરી,
સુન્દરી સૌન્દર્યથી એણે સરી.

ખુલબુલ બોલે ને ફૂલડાં પ્રફુલ્લે એમ એ મધુરવા કવિતાબોલે સુન્દરીઓનાં પોપચાં પ્રફુલ્લી રહ્યાં.

કાશ્મીરની એ સૌન્દર્યદીવડીઓ હતી. એ રૂપરાણીઓને નિરખવાને યક્ષો ગન્ધર્વો સિદ્ધો આવી આવીને હિમાલયને શિખરે બેસતા.

એક પેરીસિયણ નાટકતખ્તા ઉપર નાચીઘૂમીને થાકી. પછી તે લેનીનગ્રેડમાં જઈને રહી. પેરીસનું ઉતરેલું યૌવન લેનીનગ્રેડમાં જઇને વસે છે. એનું યૌવાન ઉતરતું હતું; પણ નાઝોનખરાં ઉતર્યાં ન હતાં. પાલવઝૂમખાંને પાંદડે પાંદડે તેજના ઝબકદીવડા ઝબકે છે એમ એનાં રૂપઅંગોએ ઝબકદીવડા ઝબકતા. લેનીનગ્રેડના એક વડા અધિકારીને એણે મોહપ્યાલા પાયા અને આંખમાં કામણ આંજ્યાં. અને પછી, પશ્ચિમની પાટનગરીઓનાં નાટ્યગૃહો અને સૌન્દર્યભવનોને ઘૂમી વળી હતી એ ગુણમૂલ્યે, પૂર્વનાં સરિતાઓ ને સરોવરો, ઉદ્યાનો ને પુષ્પકુંજોમાં ઘૂમવાના અને ત્ય્હાંની જનતામાં ઠામઠામ લેનીડગ્રેડ વાવવાના અધિકારે એ નિમાઈ હતી. પશ્ચિમની તેજછાયાઓ પૂર્વના રમણીમંડળે પાડવી એ એનો અધિકારધર્મ હતો. આજે એ સુન્દરી કાશ્મીરની સૌન્દર્યભૂમિની સૌન્દર્યયાત્રાએ આવી હતી, અને કાશ્મીરની સોહાગણે લતામંડપમા રૂપરાણીઓની સભા ન્હોતરી હતી.

સન્ધ્યાકાળે તારિકાઓનાં ઝૂમખાં ગગનઅટારીએ ઉતરે છે એવાં કાશ્મીરની સૌન્દર્યતારિકાઓનાં ઝૂમખાં નગરમંડપના લતાગૃહે ઉતર્યાં હતાં. લતાગૃહમાં જાણે રૂપ-રાણીઓની દીપમાળા પ્રગટી હતી.

મધ્યએશિયાને આરે પૂર્વપશ્ચિમનો ત્ય્હારે સન્ધ્યાકાળ હતો. અને કાશ્મીરની કુંજો છે મધ્યએશિયાને દક્ષિણઆરે.

એ સહુ રૂપસુન્દરીઓ માત્ર ન્હોતી; ભારતની ભાગ્યવિધાત્રીઓ હતી.

પછી એ આવી–પૃથ્વીઘૂમતી પેરીસિયણ. મયૂરીના ઠમકાથી આવી, પણ એનાં તેજ ઝાંખપ મારતાં. એની દેહમુદ્રામાં હિન્ડોળ હતો, એના પાય વેલીની ઝૂલતી ગતિએ ચાલતા, એની આંખોમાં આથમતાં તેજ હતાં, એનાં હાસ્યમાં ઝબકારા હતા, એની ભ્રૂકુટિમાં બાણ હતાં. એનો અંગમરોડ મોહવર્ણો હતો. પણ સૂક્ષ્મદષ્ટાને દેખાતું કે એની મોહઋતુની એ છેલ્લી તિથિઓ હતી. ક્ષિતિજને આરે ઉભી ઉભી એ ઝબકતી હતી.

કાશ્મીરની સુન્દરીઓને લેનીનગ્રેડના રંગે રંગવાને ફરતી ફરતી એ આજ કેસરકુંજોમાં આવી હતી. જાણે ગુલાબને રંગવાને બળતો આવ્યો !

સુન્દરીવૃન્દને સુન્દર સલામ કરીને તે બેઠી. એનું જાજરમાન ઝળહળતું હતું.

રસિકાઓની પાદપૂર્તિની કવિતારમત ચાલતી હતી. હીરા જેવો બીજીએ બોલ નાંખ્યો; પ્રેરણાએ.

ગગનમંડળમાં વહે છે વીજળી,
તેજની એ વેલ વિશ્વે ઝળહળી;

ને જગાવ્યા જ્યોતિ તિમિરોને બૂઝી,
સુન્દરી સૌન્દર્યથી એણે સજી.

રૂપજ્યોતથી જગતને તઅજ્જુબ કરનારી રૂપરાણીઓ એ કવિતાજ્યોતથી તઅજ્જુબ થઈ. પરસ્પર રસની છાલકો નાંખે એમ રૂપરાણીઓએ નયનોનાં તેજ નાંખ્યાં ને હસ્યાં.

અને પછી એક રૂપસુન્દરી બોલી. કેસરની કળી બોલે તો એવું બોલે, શુદ્ધ કવિતા બોલે ત્હારે એવું બોલે છેઃ એવું એ બોલતીઃ વિધાત્રીએ.

બ્રહ્માની પુત્રી વડી વિધાત્રી છે,
ત્હેની સહિયર પૂર્ણિમાની રાત્રી છે;
એક વેળા પૂર્ણિમા ઢાળી ઝૂઝી,
સુન્દરી સૌન્દર્યથી એણે સજી.

'બલિહાર !' 'બલિહાર !' 'હજાર વાર બલિહાર.' સૌન્દર્યમંડળી બલિહારશબ્દે ગાજી ઉઠી.

રૂપની ડાળખીઓ ડોલે એવી ડોલમડોલ થઈ રહી. પ્રફુલ્લેલાં પોયણાં ચન્દ્રમાને નિહાળી રહે એમ સ્મિતપ્રફુલ્લેલી રૂપરાણીઓ એ કવયિત્રીને નિહાળી રહી. કલ્પના એની કીકીઓમાં ચમકતી; કવિતા એની ભમ્મરધારે બેઠી હતી.

એણે—એ આગન્તુક પેરીસિયણે પણ વણસ્હમજ્યા વિવેકની પ્રસંશાદ્રષ્ટિ ઢાળી, કવયિત્રીને આછી સ્મિતલહરીએ વધાવી. પેરીસિયણને એ પરદેશની ભાષા હતી.

સુન્દરીઓને હૈયે હૈયે સૌન્દર્યજ્યોતની શિખાઓ પ્રગટી.

એવે સહસા લતામંડપને બારણે વીણા વાગી, અને એ વીણાનાદમાં પેલી જગતવિખ્યાત કવિતાધારાઓ ઢળાઈ.

धीरसमीरे यमुनातीरे वसति वने वनमाली.

વીણાનાદે રસિકાઓના ઉરસાગરમાં ભરતીનાં હેલિયાં ડોલી ઉઠયાં, અંગઅંગો રસનૃત્યે નાચી રહ્યાં.

કાશ્મીરની રૂપરાણીઓને આંગણે રસજ્યોત ભીખારણ આવી હતી.

સૌન્દર્ય શું એ એની વીણા બોલતી, રૂપ શું એ એની દેહમુદ્રા બોલતી. એ તો જમનાઘાટની કોક ગોપિકા કાશ્મીરની કુંજોમાં ભૂલી પડી હતી.

'આવો, લતામંડપમાં આવો;' કહી એ અતિથિયણને બારણેથી લતાગૃહમાં આમન્ત્રી લાવ્યાં; અને સભાગૃહની વચ્ચોવચ્ચ તખત હતું એ તખતે એ રંકને સ્થાપી.

એ કોણ હતી ?

સુન્દરીઓના સિંહાસને બેસનારી એ જમનાઘાટની ગોપિકા હતી. કોયલને કંઠે બોલતી, રાધિકાના ગાયાં ગાતી. કાશ્મીરની રૂપરાણીઓએ જમનાઘાટની એ રંક રસજ્યોતને સિંહાસને સ્થાપી. એની ગીતતન્ત્રી–બે છેડે બે સ્વરભંડાર ભરેલી એની ગીતતન્ત્રી એના ઉછંગમાં ઢળેલી હતી.

'ત્હમે જમનાઘાટનાં છો ?' કાશ્મીરના એક બુલબુલે પૂછ્યું.

'હા, હું જમનાઘાટની ભીખારણ છું.' બુલબુલને કોયલે ઉત્તર આપ્યો.

'જમનાઘાટનું ગીત એક ગાશો ? સુન્દરીઓ સૌન્દર્ય ઓવારી જશે તમ ઉપર અને કદમ્બકુંજના એ રસસ્વામી ઉપર. જમનાઘાટ એટલે જગતનો રસઓવારો. ગાશો ?'

જમનાઘાટની ભીખારણ કને કાશ્મીરની રૂપરાણીઓ

ગોપીગીતની ભીખ માગતી હતી. ગોપિકાએ વીણા રણકાવી, કંઠ ખોલ્યો, નિજનાં ને પરનાં હૈયાં ઉઘાડયાં, અને ઉરઉરમાં કવિતા દેવીને પધરાવ્યાં.

जयति तेऽधिकं जन्मना व्रज,
श्रयति इन्दिरा शश्वदत्र हि.

હૈયાનાદ સમો ગોપિકાનો વીણાનાદ ગાજતો, અને એને રસહિન્ડોળે રસિકાઓ ડોલતી હતી. ત્હાં ત્હારે એ વરસતું હતું ને ફરફરતું હતું કે જે વિદ્યામાં નથી, જ્ઞાનમાં નથી, ફિલસુફીમાં નથી; પણ સંસ્કૃતિ ને સંસ્કારમાં છે, પ્રકૃતિ ને પ્રેરણા ને કવિતામાં છે.

નયનો ચમક્યાં, અંગો સળક્યાં, ઇન્દ્રિયો સતેજ થઇ, મનોરથો મૂર્તિમન્ત થયા. દુનિયાં દેખતી ન્હોતી તે એ સૌન્દર્યસોહાગણો ત્હારે પેખતી.

જગતમાં જ્હાં જ્હાં રસિકો છે, ત્હાં ત્હાં એ ગોપીગીત ગવાય છે; જ્હાં જ્હાં રસિકાઓ છે, ત્હાં ત્હાં એ ગોપીગીત ઝીલાય છે. કાશ્મીરની રસરસિકશ્રેણીની એ રસમંડળી હતી, વણ્ન્હોતરે ગોપીગીત ઝીલતી હતી.

કળીઓ ઉઘડી ફૂલડાં થાય, ફૂલફૂલની પાંખડીપાંખડી તેજકિરણે થનગને, ને વેલીઓ ડોલે, ફૂલડાં ડોલે, પાંખડીઓ ડોલે, ને પાંખડીઓમાંનાં પરિમલકિરણો ડોલેઃ એવી લતામંડપમાંની લતાઓ અને સૌન્દર્યલતાઓ ડોલતી. એમની દેહમુદ્રામાંથી રસચેતનના ફૂવારા ઉડતા.

ઘડીક તો એ રંક ભીખારણે કાશ્મીરમાં વૃન્દાવન ખડું કીધું.

સહુને લલાટે લલાટે જાણે દીવા પ્રગટયા હોય એવાં ભાગ્ય ચમકતાં.

આઘે અને આઘે જતી કો મહિયારીની સૂરાવટ જેવી, ક્ષણે ક્ષણે આથમતી ચન્દનીની સુન્દરતા સમી, એ સૂરમાળાની મંજુલતા પછી શમી ગઇ. ગીતમાધુરી મધુરપના દેશમાં મહાલવાને સિધાવી. રસિકાઓ રસતરબોળ થઈ રહી.

અને પછી ભાષણ મંડાણું: જાણે ચન્દનીની ફરફર પછી કરા પડયા. જમનાઘાટના કદમ્બપરિમળો સમા ગોપીગીત પછી ભાષણનાં ચર્ચાવિવરણ એ જાણે વાંસળી પછી તુંબડીમાંના કાંકરા વાગ્યા જેવું લાગતું.

ગીત સ્ત્રીસ્વાભાવિક છે એવું ભાષણ સ્ત્રીસ્વાભાવિક નથી.

વાણીદેશે ભાષણ તે નર છે, ગીત તે નારી છે.

'સુન્દરીઓ! સ્વતન્ત્રતા એટલે પૃથ્વી ઉપરનો મોક્ષ. સુન્દરીઓ! સુન્દર છો, સ્વતન્ત્ર થાવ. સ્ત્રીસ્વાતન્ત્ર્ય એટલે જગતની સુન્દરતાનું સ્વાતંત્ર્યઃ લગ્નબન્ધનોમાંથી, સંતતીબન્ધનોમાંથી, સંસારબન્ધનોમાંથી સ્વાતન્ત્ર્ય.'

પારિસનું આથમતું સૌન્દર્ય ઉચ્ચરતું હતું, અને અર્ધસત્યોનાં ઈન્દ્રજાળ ખડાં કરતું હતું. સૈકાભરના ધ્વનિપ્રતિધ્વનિઓની પરંપરામાં એ શબ્દમન્ત્રોમાંનાં ચૈતન્ય, પાળો ન પળાયે, ચૂંથાઈ ગયાં હતાં. ઘાંટો પાડવા જતાં સુન્દરીનો સ્વભાવમધુરો સ્વર થરડાતો હતો.

'સ્વતન્ત્રતા એ વ્યક્તિજીવનનો ને પ્રજાજીવનનો પ્રાણવાયુ છે.'

કોયલ મોર પેરે બોલતી હતી. એનો એ મન્ત્રોચ્ચાર પૃથ્વીકીલાનું સત્ય હતું.

'સ્ત્રી કરે છે તે સૌ પુરુષથી થતું નહિ હોય. પુરુષ કરે છે ને સ્ત્રીથી ન થાય એવું કેટકેટલું ?'

Emancipation of Woman આજનો વ્યાખ્યાન વિષય હતો. એ મન્ત્રને નામે ઘણુંખરૂં સ્ત્રીઓ પુરુષ થવાના કોડ ઉચ્ચારે છે. લેનીનગ્રેડમાં સ્ત્રીને પુરુષ થવાના મોહ પ્રગટ્યા હતા. સ્ત્રીમાંથી પુરુષપલટાનો અખતરો લેનીનગ્રેડની પેરીસિયણ કાશ્મીરમાં જ આજ જગાડતી હતી. સ્ત્રીપુરુષની જાણે એક જાતિ કરવાનાં જગતમાં ઉત્થાપન વાગતાં હતાં.

'સુન્દરીઓ ! સુન્દર છો ને સ્વતન્ત્ર થાવ. જગતની સૌન્દર્યભૂમિ કાશ્મીર છે, ને કાશ્મીરની સૌન્દર્યરાણી કાશ્મીરણ છે. કાશ્મીરણનું યૌવન નિર્બન્ધ ઉડવા વાંછે છે. છૂટો ને ઉડો. મેનાની પાંખો બાંધીને કો કહે કે 'ઉડ;' તો એ મેના કેટલુંક ઉડે ? સોનાનાં પણ પીંજર છે, રત્ન જડ્યાં પણ પીંજર છે, લગ્નનાં પણ પીંજર છે, પ્રેમનાં પણ પીંજર છે. સંસારનાં સહુ પીંજરો છાંડો. હંસીઓ સરોવરમાં મહાલે, કોયલો વગડો ભરીને બોલે, ગરૂડિણીઓ ગગનમંડળને ઓળંગે. એક પુરુષજાત કાજે પૃથ્વી કાંઈ નથી સરજાઈ. દુનિયાંની સમૃદ્ધિઓ ભરછક છે; દુનિયાંની સમૃદ્ધિઓને સુન્દરી શણગારશે ત્હારે દુનિયાં સુન્દર થશે. રસિકાઓ વિના જગતે રસસરિતાઓ કોણ વહેવડાવશે ? Heram–મહેલોમાંનાં અન્તઃપુર કંઈ ઘર નથી, પુરુષબાંધ્યા કિલ્લા છેઃ રતનશણગારેલા, પણ કોટકાંગરાળા. સ્વતન્ત્રતા ! પંખીઓનો પશુઓનો પણ એ પ્યારો શબ્દઃ માનવીને

અળખામણો લાગશે? સ્ત્રીસ્વાતન્ત્ર્યનો ઝુંડો ફરકાવો. લગ્ન એ પુરુષઘડી બેડી છે, સન્તાનો એ કુદરતજડી બેડી છે. સંતતી નિયમનનું નવશાસ્ત્ર જન્મ્યું છે સ્ત્રીજનતાની વ્હારે ચ્હડવાને. ચાર પત્નીઓ પરણે એ પુરુષ પત્નીવ્રતી; તો પાંચ પતિ કરે એ સ્ત્રી પતિવ્રતા શા કારણે નહિ? એ છે નવયુગની નવદ્રૌપદી. વસ્તુતઃ Marriage is a three-legged race. લગ્ન તો પતિનો યે પગ બાંધે છે, પત્નીનો યે પગ બાંધે છે. પતિનો પગ છુટ્ટો હોય એટલો પત્નીનો પગ છુટ્ટો શાને ન હોય? પાપનો હક્ક શું એકલા પુરુષને જ છે? હવા ને અજવાળાં આડી સ્ત્રીજનતાને છે જાળીઓ. દુનિયાંનાં દર્શનનો અમને નિષેધ શાને? શારદાપીઠો રાજસભાઓ મન્ત્રસભાઓ સેનાપલટણો ઓફિસો પુરુષો કાજે જ કેમ? સ્ત્રીજાતિ શું પ્રજાઅંગ નથી? આરોગ્ય ને ભણતર છે સ્ત્રીજનતાનાં અન્નપાણી. બુલબુલ છો; સંસારની ડાળે ડાળે ઉડો, વૃક્ષવૃક્ષની પલ્લવમંજરીઓમાં જઈને હીંચો. ફૂલડે-ફૂલડેથી મધમાંખ મધ વીણે છે; સંસારને ફૂલડે-ફૂલડેથી મધ વીણો. સતી થવાનો ચાલ તો હવે બન્ધ થયો છે: સતી થવું એ સ્ત્રીવહેમ હતો. લાજના બૂરખા ને મર્જાદના અન્તઃપુરો પરિત્યાગો. સ્ત્રીજનતાના બેસ્ટાઈલ તોડો. જગતની વાડીઓ માત્ર એક પુરુષજાત માટે નથી.'

ટેટાની લૂમો ફૂટે એમ શબ્દોની લૂમો ફૂટતીઃ જાણે સ્ત્રીપુરુષની ઘેરો મંડાઈ ને હોળીની તડાફડી જામી. પોપટની પેર એને ગોખેલું બોલવાનું હતું.

જ્યહારે જ્યહારે 'સ્ત્રીઓનો પ્રશ્ન' ચર્ચાય છે ત્યહારે

ત્હારે ઘણુંખરૂં જાણે Sex War—નરનારના જાતિભેદનો સંગ્રામ કેમ મંડાય છે? પંખી ઉડે છે એમ માનવી ઉડી શકે નહિ; સ્ત્રીવેલ સન્તાનફૂલડાં પ્રસવે છે એમ પુરુષવડલો પ્રસવી શકે નહિ; સ્ત્રીમૂર્તિ સુન્દર છે, પુરુષપ્રતિમા ભવ્ય છે; એવાં એવાં કુદરતનિર્માણો યે સ્ત્રીસ્વાતન્ત્ર્યના વાચસ્પતિઓ ને વાક્સ્વામિનીઓ વીસરી કેમ જતાં હશે? સ્ત્રીસ્વાતન્ત્ર્યના અતિપૂજારીઓ સંસારની ભૂલો સુધારવાની ઝુંબેશ માત્ર નથી જગાડતા, કુદરતની ભૂલો સુધારવાની ઝુંબેશ જગાડે છે.

કોકને થયું કે આ તે સંસ્કૃતિ ઉપદેશે છે કે અસંસ્કૃતિ? કોકને થયું કે આ તે પુણ્યપાપની ભાવનામય માનવતાના બોલ કે પુણ્યપાપની ભાવનાશૂન્ય પશુતાના? કોકને થયું કે એ તો યૂરોપની ઉત્તમતાના નહિ, યૂરોપની અધમતાના પડછાયા પાથરે છે. ઘણાંખરાંને થયું કે યૂરોપના રાજવંશો ઉત્થાપી રહ્યાં તે હવે આપણાં ગૃહરાજ્યો ઉત્થાપવાને આવી છે. પતિપરિત્યાગિણી અનેકરંગીલી કોક વિરલીને થયું કે આ તો નરાતર નવસત્યોનો શબ્દોચ્ચાર.

સ્ત્રીસ્વાતન્ત્ર્યના અતિપૂજારીઓ અમાનુષી અકુદરતી અસંસ્કૃત શબ્દઘોષણાઓ ઓછી કરતા હોત તો એમના સત્યાંશોએ ક્‌ય્હારના યે સંસારને જીત્યા હોત.

She shot, but overshot.

'સુન્દરીઓ! સુન્દર થાવ' એમ એ ઉચ્ચારતી હતી; પણ રૂપસુન્દરી એટલે શું એ એણે પેખવાનું હજી બાકી હતું.

અળખામણો લાગશે? સ્ત્રીસ્વાતન્ત્ર્યનો ઝુંડો ફરકાવો. લગ્ન એ પુરુષઘડી બેડી છે, સન્તાનો એ કુદરતજડી બેડી છે. સંતતી નિયમનનું નવશાસ્ત્ર જન્મ્યું છે સ્ત્રીજનતાની વ્હારે ચ્હડવાને. ચાર પત્નીઓ પરણે એ પુરુષ પત્નીવ્રતી; તો પાંચ પતિ કરે એ સ્ત્રી પતિવ્રતા શા કારણે નહિ ? એ છે નવયુગની નવદ્રૌપદી. વસ્તુત: Marriage is a three-legged race. લગ્ન તો પતિનો યે પગ બાંધે છે, પત્નીનો યે પગ બાંધે છે. પતિનો પગ છુટ્ટો હોય એટલો પત્નીનો પગ છુટ્ટો શાને ન હોય ? પાપનો હક્ક શું એકલા પુરુષને જ છે ? હવા ને અજવાળાં આડી સ્ત્રીજનતાને છે જાળીઓ. દુનિયાંનાં દર્શનનો અમને નિષેધ શાને ? શારદાપીઠો રાજસભાઓ મન્ત્રસભાઓ સેનાપલટણો ઓફ્ફિસો પુરુષો કાજે જ કેમ ? સ્ત્રીજાતિ શું પ્રજાઅંગ નથી ? આરોગ્ય ને ભણતર છે સ્ત્રીજનતાનાં અન્નપાણી. બુલબુલ છો; સંસારની ડાળે ડાળે ઉડો, વૃક્ષવૃક્ષની પલ્લવમંજરીઓમાં જઈને હીંચો. ફૂલડે–ફૂલડેથી મધમાંખ મધ વીણે છે; સંસારને ફૂલડે–ફૂલડેથી મધ વીણો. સતી થવાનો ચાલ તો હવે બન્ધ થયો છે: સતી થવું એ સ્ત્રીવહેમ હતો. લાજના ખૂરખા ને મર્જાદના અન્તઃપુરો પરિત્યાગો. સ્ત્રીજનતાના બેસ્ટાઈલ તોડો. જગતની વાડીઓ માત્ર એક પુરુષજાત માટે નથી.’

ટેટાની લૂમો ફૂટે એમ શબ્દોની લૂમો ફૂટતી: જાણે સ્ત્રીપુરુષની ઘેરો મંડાઈ ને હોળીની તડાફડી જામી. પોપટની પેરે એને ગોખેલું બોલવાનું હતું.

જ્યહારે જ્યહારે ‘ સ્ત્રીઓનો પ્રશ્ન ’ ચર્ચાય છે ત્યહારે

ત્‍હારે ઘણુંખરૂં જાણે Sex War—નરનારના જાતિભેદનો સંગ્રામ કેમ મંડાય છે? પંખી ઉડે છે એમ માનવી ઉડી શકે નહિ; સ્ત્રીવેલ સન્તાનફૂલડાં પ્રસવે છે એમ પુરુષવડલો પ્રસવી શકે નહિ; સ્ત્રીમૂર્તિ સુન્દર છે, પુરુષપ્રતિમા ભવ્ય છે; એવાં એવાં કુદરતનિર્માણો યે સ્ત્રીસ્વાતન્‍ત્ર્યના વાચસ્પતિઓ ને વાક્‌સ્વામિનીઓ વીસરી કેમ જતાં હશે? સ્ત્રીસ્વાતન્‍ત્ર્યના અતિપૂજારીઓ સંસારની ભૂલો સુધારવાની ઝુંબેશ માત્ર નથી જગાડતા, કુદરતની ભૂલો સુધારવાની ઝુંબેશ જગાડે છે.

કોકને થયું કે આ તે સંસ્કૃતિ ઉપદેશે છે કે અસંસ્કૃતિ? કોકને થયું કે આ તે પુણ્યપાપની ભાવનામય માનવતાના બોલ કે પુણ્યપાપની ભાવનાશૂન્ય પશુતાના? કોકને થયું કે એ તો યૂરોપની ઉત્તમતાના નહિ, યૂરોપની અધમતાના પડછાયા પાથરે છે. ઘણાંખરાંને થયું કે યૂરોપના રાજવંશો ઉત્થાપી રહ્યાં તે હવે આપણાં ગૃહરાજ્યો ઉત્થાપવાને આવી છે. પતિપરિત્યાગિણી અનેકરંગીલી કોક વિરલીને થયું કે આ તો નરાતર નવસત્યોનો શબ્દોચ્ચાર.

સ્ત્રીસ્વાતન્‍ત્ર્યના અતિપૂજારીઓ અમાનુષી અકુદરતી અસંસ્કૃત શબ્દઘોષણાઓ ઓછી કરતા હોત તો એમના સત્યાંશોએ ક્‍ય્હારના યે સંસારને જીત્યા હોત.

She shot, but overshot.

'સુન્દરીઓ! સુન્દર થાવ' એમ એ ઉચ્ચારતી હતી; પણ રૂપસન્દરી એટલે શું એ એણે પેખવાનું હજી બાકી હતું.

એ બોલતી હતી તે એણે દીઠું ન હતું.

પણ સૌંદર્યભૂમિની એની સૌંદર્યયાત્રા સાવ નિષ્ફળ ન્હોતી જવાની. લેનીનગ્રેડની પેરીસિયણ સૌન્દર્ય શું એ જોઈને કાશ્મીરમાંથી જવાની હતી.

કાશ્મીરની લતાકુંજમાં આજે સાચેસાચ ભારતસૌન્દર્ય ટોળે મળ્યું હતું. ગ્રીષ્મના ઝાળો ઉતારીને કાશ્મીરની મેઘ-શીતળ વસન્ત માણવાને અને અંગમાં ને અન્તરમાં ભરી જવાને ભારતના પ્રાન્તપ્રાન્તેથી ને કોમકોમનું રમણીમંડળ એ કેસરની જળકુંજોમાં આવ્યું હતું, અને કાશ્મીરની સોહાગણે ભારતના એ સૌન્દર્યમંડળને લતાગૃહમાં નિમન્ત્ર્યું હતું.

તે સન્ધ્યાએ ભારતની વસન્તરસિકાઓ એ લતાગૃહમાં ટોળે મળી હતી, અને સહુ જાણતી કે ભારતની ફૂલપ્રફુલ્લી ને પરિમળસોહામણી કાશ્મીરની વસન્ત પૃથ્વીપડમાં બીજે ક્ય્હાંક જ હશે.

પણ ભારતમંડળ હવે પર્વતસીમાઓમાં કે સાગર-પાળોમાં પૂરાયેલું ન હતું. ઇસ્લામી રમણીઓ અંગોરાનાં નગરઉદ્યાનોમાં ને નીલના જળહિન્ડોળે ડોલી આવી હતી. પારસી સુન્દરીઓ શીરાઝના ગુલિસ્તાન ને પેરીસના પર-સ્તાનોમાં ઘૂમી આવી હતી. હિન્દુ રૂપમૂર્તિઓ શિકાગોનાં પ્રદર્શનો ને ફિલાડેલફિયાની વિશ્વધર્મપરિષદોની યાત્રા કરી આવી હતી. કોઈક ઓક્ષફર્ડ કે કેમ્બ્રીજ ને ટોકિયોમેકીઘનમાં ભણી આવ્યું હતું. કોઈક સ્પા અને કાર્લ્સબાદના ઝરાનાં પાણી પી આવ્યું હતું. કોઈકે બર્લીનવિયેનાનાં નાટકો

દીઠાં હતાં. કોઈક માઉન્ટ બ્લેન્કનાં ગિરિસરોવરો ને દક્ષિણફ્રાન્સના દ્રાક્ષમાંડવાઓમાં વિહરી આવ્યું હતું. કોઈક સાહસિક વિરલી સોન્ટે કાલોમાં હારીજીતી આવી હતી અને અમેરિકાની Night clubsનાં વિલાસમન્દિરોમાં ડોકિયાં કરી આવી હતી. ઘણુંઓએ એ વિલાસવિશ્વોનાં ચિત્રો જોયાં હતાં; થોડાંકે એમની નવલકથાઓ વાંચી હતી; કોક એકલ વિહારિણીએ એમાંની શુદ્ધ કવિતા સારવીને પીધી હતી. ઓછી વધતી સહુ જગતપ્રવાસિણીઓને એ વિલાસવિશ્વોની ઝાંખી થઈ હતી; લેનીનગ્રેડની એ વિલાસવિહારિણીને સહુ કંઈક ઓળખતાં.

ભાષણ પછી ચર્ચા ને પ્રશ્નોત્તરી ચાલી. નિરનિરાળા ચુગો બોલતા હતા. દાયકાઓની દલીલો કાંડિકાઓમાં સમાતી, ગ્રંથોનાં વિવરણ વાક્યોમાં ઉતારતાં. જગત જોઇ વળેલી સુન્દરીઓ કાળની મિતાક્ષરી ત્ય્હાં ઉચ્ચરતી.

સંસ્કૃતિઓની અધિષ્ઠાત્રી દેવીઓ ત્રિશૂળ ઉછાળતી હતી.

ગર્ટન કોલેજની શિષ્યા બોલી: ‘ઓક્ષફર્ડકેમબ્રીજની શારદાપીઠોનાં બારણું હજી ગઈ કાલે ઉઘડયાં સ્ત્રીઓને કાજ; ને પાર્લમેન્ટનાં દ્વાર પરમ દિવસે ઉઘડયાં. પુરુષ મહાવિદ્યાલયના દરવાજા હજી બેસ્ટાઈલના દરવાજા છે. એ તો ઉઘડાવો સ્ત્રીઓને કાજે. અંહી પછી આવજો. હજી ત્ય્હાં–યૂરોપમાં જઇને ઉપદેશો સ્ત્રીસ્વાતન્ત્ર્યની ભાવના. શારદપીપાસિનીઓને કાજે ખોલાવો ત્ય્હાંનાં શારદદ્વાર.’

બંગાળાની ભાગીરથી ને બ્રહ્મપુત્રાની જળભૂલભુલામણીમાંની જળવાસિની બોલી: ‘મેરિયટનો Great Modern British Playsનો નાટયસંગ્રહ તો વાંચ્યો હશે?’

'હા,' રશિયા બોલ્યું. 'પણ એમાં નથી શો કે નથી બેરી. તેમ ઇંગ્લાંડ એટલે કાંઈ યૂરોપ નહિ. ફ્રેંચ વિપ્લવનો વિરોધી હતો એ દેશ આજ અમ નવયુગનો યે વિરોધી છે. ઇંગ્લાંડ જૂનવાણી દેશ છે: ઇંગ્લાંડથી યૂરોપનાં નવઅજવાળાં ઝીલાતાં નથી. ઇંગ્લાંડ ઘરડું થયું છે.'

'એ તો ત્હમારી યૂરોપમાંની આન્તરૂઈર્ષ્યાઓ અને યૂરોપના પ્રજાકુસંપોના ઉચ્ચારો કદાચ હોય. દેશદેશની પાળે પછડાઈ ફ્રાન્સનું ઉછળેલું નવજોબન વોટરલુમાં રોળાયું ને રગદોળાયું તે પાછું એક સૈકે માંડ ઉભું થયું. જોબનની અવિચારિતાને પરાક્રમ કહેવાં એ તો છે આજના નવયુગનો નવસંપ્રદાય. શો, ને બેરીસૂના નિજ નાટયસંગ્રહને મેરિયટ—બ્રિટિશ નાટયમંડળનો વકીલ કહે છે, This book is the presentation of a case for modern British Drama.'

'કહે. તેથી શું?' મોસ્કોને હજી ચર્ચાની મર્મરેખા સૂઝી ન હતી.

'મેરિયટ કહે છે કે There have been two great periods of British Drama–the Elizabethan & that of the present age.' બ્રહ્મપુત્રાની જળપુત્રી બોલી.

'હા; From the nineties onward;' ગર્ટ્નશિષ્યાએ ટહુકો પૂર્યો 'મેરિયટ કહે છે કે Modern thinkers, indubitably, prefer Drama as the medium of expressing their veiws.'

'એ તો આજની છે જગતશૈલી;' જગત્‌નટીએ ઉચ્ચાર્યું.

'મેરિયટે નિજ પ્રસ્તાવનામાં વર્તમાન યુગને પ્રશ્ન પૂછ્યો છે એ તો સ્મરણે હશે?' જળપુત્રીએ પૂછ્યું. 'મેરિયટ પૂછે છે એ સ્ત્રીસ્વાતન્ત્ર્યનો અર્થ હોય તો જગતને એ સ્ત્રીસ્વાતન્ત્ર્ય જોઇતું નથી.'

'કિયો પ્રશ્ન? ઘણા ચર્ચ્યા છે પ્રસ્તાવનામાં.'

'મેરિયટ કહે છે: Ibsen's Nora walked out and banged the door. Mr. Noel Coward's woman seems to show that she found nothing outside the door. There is no suggestion made that she should return to the Doll's House. But the question raised is whether rhe emancipation of women means nothing but freedom to drink cocktails and to commit adultery. મેરિયટ કહે છે કે ત્ય્હાં થયું એ બધે કરવાને વાંછો છે?'

ભાગીરથીની પુત્રી બોલતી હતી, અને બોલે બોલે પેરીસિયણ મૂંઝાતી હતી. ભારતનાં પ્રાચીન ઝાડીઝુંડોમાં આટઆટલી અર્વાચીનતા એણે કલ્પી ન હતી. ઘણાંની પેઠે નિજની અજ્ઞાનતાને એ સર્વજ્ઞતા માનતી. એની આત્મગર્વિલી સર્વજ્ઞતાને આજ આઘાત વાગ્યો.

ગર્ટનશિષ્યાએ બોલમાં બોલ પૂર્યો:

'મેરિયટનો તો સ્પષ્ટોચ્ચાર છે કે Modern playwrights are certainly bothered by the modern

woman; they are bothered inordinately by a type of modern women.'

જળજા બોલીઃ 'હોય ત્ય્હાં મુબારક હો. એ New Woman જાપાને લીધી નથી, ને ભારતને ભાવતી નથી. ઈતિહાસની વાણે જાપાન બોલે છે કે એવા સ્ત્રીસ્વાતન્ત્ર્ય વિના યે પૃથ્વીસન્માનાતી મહાપ્રજા થવાય.'

'પણ પડદાનું શું?'

'પડદો રહો કે જાવ;' ગુર્જરી કુંજોની કુંજબાળા બોલી. 'પડદો તો છે લાજમર્યાદની પાળ ને રૂપની માઝા. માઝા પાળે એને પડદા શા? યૂરોપની રૂપસુન્દરીઓ આછા ઝવારાના જેવા રૂપપડદા પહેરતી નથી? પડદામાં પાક્યા પ્રતાપ ને દુર્ગાદાસ, પૃથ્વીરાજ ને ચન્દ બિરદાઈ, અકબરશાહ ને જહાંગીરશાહ ને શાહજહાન. નૂરજહાંન ને ચાંદબીબી પડદો પહેરીને જંગ ખેલતાં. પડદો તો છે ચન્દ્રમા આડું વાદળું. વાદળી આચ્છાદાયે ચન્દ્રમા ભૂંસાયો? પડદા વિરોધીઓ કહે છે કે વાદળી છવાયે" ચન્દ્રમા ભૂંસાયા.'

'યૂરોપમાં પડદો ફેશન છે, એશિયામાં પડદો રૂઢી છે.'

'એટલે? ફેશન સાચી ને રૂઢી ખોટી—કાં? ફેશનના ગુલામો ને રૂઢીના ગુલામોમાં ફેર ઝાઝેરોક છે?'

'બેશક, નહી શો. બન્ને યે પરપાડયે ચીલે ચાલે છે.'

'ફેશનવૈરાગિણી સંસારપૂજારણો યૂરોપે કેટકેટલીક છે? ભારતમાં રૂઢીવૈરાગિણીઓ છે એથી અડધેરિકે ખરી?'

'ખરૂં. ભારતમાં રૂઢીત્યાગ છે એટલો યૂરોપઅમેરિકામાં ફેશનત્યાગ નથી. અહીં રૂઢીગુલામી છે તેથી ત્ય્હાં

ફેશનગુલામી અધિકી છે. પણ કળીકળીને ફૂલ થવાનો હક્ક છે કે નહિ ? એશિયાની કળીઓને આજ ફૂલ થવું છે'

'પણ રશિયાની કળીઓ ફૂલ થઈને પ્રફુલ્લી છે એ જગતપ્રતિહાસે હજી નોંધાયું નથી કે સંસારશાસ્ત્રે હજી લખાયું નથી.'

'પણ આજનો ત્હાંનો સંસાર એ છે;' લેનીનગ્રેડ બોલ્યું.

'તો દાખવો ત્હાંની કવિતજ્યોત મીરાં કે શીલજ્યોત પદ્મણી, કે માતૃજ્યોત જીજીબાઈ, કે જંગખેલન્દાં ચાંદબીબી ને લક્ષ્મીબાઈ.'

'ડાન્ટેની બિયેટ્રિસ, મેનેલસની હેલન, પેરિક્લીઝની એસ્પેશિયા—'

'એમાંની લેનીનગ્રેડની એકકે નહિ. ઇટાલીમાં બિયેટ્રિસો હોત તો સીઝર ને એન્ટોની ક્લિયોપેટ્રાની મોહિનીમાં ન ઝડપાત. હેલન પેરિસપત્ની હતી કે મેનેલસપત્ની ? એસ્પેશિયા કોણ હતી ? એથેન્સની ગૃહિણી કે ગણિકા ?'

'પેરીસ ને લેનીનગ્રેડ કાશ્મીર ને વૃન્દાવનની સુન્દરીઓને સુન્દર થતાં શીખવવાને આવ્યાં છે!' ગુર્જરદેશની સૌન્દર્યરાણી કોયલને કંઠે ટહૂકી.

'યૂરોપ તો Emancipation of Women વાંછે છે કે મેનાઓ પીંજરમાંથી બહાર આવે.'

'સુન્દરીનો પ્રથમ ધર્મ છે જાતે સુન્દર થઈ કુળને સુન્દર કરવું. ઘરને પીંજર કહી ઉડનારી મેનાઓ તો માળા-

સૂની હશે ? ઘર છાંડીને જવું ક્‌હાં ? ક્લબોમાં ? હોટેલોમાં ? ઓફિસોમાં ? સીનેમાગૃહોમાં ? પેલો મેરિયેટ કહે છે તેમ Cocktails માણવા ? ક્લબો ને હોટેલો તો ઘર કરતાં પવિત્ર હશે ! સ્ત્રીઓ રાખશે એટલી સંસ્કૃતિ પુણ્યમુલક રહેશે. ' ગુર્જર પુત્રી બોલતી ન્હોતી, ગાજતી હતી.

'ત્‍હારે પાપ એ તો પુરુષવર્ગનો જ ઈજારો ને ?'

'ના, ના. ત્‍હારે તો સ્ત્રીજાતને ઉપદેશો પુરુષપાપીઓ સંગાથે શરત દોડવાનું. પુરુષજાતના પ્રશ્ન પુરુષસભાને પૂછજો, ને સાંભળજો ઉત્તરની શબ્દસાંગો. ગુર્જરકુંજોની રૂપજ્યોત ચન્દ્રમા છે, વૃન્દાવનની રૂપજ્યોત મોગરો છે, બંગભૂમિની રૂપજ્યોત ગુલાબ છે, ક્ષત્રિય રૂપજ્યોત કેવડો ને કેતકી છે, કાશ્મીરની રૂપજ્યોત કમળ છે. ચન્દ્રમાને મોગરાને કમળને લેનીનગ્રેડ સુન્દર થતાં શીખવશે ? !'

'ના. અમે તો ફૂલને કહીએ છીએ કે ફોરમ નગરીમાં પ્રસારો; ચન્દ્રમાને કહિયે છીએ કે ચન્દ્રિકા ગગનભરમાં ચમકાવ. ફૂલને અમારે રંગવાં નથી ને ચન્દ્રને ચીતરવા નથી. ફૂલ આડું પાંદડું છે ને ચન્દ્ર આડું વાદળું છે એ નિવારવાનું અમારૂં કહેવું છે.'

'ત્‍હેમાં લેનીનગ્રેડના રાજમન્ત્રીજી હિન્દરમણીને પરણ્યા હશે ?' દક્ષિણની નાગકન્યાએ વિષડંખીલું બાણ છોડ્યું; અને લેનીનગ્રેડની પારીસિયણને કલેજાકટારી પેરે વાગ્યું. નિજના નિષ્ફળ પ્રણયપ્રસંગો એ પેરીસિયણને સાંભર્યા, મોસ્કો જીતવાના સંસારપરાજ્ય પ્રત્યક્ષ થયા. પછી બોલી.

'પણ એમના તો છૂટાછેડા થયા, ને સિનેમાસૃષ્ટિ પછી સુંદર થઈ.'

પછી પેલી જમનાઘાટની ગોપિકાએ સૌન્દર્યધારાઓ ઉછાળી; જાણે કવિતા સ્વયં બોલતી હોય ને ! વૃન્દાવનની ભીખારણ ત્ય્હારે કાશ્મીરની સૌન્દર્યશાણી હતી. રાધિકાદેશની રસિકાને અન્ય રૂપમૂર્તિઓ આરાધતી.

'ફૂલને ફોરવાનો હક્ક છે, ચન્દ્રમાને ચમકવાનો હક્ક છે. આજે જ જોશે જગત. આજે છે ઉજળી બીજ; ચન્દ્રમા ચમકશે અટારીએ અટારીએ.'

એની એકએક આંખમાં એકએક ચન્દ્રમા ચમકતો હતો. એનું એ વ્યાખ્યાન ન્હોતું, જીવનગીત હતું. ફૂલછાબમાંથી ફોરમ ઉછળે છે એવી એની શબ્દમાધુરી ફોરમતી. રાધિકાની એ ગોત્રજ હતી, ચન્દ્રાવલિની એ કુલોત્પન્ના હતી. બંસીઘાટનાં નીર એણે પીધાં હતાં.

'સુન્દરીઓ ! સૌન્દર્ય શી ચીઝ છે ?'

'ચન્દ્રમાનું તેજ તે ચન્દ્રિકા; સુન્દરીમાંની દેવસુગન્ધ તે સૌન્દર્ય.'

'ચન્દ્રિકાની કે સુગન્ધોની કોણે કોણે ઝોળીઓ બાંધી કે છાબડીઓ ભરી ?'

'ઝોળી નથી ભરી, છાબ નથી ભરી; પણ આંખો ભરી છે, હૈયાં ભર્યાં છે.

'ભારતની સુન્રીઓ ! પધારો; ભારતની આંખ ભરો ને હૈયાં ભરો. જગતની સુન્દરીઓને સુન્દર થતાં શીખવો. ભારતમાં સુન્દરીઓ રાજસિંહાસને બેસતી. કળીકળીને ફૂલ

થઇ ફોરમવાનો હક્ક છે, કિરણકિરણને ચન્દ્રમા થઈ ચમવાનો હક્ક છે. શકુન્તલા ઋષ્યાશ્રમે ફોરમતી ને લક્ષ્મીબાઈ રણજંગ ખેલતી; પણ સહુ સતીઓ હતી. વાદળી છવાયે કો ચન્દ્રમા ઝૂંસાયા જાણ્યા નથી. સુન્દરી! મન વચન કર્મે સુન્દર રહેજે. કાશ્મીરની સૌન્દર્યદીવડીઓ! ઈતિહાસનો અવસર આવ્યો છે, એ કાળયોગ ઉગ્યો છે. પડદા સંકેલો; અને કુળ અજવાળો, નગરી અજવાળો, દેશ અજવાળો, દુનિયાં અજવાળો. સુન્દરીનો અક્ષયવારસો સૌન્દર્ય છે. સુન્દરીઓ! જગતને સુન્દરતા પાવ.'

વૃન્દાવનની વાંસળી, રાધિકાની રસકુંવરી બોલી રહી: જાણે કલ્લોલતી કોકિલા બોલી રહી. સુન્દરીઓનો સભારંભ હતો, લતાપલ્લવનાં ઝૂમખાં ચોમેર ઝૂલતાં હતાં; ત્‍હો યે સભામર્યાદાના ખૂરખા, દ્વારઝૂલતી કાચસળીઓ સમા, કેટલાક ત્‍હાં સોહાતા હતા. પાનખર ઋતુમાં પાકાં પીળાં પાન ખરે એમ એ વહનઝવારા ખરવા માંડયા. દુનિયાંએ દીઠું કે નિર્ધારે એ પાર પાડવાનું આતમબળ ભારતવર્ષે છે.

દુનિયાં ડોલતી હતી, અને કાશ્મીરની કુંજો ડોલતી હતી; કાશ્મીરના લતામંડપે એ કેસરકુંજોની સૌન્દર્યદીવડીઓ યે ડોલતી હતી.

તે તિથિએ કાશ્મીરમાં સૈકાઓના પડદા ઉઘડયા; અને નૂરજહાંન મુમતાજમહાલ ને લાલારૂખની, રાધિકા ને ચન્દ્રાવલિની રૂપસહિયરો શ્રીનગરને ઝરૂખે ઝરૂખે ઝબકી રહી.

એ અજવાળી બીજે શ્રીનગરને ગોખે ગોખે કેસરદેશનો ચન્દ્રમા ઉગ્યો, ને નગરીની કાવ્યકીર્તિએ કવિતા ગાઇ.

અહ! રૂપ શું? એ જગ સદા પૂછતું હતું;
ને ગેબમાં ગેબીઓ રૂપ ચીતર્યું હતું;

એ આજ પડદા ગેબના ઉઘડી ગયાઃ
ત્રૈલોક્યતિલક રૂપ આજ થયું છતું.

બીજી કવિતાકળીએ કહ્યું: ' કાદમ્બરી આજે સજીવન થઈ. પુંડરિક હજી સજીવન કાં થતો નથી ? '

એક જોબનછલકાતા કવિવરે નગરચોક વચ્ચે ઉભીને ગાયું કે કાશ્મીરની અટારીઅટારીએ આ સુન્દરી યે નથી ને ચન્દ્રમા યે નથી. આ તો છે ભારતના ભાગ્યોદયની અમૃતવેલીઓના અમૃતાક્ષરો.

ભાષણ કરનારીઓ, નટીઓ, નાચનારીઓ, કબિટિસભાસદો, બોબ્ડ હેરવાળીઓ, પાઉડરને રંગને રૂપ માનનારીઓ, પરિચારિકાઓ, મહેતીજીઓ, ઓફિસ ક્લાર્કો, વાળ કાપનારીઓ, ટર્કીશ બાથમાંની ચંપી કરનારીઓ, સૌન્દર્યની સજાવટ સજાવનારીઓની ચમકતી તારલીઓ તે રાત્રીએ ગૃહરાણીઓના ચન્દ્રમાઓ સમીપે ઝંખવાણી પડી ગઇ. રસની પુણ્યજ્યોત ગૃહિણીઓના ચન્દ્રમા ગોખે ગોખે વિરાજતા હતા.

પલ્લવસન્તાયેલાં પ્રકૃતિનાં પુષ્પો તે તિથિએ કાશ્મીરમાં પ્રગટયાં અને કાગળનાં ફૂલડાં ઝાંખાં પડયાં.

દુનિયાંને પાલવડે પ્રથમ વારકી દીવડાની રતનજ્યોત પ્રગટી હશે ત્હારે એવો ઉદ્યોત થયો હશે.

તે તિથિએ કેસરકુંજોમાં સૌન્દર્યદીવડીઓની દીપમાળા પ્રગટી.

સભામંડપોમાં નવસૌન્દર્ય ને નવસુન્દરીઓ સૃજનારીઓએ તે દિવસે દીઠું કે સૌન્દર્ય એટલે શું ? ને સુન્દરી

એટલે શું ? લેનીનગ્રેડની પેરીસિયણુની સૌન્દર્યદેશની સાન્દર્યયાત્રા નિષ્ફળ ન્હોતી નીવડી.

ફૂલછાબોમાંથી ફોરમ મઘમઘે છે એમ એ ભારતીઓની દેહછાબોમાંથી સૌન્દર્યપરાગ મઘમઘતાઃ જાણે ભારતના બ્રહ્મરન્ધ્રમાંથી આત્મનૂફોરમો મઘમઘી રહી.

ટોડલે ટોડલે દીવાળીના દીવડા પ્રગટે એવી તે તિથિએ કાશ્મીરની સૌન્દર્યદીવડીઓ ઝરૂખે ઝરૂખે ઝગમગતી.



---

માનવવંશને કાજે સ્વર્ગમાંથી અગ્નિ ઋષભદેવે ઉતાર્યો હતો કે પ્રોમીથિયસે ? બ્રહ્માવર્તમાં ઋષભદેવે ને ભૂમધ્યસમુદ્રને ઘાટે પ્રોમીથિયસે. માટે બ્રહ્માવર્તના ને ભૂમધ્યસમુદ્રના આન્તરગ્નિઓ નિરનિરાળા છે.

ભૂમધ્યસમુદ્ર, ફરતો ત્હારે–ઇ. સ. ૧૯૫–માં જાણે જ્વાળામુખી ફાટતો હતો. વિસૂવિયસનો પ્રથમ પ્રહર જાણે પ્રગટતો હતો. સંસાર સળગતો હતો, પણ હજી અન્તરૂણુફામાં.

ભડકા ન્હોતા ઉડતા, પણ ધૂમાડાના તો વાદળ ગોટ ઉડતા.

અંગારા ઘાટેઘાટે પડતા, તણખા નગરીનગરીમાં ઝબકતા. ભૂમધ્યશમુદ્રના કાંઠાઓ સળગું સળગું થતા હતા.

ડુંગરા બળતા દીઠા છે; વન બળતાં દીઠાં છે. આ તો દેશો બળશે એમ લાગતું, ખંડખંડો ભભૂકશે એવું ભાસતું.

હેલેસ્પોંડ ઓળંગીને ને સૂવેઝની સંયોગીભૂમિ ઉતરીને યૂરોપને દક્ષિણ કાંઠે ને મધ્યયૂરોપમાં, આફ્રિકાને ઉત્તરકાંઠે ને મધ્યઆફ્રિકામાં પ્રજાપ્રવાહોના મહાનદ ઈતિહાસયુગમાં રેલાયા હતા. આજે લાગતું કે એ ઇતિહાસો જાણે માનવવંશ ફરીથી લખશે.

બલગેરિયામાં ગ્રીસમાં સીરિયામાં ઇજીપ્ટમાં ટ્રીપોલીમાં અલજીર્સમાં સુરંગો કોતરાઇ હતી, અને મંહી રશિયાએ દારૂગુણો ભરી હતી. ધૂમગોટા તો મંહીથી દાયકા-

ઓથી ઉડતા; પણ સંસારદ્રષ્ટાઓ પેખતા કોક. અને એ કોકમાંથી યે કોક તો એ બેસતા દવયુગને કલ્યાણક માનતા.

પહેલો તણખો હોલવતા નથી ત્હેમને પછી દ્હાય હોલવવી પડે છે.

ભૂમધ્યદેશોમાં સંસારમૂળિયાં સળગ્યાં હતાં. ઝાડી-ઝુંડની પાર ઝાળો હજી ક્ય્હાંક જ પેખાતી; પણ થડના ભંભોટિયાઓમાંથી કમળમ્હોટાં અગ્નિફૂલડાં ખરતાં–વિખરતાં હતાં હવાઈઓ તો મંહીથી પચ્ચીશી પૂર્વેથી ઉડતી. ગબારા તો બહુ યે ઉડતા. ગબારા દાયકાઓથી ઉડતા, પણ ફૂટીને ફાટી પડતા. હમણાં હમણાં ધૂમાડાઓના ગોરમ્ભા ગોરમ્ભાતા; અને સંસારના સૂક્ષ્મદર્શક સંસારદ્રષ્ટાઓ કહેતા કે यत्र यत्र धूमः, तत्र तत्र वह्निः

પણ હજી ઝાઝેરૂં દ્રષ્ટાઓ બોલતા; જનતા ઓછું બોલતી.

અને જનતા ઘોંઘાટવા માંડે એને દાયકો વીતે એમ ન્હોતું દીસતું. દિશાઓ ઘેરાતી હતી ને ઘેરી થતી હતી.

ગ્રીસની ખાડીઓ બોલતી, સીરિયાની પર્વતખીણો બોલતી, ઇજીપ્ટના પીરામીડોનાં ગુફાગહ્વર બોલતાં, નીલ-નાં નદીમૂળ બોલતાં. પણ હજી પેલું વિરાટપંખાળું સ્ફિ-નિક્ષ ન્હોતું બોલતું, સહરાના વંટોળ ન્હોતા બોલતા, ભૂમધ્યદેશોનું ગગનમંડળ ન્હોતું બોલતું.

દેશદેશના ચોખૂટ ભરીને ગાજે એ ગગનના બોલ.

ત્હો ય સમુદ્રનાં મોજાં બોલતાં, નીલનાં પૂર બોલતાં, અને એ પૂરમાંના મધ્ઘર દેવતા બોલતા કે દાવાનળ ફાટશે.

એક ગુફામુખ બોલતું કે રશિયામાં રાજા નથી, દેશ-દેશમાં ન જોઇયે.

સ્હામા વનઝુંડોમાંથી ઉત્તરનો પડઘો પડતો કે કાલે તો કહેશો કે રશિયામાં પયગમ્બર નથી, કોઇ દેશમાં પયગમ્બર ન હોય.

કોક તો ઇતિહાસોને ભૂંસનારાં પ્રગટયાં હતાં. જાણે પૃથ્વી એ કોરી પાટી હોય, અને કોરી પાટીએ જાણે નવ-અક્ષરો પાડવાના ન હોય. કોક ઇતિહાસઅજ્ઞાનીઓ એવાં વેણ ઉચ્ચરતાં કે માનવવંશે શ્રેષ્ઠિઓ ન હોય, નૃપતિઓ ન હોય, પયગમ્બરો ન હોય: અમીર કો નથી, સાધુ કો નથી, તાલેવન્ત કો નથી—સહુ મજૂરો જ છે. મન્દિરો શૂન્ય, મહેલાતોશૂન્ય, અમીરાતશૂન્ય, દૈવત્વશૂન્ય નવનગરીઓ એમને રચવી હતી.

એવા સંસ્કારશૂન્યોને અને હતું નગરી એટલે મ્હોટું ગામડું; ઝૂંપડાંઓનો સમૂદાયઃ સંસ્કૃતિશૂન્ય ને સંસ્કારવિહોણો. છતાં જાય ત્હાં ત્હાં ઉતરતા મહેલોમાં. પણ એ કળિયુગના હરિશ્ચન્દ્રો એટલા તો સાચાબોલા હતા જ કે એ મહેલને યે કહેતા પર્ણકુટી.

એમનો એક ગુરૂબોલ એ હતો કે સળગાવો કે સાફ થાય.

બાળ્યે સાફ થતાં હોત તો સ્મશાનો સદા સાફ જ હોત, ને નગરીઓ નિત્યની ચિતાઓભરેલી હોત.

માનવતા માનવતાને બાળે છે; પણ તે નગરચોકમાં નહિ, સ્મશાનચોકમાં. નગરનગરે સ્મશાન છે, ને સ્મશાનો હોય નગરોની પરવાડે. એમના સુખગોખલા બોલતા કે સ્મશાનો નગરચોકમાં માંડો.

ઘરો સળગાવતા, બજારો સળગાવતા, નગરચોકો સળગાવતા, રાજમહેલો સળગાવતા, દેવમન્દિરો સળગાવતા, સારા દેશના દેશો તેઓ સળગાવતા. અને કહેતા કે અમે સુધારિયે છીએ, નવસર્જીયે છીએ. સળગાવવાને તેઓ નવસૃજન કહેતા.

એમની ભાષા યે અર્ધસંદિગ્ધ ભાષા હતી. વંટોળિયાની કે ભડ્ડક ભડ્ડક થતા ભડકાઓની ભાષા સ્હમજે એ એમની ભાષા સ્હમજે. તેઓ જૂના શબ્દોના નવા અર્થ કરતા ને નવા અર્થ જુના શબ્દોમાં ભરતા. જૂનવટનો મોહ એમનો ન્હોતો ઉતર્યો, સાચ એમણે એટલું ન્હોતું જીત્યું. પાડવાને એ સુધારવું કહેતા, બાળવાને એ સરજવું કહેતા.

નવબાંધવાની આય છે એને પાડવાનો અધિકાર છે; સર્જવાની શક્તિ છે એને બાળવાનો હક્ક છે.

નીલગિરિને શિખરે ને પેડ્ડાતાલાગલ્લાની ખીણો સાથે બાળનારાંઓએ વનનાં વન બાળ્યાં છે, અને ચહાનાં કાફીનાં રબરનાં કપૂરનાં તેજાનાનાં મહાઉદ્યાનો એ બાળનારાંઓએ નવસરજ્યાં છે. વાવે ને ઉછેરે ને નવસરજે એમને ઉચ્છેદવાના છે અધિકાર.

ઘર પાડશે, ને નવું બાંધશે નહિ, તે ઘરસૂનો રહેશે.

પિતાના શબને પુત્ર દેન દે છે તે પુત્ર નવચેતનવન્તાં પૌત્રાપૌત્રીઓ સરજે છે.

એ ખરૂં છે કે સદાસર્વદા અને સૌ અગ્નિના નિષેધ ન હોય. તેમ એ યે ખરૂં છે કે અગ્નિઅગ્નિમાં ફેર છે. યજ્ઞ

અગ્નિ દેશપાવનકારી છે, અગ્નિહોત્રીનો આગ્ન ગૃહપાવનકારી છે, ચૂલાનો અગ્નિ ભોજન રાંધે છે, લ્હાયનો અગ્નિ ઘર બાળે છે. અગ્નિપૂજા લોકવન્દ્ય છે; પણ તે યજ્ઞઅગ્નિની અગ્નિપૂજા.

અગ્નિ દેવસિદ્ધિ છે. પણ દેવસિદ્ધિને પછી દાનવોએ અપનાવી ને દાનવી સિદ્ધિ કીધી અગ્નિ સ્વર્ગમાં ચે છે ને નરકમાં ચે છે.

ભૂમધ્યસમુદ્રના કાંઠાઓ આજ ધૂંધવાતા હતા.

ઈસ્લામમંડળનો ત્રિકૂટાચળ દુર્જેય દુર્ગ હતો, પણ દાયકાઓના હલ્લા ઝીલ્યા પછી હવે ડગમગતો હતો. અર્ધીક સદીના ઘેરાએ એ અવિન્ધ્યાચળને વીંધ્યો હતો.

પૂર્વના ને પશ્ચિમના, ગિરિતળેટીના ને સાગરકાંઠાના દેશદેશને રશિયાના હથોડા વિશ્વકર્માના હથોડા જેવા વાગતા.

રશિયાને નિરખીને કોક કહેતું નવો જંઘીસખાન જન્મ્યો છે, કોક કહેતું નવો તૈમુરજંગ જાગ્યો છે. પણ એ નવજંઘીસને ને નવતૈમૂરને નવકિપચાક ને નવસમરકન્દ જીતવાના હજી બાકી હતા.

તુસની કબ્રગાહમાં રશિયા ફિરદોસીને ખ્હીવરાવતું કે શાહનામું ભૂંસી નાંખીશું. પણ રશિયા ઇતિહાસો ભુલતું હતું કે મહાકવિઓ ને મહાકાવ્યો નવસંસ્કૃતિઓ ને નવરાજમન્ત્રીઓથી અમ્મર છે.

રશિયા કહેતું કે સૈકાઓથી જગતે નરકેસરીઓ માન્યા છે એ કેસરીકુળ જ નથી; ધર્મો ધતીંગ છે ને પયઘમ્બરો પાખંડ છે; હજારો વર્ષથી દુનિયાં ભૂલી પડી છે.

અને છતાં રશિયા બીજા જ શ્વાસોચ્છ્વાસે બોલતું કે Capital એ નવયુગનું શાસ્ત્ર છે ને કાર્લ માર્ક્સ નવયુગનો નવપયગમ્બર છે.

ઘણાંખરાં નવસ્હવાર કહે છે કે વીતી એ તો રાત્રી હતી. ઘણીખરી આજો કહે છે કે ગઈ કાલો એ તો ભૂલોનાં વાવેતર હતાં. એવાંઓને ચિરકાળનો ઉત્તર પેલા લોકકવિએ આપેલો છે કે ગઈ કાલને નીંદતી આજ ! જરા ધીરી થા. આવતી કાલ ઉગશે, ને તું યે આજ મટીને ક્ષણમાં ગઈ કાલ થઇશ.

પીંપળ પાન ખરન્ત, હસતી કૂંપળિયાં;
અમ વીતી તમ વીતશે, ધીરાં, બાપલિયાં !

આજની યુવતિ કો વૃદ્ધાને હસે છે ત્ય્હારે ભૂત અને ભવિષ્ય બન્નેને ભૂલે છે. ગઈ કાલે એ વૃદ્ધા એના યુગની રૂપસુન્દરી હતી; અને આવતી કાલે નિજનો જોબનયુગ ઉતરશે ત્ય્હારે એ નવયુવતિ પણ એવી રૂપઉપટેલી વૃદ્ધા થશે.

યુવતિ વૃદ્ધાની ભૂતમૂર્તિ છે, વૃદ્ધા યુવતિની ભવિષ્યમૂર્તિ છે.

વર્તમાનવાદીઓ ખોટાં નથી. વર્તમાનવાદ ખોટો હોય તો શુભાશુભ સકળ પ્રવૃત્તિચક્ર ખોટું ઠરે. વર્તમાનવાદીઓ ખોટાં નથી, અધૂરિયાં છે. ગઈ કાલો કાંઈ કેવળ ભૂલોનાં વાવેતર ન્હોતી, અને આવતી કાલો કાંઈ કેવળ કલ્યાણનાં વાવેતર નથી. ભૂત વર્તમાન ને ભવિષ્ય ત્રણે યે એક કાળ-સાગરના ખંડો છે, ત્રણે યે આશાનિરાશાના ને પુણ્યપાપના પગથાર છે, ત્રણે યે તારે છે તેમ ડૂબાડે છે.

નવચાર્વાકો યથેચ્છ ભલે બોલે. આજ એક જ સાચી હોત તો ગઈ કાલ ઉગી હોત નહિ, અને આવતી કાલ ઉગત નહી.

આજના જુવાનને પિતા હતા ને પુત્રો થશે. યુગયુગના કોક વાંઢાઓ ને વિધુરો ભલે મ્હોં ભરીને વિપરીત બોલે: વ્યક્તિ નહિ, સંસારનો એકમ દમ્પતી છે.

અને એકએક દમ્પતી એટલે એકએક સંસાર.

મધ્યરને પૂજનારા, એથિનીને આરાધનારા, બ્રહ્મચારિણીઓના યજ્ઞઅગ્નિના ઉત્સવિયા, પ્રોમીથિયસસાંકળ્યા ખડકસોહાગિયા: ભૂમધ્યસમુદ્ર ફરતા દેશદેશમાં ઈસ્વી ૧૯૫-માં દવ પ્રગટયા હતા, અને દવને સૂર્ય કહી પૂજનારા પૂજતા.

દુનિયાં દાઝેલી હતી. રાજમન્ત્રીશ્વરો આજની ક્ષણના જ ઉકેલ શોધતા. પ્રજાઓ અને પાર્લમેન્ટો Opportunists બની હતી. પ્રતિનિધિમંડળો મહારાજનીતિશૂન્ય હતાં. ઈર્ષ્યા, દ્વેષ, ગઈ કાલના દીધાલીધા ઘાવ, ઈતિહાસનાં અનિષ્ટો, હેલીની પેઠે, ગોરમ્મો ઘાલી પડયાં હતાં. અંગારા કોઈ હોલવતું નહિ. એ અંગારાના અગ્નિ થતા, અને અગ્નિના વનદવ સરજાતા.

હોલવનારાઓ હોલવાઇ ગયા હતા; ને સળગાવનારાઓ મંડી સળગી રહ્યા હતા.

જૂનાઓને નવાઓ ભદ્રંભદ્રો કહેતા, નવાઓને જૂનાઓ ભ્રષ્ટંભ્રષ્ટો કહેતા. સત્યાંશ ઉભય પક્ષે હતા. પણ પક્ષવાદીઓના એ મન્ત્રોચ્ચાર સત્યભાવનાના ન્હોતા, સાંગભાવનાના હતા. પરસ્પર નાંખેલાં એ શબ્દત્રિશૂળો હતાં.

દાઝેલાંને ડામ દેતાં, સીઝેલાંને સન્તાપતા; અને કહેતા ' અમૃત વરસિયે છીએ. '

ક્રાઈસ્ટ બુદ્ધ અમૃત વરસતા કે અગ્નિ ? મેહુલો ઢોળતા કે મધ્યાહ્ન ?

અને એ સંઘમાં યે કંઈ સૌ રાજરમતની રમતવાણી ન્હોતા બોલતા. એમનામાં યે સાચાબોલા હતા ને ' નગ્ન સત્ય ' બોલતા કે ' શસ્ત્રવૈદ્યો અંગને કાપે છે, ઉગાડતા નથી; અને શસ્ત્રક્રિયા પૂર્વે દર્દીને ઘેન પાય છે. અમે સંસારના શસ્ત્રવૈદ્યો છીએ, ઘેન પાઈયે છીએ, ને કાપિયે છીએ. ઉગાડવું એ અમ ધર્મ નથી. '

એ સત્યવક્તા વિરલાઓ ઘેનને જાગૃતિ ન્હોતા કહેતા, શસ્ત્રક્રિયાને સૃજન ન્હોતા કહેતા.

ઈતિહાસમીમાંસકોએ એવાઓને કહેવું ન્હોતું પડતું કે કાપેલી આંગળી ઉગતી નથી.

છપ્પનકોટી જાદવકુળને દ્વાપરમાં મદ ચ્હડયો હતો. ઋષિઓને અપમાનતા, ભગવાનને અવમાનતા. દુનિયાંનાં જોબનની એ ઋતુ બેઠી હતી. જગત્‌જાદવાસ્થળી એ આવતી કાલનો પ્રભાતપ્રસંગ હતો.

જોબન કહેતું કે હું જ એક જોમ છું. ખરૂં. જોબન જોમ છે; જોબન એક જ જગતનું જોમ નથી.

માનવવંશ ત્ય્હારે જાદવાસ્થળી ખેલવાને જાણે રણે ચ્હડયો હતો; પણ બોલતો હતો કે સુવર્ણદ્વારકા સ્થપાય છે.

જાણે સંસ્કૃતિઓ નિત્ય નિત્યે સ્થપાતી ને ઉત્થાપાતી હશે !

જોબન ત્હારે જગત જીતવાને ન્હડર્યું હતું, અને અડધેરૂંક જગત્ જીત્યું હતું. ભૂમધ્ય સમુદ્રને કાંઠે કાંઠે ખડકની ધાર સમી જોબનની ઘેરે ઉભી હતી.

બુધ્ધે ને ખ્રીસ્તે વરસાવ્યા હતા એવા સંસારમેહુલા ન વરસે ને અંગારાને ન છાંટે તો મહાદેવ જાગશે એમ પૃથ્વીચક્રના મધ્યદેશો ઉચ્ચરતા હતા. દિશાઓ બોલતી કે ભૂમધ્યસમુદ્રમાં નવયુગનું મહામન્થન મંડાશે.

પણ બાળીસંહારીને જગત જીતનારાંઓ જગતને જીતે છે કે જગતનાં ખંડેરોને ?

પાંડવો કુરુક્ષેત્ર ખેલ્યા હતા, જીત્યા હતા. કાળનાં આભ ઉતરી દ્વાપરને ઘાટે જાવ, અને ધર્મરાજ યુધિષ્ઠિર મળે તો પૂછો કે—કે કુરુક્ષેત્રમાં હસ્તિનાપુરને જીત્યા હતા, કે હસ્તિનાપુરનાં ખંડેરોને ?

તૈમુરજંગે દિલ્હી જીતી હતી, નાદીરશાહે દિલ્હી જીતી હતી. બન્ને યે છીપમાંનાં મોતી ફોડી ગયા, ને પાછળ ભાગેલી છીપો મૂકી ગયા હતા.

મોતી ફોડયે ને છીપો ભાગ્યે મુક્તામાતાનાં મૂલ વધશે ? કે મૂલવાશે ?

અને જ્હારે જગતનો નવજુવાન કહેતો કે 'વણ ફોડયે મોતી પમાયે કેમ ને પરખાયે કેમ ? મંહીનાં મોતી પારખવાને સંસારની છીપો ફોડવી જ પડશે;' જ્હારે જ્હારે જગતનો નવજુવાન એ કહેતો ત્હારે એ સાવ ખોટો ન હતો. નિજના ભાવ ને શક્તિઅનુસારે એ બોલતો. સંસારની છીપ એને ઉઘાડતાં આવડતી ન્હોતી, ફોડતાં જ આવડતી.

Gordian Knot છોડવાની એને આવડતે ન્હોતી ને ધીરજે નહોતી. એ તો સમશેરથી કાપતો ને કહેતો કે કાપે તે સિકન્દર.

ઇતિહાસનું એક પૃષ્ઠ એ વાંચતો, ને પછીનું પૃષ્ઠ પેખતો જ નહિ. પાછલે જ પૃષ્ઠે ભમ્મરડા જેવડજેવડા અક્ષરે ઈતિહાસમન્ત્ર લખેલો છે કે સિકન્દરનાં ને નેપોલિયનનાં નિજનિજનાં આયુષ્ય સુધીનાં જ હતાં સામ્રાજ્ય.

ડહાપણને એ મૂર્ખાઈ માનતો, સાહસને એ શૌર્ય સ્હમજતો, ધીર-ગમ્ભીરને એ ભીરૂ ભાખતો. અગ્નિને શક્તિ અને પાણીને શીત કહેતો.

પછો એને કોક પૂછતું કે રેલગાડી અગ્નિથી ચાલે છે કે પાણીથી? ત્‍હારે ઉત્તર આપતાં એ ઘડીક અમૂઝાતો.

સુધારકો ખોટા કોક હોય છે. સુધારક તો સૃષ્ટિનું સત્ત્વ છે. જગતસુધારકો નહિ, જગતસુધારકોની અતિશયોક્તિઓ ખોટી હોય છે. સુધારો મટી ઉચ્છેદકતા જાગે છે, અને ઉચ્છેદકતા અગ્નિસ્વરૂપધારિણી ક્રાન્તિ થઈ જન્મે છે, ત્‍હારે એ સો અર્ધસત્યોની ભૂમિમાં વિચરે છે.

જગત્ઇતિહાસો કહે છે કે સુધારો એ સત્ય છે, ક્રાન્તિ એ અર્ધસત્ય છે.

જ્‍હારે એ કહેતા કે નવચણવા પૂર્વે પાડવું જોઇયે, ત્‍હારે તે સાચા હતા. જ્‍હારે એ કહેતા કે પાડવું એ નવસર્જન છે, ત્‍હારે એ સાચા ન હતા.

કુળકુળને જ નહિ; નગરનગરને જ નહિ; આજ તો દેશદેશને એ અંગારા છાંટતા હતા. ભૂમધ્ય દેશોને સળગાવતા હતા, અને મંહી પોતે સળગતા હતા.

રશિયાને ભૂમધ્ય સમુદ્રમાં જળમાર્ગ જોઈતો હતો.

સ્પાર્ટા ને એથેન્સ સજીવન થતાં હતાં. કાર્થેજની જમાનાદાથી ઈંટો કહેતી અમે સાત માળની હવેલીઓ હતી, ને હવેલીઓ થઇ ઉભીશું. પીરામીડો બોલતા કે નેપોલિયનને યે અમે છાયા ઢાળી છે. ટ્રાયનો સાગરતીર ઉચ્ચરતો કે યુરોપના પ્રાચીન વીરત્વની હું તીર્થભૂમિ છું. રોમનગરી તો શંખનાદે ગાજતી કે ભૂમધ્યસમુદ્રની મહારાણી હું છું. જીબ્રાલ્ટરના ખડકેથી છૂટેલા પ્રોમીથિયસના પડછાયાઓ સ્વતન્ત્રતાને બદલે સ્વચ્છન્દતા ઉપદેશતા.

ગ્રીસ ને રોમ કહેતાં કે અમે યુરોપને ઘડયો છે, હવે જગતને ઘડીશું. પણ એ ગ્રીસરોમની જીભ બોલતી; હૈયાભાવ તો રશિયાના હતા.

જૂની દુનિયાં ફૂંખું ફૂંખું થતી હતી. નવસૃજનની હાકલો વાગતી હતી, ને યૂરોપને જૂનો કહેતી હતી. પણ નવસૃજનના અંકુર હજી ભાવી ઉદરમાં હતા.

નીલ નદી ઉછાળે ચ્હડી હતી. એટના ને વિસૂવિયસ ફાટયા હતા. થર્મોપિલિના ઘાટમાં જોગણીઓ રાસડા લેતી હતી.

દસ હજાર વર્ષોની યે પૂર્વે રશિયાની કૂખેથી જગત્વ્યાપી આર્ય સંસ્કૃતિ કોકેસસમાળામાંથી પ્રગટી હતી, ને પૃથ્વીભરમાં પ્રસરી હતી. આજ રશિયા કહેતું કે દસ હજાર વર્ષે વળી પાછા એના એ ઈતિહાસ ઘડાવાના છે.

દુનિયાં દેખતી શું હતી, ને ઝંખતી શું હતી?
દુનિયાં દેવત્વને ઝંખતી, ને અગ્નિને પેખતી.

યૂરોપા મહાત થઈ. પણ મહાત થાય તે બધાં ય કાંઈ માને છે ?

'યૂરોપા ! જાણ્યું ? ફિનલેન્ડ ને બાલ્ટિકતટની ચાર અંગુલિઓ સમાં કાપેલાં ચાર રાજ્યો પાછાં સન્ધિ કરી રશિયામાં સન્ધાયાં, ને રશિયામંડળમાં સ્વતન્ત્ર થયાં.'

મંડળ મહારાજ્યોનો યુગ ત્‍હારે પ્રવર્તતો હતો. કોઈ નિજ મંડળમહારાજ્યને એન્ટીટી કહેતું, કોઇ ફિડરેશન કહેતું, કોઈ લીગ કહેતું, કોઇ યૂનિયન કહેતું. મોતીમાંના રેશમદોરાની પેઠે સહુમાં સાર્વત્રિક સિદ્ધાન્ત ત્‍હારે પ્રવર્તતો હતો મંડળમહારાજ્યનો.

ત્‍હો યે યૂરોપાને ચમક આવી ગઈ. બોલીઃ 'શું ? બાલ્ટિકના એટલાન્ટિકના ને ભૂમધ્યસમુદ્રના દરવાજા ભીડીને ઉત્તરસમુદ્રમાં એક પૂર્યું'તું રશિયાને. એ દરવાજા ઉઘડયા ? અને ડાર્ડેનલ્સ ને બોસ્ફરસની સામુદ્રધુનીઓની પણ ભોગળો ભાગી ?'

યૂરોપાઃ 'ત્‍હારે ક્રીમિયાના સંગ્રામથી માંડી છેલ્લા સૈકાભરનો ઈતિહાસ ભૂંસાયો ને રશિયા આટલાન્ટિકમાં ને ભૂમધ્યસમુદ્રમાં ઉતર્યું. ભલે. ત્‍હો યે યૂરોપ રશિયાને વધાવી લેશે નહિ.'

યૂરોપાએ નિરાશા છાંટયે પછી રશિયા એશિયામાં ને આફ્રિકામાં વાવવાને વળ્યું. યૂરોપમાં નપાસ થાય એ એશિયાઆફ્રિકામાં અધિકારયોગ્ય ત્‍હારે ગણાતાં.

ભૂમધ્યસમુદ્રને કાંઠે કાંઠે રશિયાએ સંસ્થાનો સ્થાપ્યાં હતાં. રશિયા કહેતું કે પ્રાચીન યુગમાં યે પૃથ્વીરથનું રથચક્ર

ભૂમધ્યસમુદ્ર હતો, નવયુગમાં યે પૃથ્વીરથનું રથચક્ર ભૂમધ્યસમુદ્ર થશે.

યૂરોપના આગિયા કહે છે કે એશિયાઆફ્રિકામાં અમે પ્રકાશ પાડીશું.

ભૂમધ્યસમુદ્રને ઘાટે ઘાટે રશિયાએ દહેરીઓ માંડી હતી. એ મશાલો હતી કે દીવાદાંડીઓ હતી?

ખરે મધ્યાહ્નને ભૂમધ્યદેશોમાં જાણે દવના અંગારા પડતા.

પાર્થે ખાંડવવન બાળ્યું હતું તે વેર વાળવાને શિવાજી મહારાજ ડુંગર સળગાવતા તે 'સાવધાન' કહેવાને. રશિયા શા ભાવે ભૂમધ્યસમુદ્રને આરે આરે ચિતાઓની ચારીઓ પ્રગટાવતું હતું?

વ્યક્તિનાં ને પ્રજાનાં હૈયાં વાંચવાં કપરાં છે. પણ રશિયાના રંગોમાં ઇર્ષ્યાના રંગની છાયા પડેલી દીસતી.

ચોથા ભાગની પૃથ્વી ને પાંચમા ભાગની જગતપ્રજા નિરખી નિરખીને યૂરોપને ઇંગ્લાંડની ઈર્ષ્યાની ટશરો ફૂટી હતી, એ ઈર્ષ્યાપ્રેરણાપ્રેરી યૂરોપની જીભ બોલતી, એ ઇર્ષ્યાપ્રેરણાપ્રેરી યૂરોપની કર્મેન્દ્રિયો ત્‍હારે પ્રવૃત્તિમાર્ગે ચળતી. ભૂમધ્યસમુદ્ર ફરતી અગ્નિઝાળોના ઉદરમાં યે એ ઈર્ષ્યાપ્રેરણાના અંગારા હતા.

ભડૂક ભડૂક ભડૂક—મધ્યએશિયાનાં પ્રજાવનની તળેટીઓ ભભૂકતી હતી. જાણે પૃથ્વી ફાટશે ને મહાજ્વાળામુખી પ્રગટશે.

પણ અડપેરોક એ અગ્નિ કુદરતનો અગ્નિ યે હતો.

પાટનગરીઓ નીચે સુરંગો પૂરાઈ હતી; સુરંગોના પલીતા ચંપાયા હતા; ને એ પલીતા ધૂંધવાતા સંસારની સુરંગો ફૂટવાને પળવિપળની હવે વાર હતી.

દ્રષ્ટાઓ કહેતા કે यत्र यत्र धूमः, तत्र तत्र वह्निः

ઘડાતા ઇતિહાસની અંગુલિ લખતી કે આવતી કાલનું રણક્ષેત્ર ભૂમધ્યસમુદ્ર છે.

ℓ

## પ્રકરણ ૧૪ મું, શ્રમજીવી કોણ?

તે દિવસે તોફાન થયું હતું: કુદરતમાં ને માનવસંસારમાં.

પ્રભાત ખુશનુમા પડયું હતું, પણ સ્હાંજ રળિયામણી આથમી ન્હોતી.

તે દિવસે આલ્પ્સનાં શિખરોમાં હિમ પડયો.

સૂરજ સોહામણો ઉગ્યો. તડકા તામ્રવર્ણા–હિંગળોકિયા ઢોળાયા. કુદરતના મહેલો સમી પર્વતમાળા રૂપાની મટી કુંકુમના પ્રાસાદો સમી સોહાતી. વેરાયેલી વનહરિયાળી તો જાણે લીલમપાથરી લીલમખાણો જેવી વિલસતી. સ્હવાર સોહામણું પડયું.

યુવકયુવતિઓ હિમઢગલાની રસરમતે ચ્હડયાં. વૃદ્ધો સૂર્યસ્નાન ઝીલતા ટહેલવા લાગ્યા. ભૂખરી મ્હોટી બતકોના જેવી જળવિહારિણી નૌકાઓ સરોવરજળમાં નિજ પડછાયા નિરખતી તરતી હતી. યૂરોપયાત્રાળુઓ યૂરોપનું સર્વસોહામણું સૃષ્ટિસૌન્દર્ય નિરખતા ઘૂમતા હતા. કોક હિમઢાળાવે લપસતા; કોક હિમપગથારે ચંપલગડગડીએ દોડતા; કોક બલૂનની પાંખે ઉડી શિખરટોચે જઇ બેસતા. એક શિખરેથી બીજે શિખરે સંચરતાં કે તળેટીમાંથી હિમમન્દિરે વિચરતાં યાત્રિકોનાં વિદ્યુતપીંજરો ગગનવીંધતાં જાદૂઈ ફાનસ સમાં જતાંઆવતાં.

પણ હિમાદ્રિમાં વિચરનારાંઓને આલ્પ્સનાં શિખરોમાં એમ લાગતું કે જાણે પોતે નગાધિરાજનાં સન્તાનો

વચ્ચે ઉભો છે; હાથીઓમાં નહિ, હાથીબચ્ચાંઓમાં જાણે રમે છે. પાંચહથ્થા મહાકાય માનવી કને અઢીહથ્થો બાળક ખડો હોય એવો ગૌરીશિખર જોનારને માઉન્ટ બ્લેન્ક ભાસતો

એક હિમશિખરેથી બીજે હિમશિખરે જવાને વિદ્યુત્પીંજર ઉપડ્યું: જાણે કોઈ કે મહાફુક્કલ ચગાવ્યું, જાણે ગગનફાનસ ગગનઘુમ્મટમાં ઘૂમતું. નીચે લીલસસળીઓ સોહન્તી, ચોકડી ભાતની સમી, ખીણોનો કરચલિયાળો ઘેર પથરાતો. મંહી ગલ જેવડાં સરોવરો ડોલતાં; મંહી, ફૂલઝારી સમી, વેલછાયેલી લક્કડકૂટીરો ઝૂલતી.

દેવો નહિ; પણ આભઓળંગતા યક્ષો ગન્ધર્વો સિધ્ધો અન્તરિક્ષેથી પૃથ્વીની કુદરતવાડીઓને નિરખે છે એવી છલકાતી પ્રકૃતિસુન્દરતા નિરખાતી.

એક વિદ્યુતપીંજરમાં લેનીનગ્રેડ શિખરશૃંગે બેસવાને જતું હતું; પણ તે ચોમેર રેલાતી કુદરતને માણુવાને નહિ, પણ ચોમેર ઢાળાતા યૂરોપને નાણુવાને. લેનીનગ્રેડને તો એટલું જ જોવું હતું કે યૂરોપની કઇ કઈ દેશકચારીઓ હજી નિજ નવસંસ્કૃતિની જળછાંટવિહોણી છે. સૌન્દર્ય એમને શૂન્યતા હતી, ઉપયોગિતા એમને સર્વસ્વ હતી.

ભાઈ! મ્હેં તો મહાદીક્ષા ધારી,
પૃથ્વીભંડારનો હું ભંડારી.
અખૂટ ભંડાર એ હું ઉઘાડું,
દેશપતિ–દેશજનને જમાડું.

કિરણો આભમંડળેથી ધરતીમાં ઉતરે છે; ગીતશબ્દના સૂરકિરણો ધરતીપગથારેથી ગગનગુંબજમાં સ્હડતા હતા, વિમાનને યે વટી જતા હતા.

'આ ગીત સ્વીટઝરલૅન્ડ ગાય છે?'

'ત્રીશેક વર્ષોથી તો સાંભળું છું. ગુજરાત કરીને કોક દેશ છે; ત્ય્હાંના હતા. સરોવરતીરે ઉતર્યાં હતા, ને ગાતા હતા. કહેતા કે જગત Equitable Distribution of Wealth માગે છે.'

પીંજરમાંનું ચકલું બીજા ચકલા શું બોલે એમ લેની-નગ્રેડ પીંજરસંચાલકને બોલ્યુંઃ 'શિખરથી બીજે શિખરે હાથેળીમાં જીવ લઈને ત્હમે શ્રમજીવીઓ ઉડો છો. જગત શ્રમજીવીને કંઇક ઓળખતું થયું છે, પણ પૂરૂં નહિ.'

'શ્રમજીવી કોણ નથી? મ્હારાથી યે ચોગણું વૈતરૂં અમારા પ્રેસિડેન્ટ કરે છે. એનું ઓફિસનું દરણું દીઠું છે? ટોપલીઓ ને ટોપલીઓ ભરી ભરી કાગળઢગલા ખડકાય છે. સ્હાંજ પડે ત્ય્હાં તો સૌ સફ્રાચટ્ટ. વર્જીરકાય છે અમારો પ્રજાપ્રમુખ. થાકને એ ઓળખતો નથી. અમારો પ્રજા-પ્રમુખ છે અમ પરમ શ્રમજીવી.'

'આ જોને સ્હાડા ચાર ફૂટનો માનવી આલ્પ્સથી ઉંચો માને છે નિજને.' પીંજરસંચાલક મનમાં ગણુગણ્યો.

સ્વીટઝરલૅન્ડની ઘડિયાળ ટકટકે છે એમ એ પીંજરસંચાલકની જીભનું લોલક ટકટકતું. ચોમેર ઉછળતા સાગર વચ્ચે ખડક સમો, પરસ્પર અથડાતા કુસંપીલા યુરોપના કુસંપો વચ્ચે, અડોલ ને એકજ્યોત, ઉન્નતમુખ

સ્વીટ્ઝર્લૅન્ડ ઉભો હતો. એ સ્વતન્ત્ર દેશનો એ સ્વતન્ત્ર વતની હતો. એને કોઈનું ઝૂંટવવું ન્હોતું, એનું કોઈ ઝૂંટવવાને આવતું નહિ. પરાયું એ આકાંક્ષતો નહિ, એનું કો પરજન આકાંક્ષતું નહિ. લોભપરો, આકાંક્ષાપરો, નિતિનામ ટેલનો દેશવતની સ્વતન્ત્રતાવતનીની આત્મનિષ્ઠ દૃઢ સંકલ્પની વાણી બોલતો હતો. એનો શબ્દેશબ્દ બોલતો કે અમે પરપાંખે નથી ઉડતા, અમે પરબુદ્ધિએ નથી વિચારતા. અમે પડઘા નથી પાડતા, બોલિયે છીએ. સ્વીટ્ઝર્લૅન્ડ જાણે ઉચ્ચરતું કે અમારે મોસ્કોના પરખાયા નથી જીવવા.

ગીતની વીજળીઓ અન્તરિક્ષમાં ચમક[illegible]ા હતી.

દેશની દોલતને હું સરજું,
ત્હો ય જનમોજનમનો હું ગરજૂ.
ધનનું ઝરણું ફૂટે મ્હારે ઘાએ,
દેઈ તાળી તે તો વહી જાયે.

‘ સૈકાઓથી સહુ દેશો જાણે ખેડૂતને અન્યાયને નું કાવત્રું એલે છે.’ લેનીનગ્રેડ બોલ્યું. નહિ,

‘ટાઢ તડકો ને ઝડીઓ વેઠનારાની વેઠ પૂરી તો જ નથી.’ જી

‘જગતને જમાડનારો અડધો ભૂખ્યો સૂવે છે.

ગીતબોલ ગગનમંડપમાં ઘોરમતા હતા. જાણે રાજા કને ફરિયાદે જતા ન હોય !

... શં સપાડ' ?

મ્હારૂં નામ પૂછો તો ખેડૂત. (ઇ. સ. ૧૯૦૪)

યૂરોપની મહી ભરેલી ગોળી વચ્ચે રેવત સમો આલ્પ્સ ઉભો હતો. માંડી મીટે કાળ નિહાળતો કે શાં યે નવનીત ઉતરશે.

હિમશિખરની હાથેળીમાં વિદ્યુતપીંજર જઈને ઉતર્યુંઃ જાણે હાથેળીમાં ચણોઠી ચીતરાઇ.

લેનીનશેડ ને સ્વીટઝરલેન્ડ કાફી પીવાને બેઠા. ફરતી આલ્પ્સની ટેકરીઓ ઉન્નતમુખ ઉભી હતી.

'પરસેવાનાં પાણી પાઈ દાણો ઉગાડે ને ખાય તે શ્રમજીવી. પૃથ્વીની વાડીએ એવા છે બેઃ ખેડૂત ને મજૂર,' લેનીનશેડે જગત્પરિચિત અર્ધસત્ય ઉચ્ચાર્યું. 'નવયુગ શ્રમજીવીઓને પૂજે છે.'

'નગરચોક વચ્ચે ધ્વજદંડે ઝૂલતી, સૂણાવતના ત્રિશૂળ સમી હીંચકતી, ટોપીને સલામ ન ભરનાર, પુત્રના માથાભાર સમા શેબ ફળને બાણે વીંધી માથાભાર ઉતારનાર બાણાવળી, સ્વીટઝરલેન્ડને સ્વતન્ત્રતાએ વધાવનાર નરદેવને ત્ય્હારે સ્વીટઝરલેન્ડે ન પૂજવો? નવયુગ દેવને પૂજશે કે શ્રમજીવીને?' સ્વીટઝરલેન્ડનો શેરીજાયો લેનીનશેડના યૂરોપપ્રચારકને મૂંઝવતો હતો.

'દેવોને બહુ પૂજ્યા; ક્ય્હારેક તો શ્રમજીવીને પૂજી જૂવો.' નઠોર, પૂજનભાવશૂન્યનો એ પૂજનબોલ હતો. ખડકને કાંકરી વાગે એમ વિદ્યુતસંચાલકને અથડાઈને એ બોલ પડયો.

'દેવને પૂજશો તો ક્ય્હારેકે દેવ થશો; શ્રમજીવીને પૂજશો તો શ્રમજીવી રહેશો.' કુસંપીલા યૂરોપ વચ્ચેનાં સ્વાતન્ત્ર્યશિખરોવાસી ઉચ્ચર્યાં

પોતાની નિર્મળી સ્વતન્ત્રતાની આંખે જગતજોનારા આજે તો જગત્ખોળે છે બેઃ એક આલ્પ્સવાસી સ્વીસ ને બીજો હિમાલયવાસી ગુરખો. બન્ને યે પૃથ્વીવાસીઓ નથી, અન્તરિક્ષવાસીઓ છે.

તે તિથિ લેનીનગ્રેડને ઉપદેશતિથિ ન નીવડી, અભ્યાસતિથિ નીવડી.

પછી એ શિખરોમાં ગયો. પણ શિખરશિખરે ભુતાવળ બેઠેલી હતી, અને એને પ્રશ્નો પૂછી પૂછીને મૂંઝવતી.

પ્રથમ શિખરે બેઠો હતો સ્કોટલાંડની ઈતિહાસ ભૂતાવળને સજીવન કરણહારો પેલો સ્કોટલાંડનો ભભૂતિયો જાદૂગર. એણે લેનીનગ્રેડને કહ્યુંઃ ' જોવાને આવવું હતું એબટ્સફોર્ડમાં, ને પછી બાંધવી હતી શ્રમજીવીની વ્યાખ્યાવ્યાપ્તિઓ. નથી જોયાં મ્હુરોડ કે નથી જોઈ રાત; નથી જોયા ડુંગર કે નથી જોઇ ખીણગુફાઓ; નથી જોઈ ખુરશી કે નથી જોયું ઘોડાનુ જીન. પણ આનન્દ હતો, એ નવસૃજનની ઘડીઓ મ્હારે આનન્દયુગ હતો. '

આંખે દેખાયો એવો પાંખે એ ઉડી ગયો. અને જતાં જતાં પૂછતો ગયો કે શ્રમજીવી કોણ ?

મજૂર સર્જનહાર છે; પાંચસોના રૂનું દસ હજારનું કાપડ સરજે છે. ખેડૂત સર્જનહાર છે; પચ્ચીસના બીનો પાંચસેનો પાક સરજે છે. પણ પાંચના કાગળ, પાંચ આનાની શાહી, ને પાંચ પાઈની કલમે સૈકાભરમાં પચ્ચાસ લાખ સરજનહારો અને આવતા સૈકામાં ઓર ઓર પચ્ચાસ લાખ સર્જનહારો, એક જ્યોતમાંથી સેંકડો જ્યોતો પ્રગટે એમ સેંકડો પ્રતિભાજ્યોત પ્રગટાવનારો, ઇતિહાસોને

સજીવન કરતો, સાહિત્યાચાર્ય સર્જક ન્હોતો કે શ્રમજીવી ન હતો ?

સર્જકની, ઉત્પાદકની, શ્રમજીવીની, Dronesની આજની વ્યાખ્યાઓને જગતના ઇતિહાસયુગો હસે છે.

લેનીનગ્રેડને યે તત્ક્ષણ તો થયું કે એબટ્સફોર્ડનો જાદુગરો સર્જકે ખરો ને શ્રમજીવી યે ખરો.

શિખરોની છાંયડીમાં એ આગળ ચાલ્યો. નીચે જળ ધોધ પડતા, ને ઉપર હિમગંગાઓ ગડગડતી.

ઉપરની એ હિમગંગાઓ ને નીચેની એ ધોધધારાઓ ધરતીમાં ઉતર્યે નદીઓ થતી ને ધરતીને ફળદ્રુપ કરતી.

બીજે શિખરે વિરાજેલી હતી બરફશ્વેત અશ્વરાજે લીલે વાઘે યૂરોપની સંગ્રામમૂર્તિ. વૃક્ષરાજનાં લાખ્ખો પાંદડાં ખરી પડે ને થડ એક અખંડ ઉભું હોય એવો એ સેનાવિહોણો સેનાપતિ, એકલો ને અટૂલો, ઉભો હતો. લેનીનગ્રેડને જોઈને એ શાહાનશાહે તો હસવા જ માંડ્યું, અટ્ટહાસ્યે હસવા માંડ્યું.

'પધારો, લેનીનગ્રેડના પ્રચારકપ્રમુખ ! શ્રમજીવી કોણ? પર્વતમાળામાં એકલા વિચરો છો, અને એ ય તે વિદ્યુતપીંજરમાં વિરાજીને. મોરનાં પીંછાંની પેઠે લાખ્ખોને લેઈને આ પર્વતમાળા ઓળંગી છે, લાખ્ખોને લેઇને યૂરોપનાં રાજ્યરાજ્યે ક્રાન્સપ્રચાર કીધો છે. પૂછો પેલા જેના ને ઓસ્ટરલીઝનાં રણમયદાનોને, પૂછો પેલા સન્ત બર્નાર્ડના ગિરિઘાટને. ત્હમે શ્રમજીવી છો, ને શ્રમજીવીના શાસ્ત્રપ્રચારાર્થે નીકળ્યા છો. લાખ્ખોનાં ખાવાનાં, પીવાનાં, પહેરવાનાં પૂરવાં; લાખ્ખોને સફરો સરંજામો સંગ્રામસામગ્રીઓ સજાવવી;

લાફ્ખોના ઉમંગ ઉત્સાહ વીરત્વની જ્યોતિઓ ઝગમગતી રાખવી; રાત્રે કૂચ, સ્હવારે મોરચા, મધ્યાહ્નને સંગ્રામ, સન્ધ્યાએ કાલની વ્યૂહરચનાની વિચારણાઃ પિરિનીઝથી મોસ્કો, ને કેલેથી પિરામીડ ને પિરામીડપાર જાફના ને સાઈપ્રસઃ આ પાય ખૂંદી વળ્યા છે ફ્રાન્સપ્રચારાર્થે. આ તમ પેરે એકલદંડી સંન્યાસીવેશે નહિ; પીંછાંની રેખારેખાનો પથારો ઉપાડીને, વનની ડાળીડાળીનો ભાર વેઠીને. અરિદળને સ્હામે પૂરે આલ્પ્સ ઓળંગી જૂવો એટલે તત્કાળ સ્હમજાશે કે શ્રમજીવી તે સેનાની કે શહેનશાહ? બ્રિટિશ ચેનલની એક નીલી નહેર ન ઓળંગાણી; વરુણદેવ આડો ઉભો; હનુમાને ન્હોતા કે નળનીલે મ્હારે ન્હોતાઃ નહી તો તો યૂરોપના દેશેદેશે બોનાપાર્ટો તખ્તે હોત આજે, ને સહુનું સામ્રાજ્યસિંહાસન હોત વરસેલ્સની ફૂવારાધારાઓની વચ્ચે ગુલાબજળથી છંટાતું.'

લેનીનગ્રેડને આલ્પ્સની શિખરમાળ ભયંકર ભાસી. અંહી તો શિખરશિખરો ઇતિહાસ બોલે છે, અંહી તો શિખરશિખરે દેશદિગ્પાળો વસે છે, અંહી તો શિખરશિખરે યૂરોપના ત્રિકાળદ્રષ્ટાઓ વિરાજે છેઃ એવી મહામાનવતા એ યૂરોપચક્રની ચક્રવર્ત્તી ગિરિમાળામાં લેનીનગ્રેડને દર્શાઈ. લેનીનગ્રેડ ઘડીક ભૂલ્યું હતું કે પોતે યૂરોપના બ્રહ્મરન્ધની પાળે અત્ય્હારે ઉભું હતું.

ત્હો ય તે બહાદુર હતો, પરાક્રમખેલન્દો હતો, જે દેશમાં પ્રત્યેક મનુષ્ય રાજવી છે ત્ય્હાંનો રાજપુરુષ હતો. લેનીનગ્રેડ પાછો વળ્યો નહિ ને શિખરોમાં ગયોઃ જાણે શિખરોને પૂછતો ન હોય કે શિખરને શિખરે બીજાં શાં અદ્ભુતો છે.

તે તિથિએ ત્‍હેને ભૂતકાળના ભણકારા વાગતા; તે તિથિએ ત્‍હેને યૂરોપની મહામાનવતાનાં દર્શન થતાં; તે તિથિએ ત્‍હેને યૂરોપ પ્રશ્નો પૂછતો.

પડખેને જ શિખરે એ નીલી નહેરનો જળધિસ્વામી લેનીનગ્રેડ બેઠેલો દીઠો. ટ્રફાલ્ગરના વિજેતાએ તો એટલું જ કહ્યું કે જાવ, ખાણોમાં શોધો ખાણિયા શ્રમજીવીઓને. જગતની મહાખાણ-રત્નાકરને નહિ શોધો ત્‍હાં સૂધી સો વર્ષે યે સાંપડશે નહિ સાચો કો શ્રમજીવી. પૃથ્વી ઉપર સન્તાકૂકડી રમો છો; પાણી ઉપર રમી જૂવો. હવેલીઉચાં મોજાંઓ ઉછળે, પગ નીચે નૌકા તો ત્રાજવાં જેવી ડોલમડોલા થતી હોય, ઝંઝાનિલના ઝપાટા વાગતા હોય, પગ લગરીકે લપસે તો ઉંડામાં ઉંડી જળખીણનાં તળિયાં જોવાનાં-પૃથ્વીના જલોદરમાં જ સમાવાનું: અને એ મૃત્યુમૂખાળા કાળસંજોગો વચ્ચે આયુષ્યની ઘડીઓ ગણવાની ને મહામૃત્યુના વ્યૂહ ખેલવાના: કાપનામાં યે કલ્પી જોજો ને પછી કહેજો કે શ્રમજીવી કોણ? તૂતક ઉપર ઉભેલા ખલાસી, કે કૂવાદંડના સ્હીડીદોરે અન્તરિક્ષમાં અદ્ધર ઉભેલો કપ્તાન? ટ્રફાલ્ગરના સાગરસંગ્રામમાં શ્રમજીવીને શોધવા આવવું’ તું ને ’

એ શબ્દો ન હતા, યૂરોપવિજયી નૌકાપતિના તોપભડાકા હતા. લેનીનગ્રેડના હૈયામાં જઇને વાગતા: જાણે એ ક્ષણે જ ટ્રફાલ્ગરનું નૌકાયુદ્ધ ખેલાયું. ઉગતા બ્રિટિશ સામ્રાજ્યનો આલ્પ્સઅધિકો ભાર નૌકાસ્વામી નેલ્સનને માથે લેનીનગ્રેડે ત્‍હારે જોયો. માટીનો ટોપલો ઉપાડનારને લેનીનગ્રેડ શ્રમજીવી કહેતું; સમસ્ત સામ્રાજ્યનો ભાર વહતી

મહાકાય ડુંગરવિશાળી મૂર્તિ એણે દીઠીને કંઇક ઝંખવાણો.

ત્ય્હાં તો ઝળકયા વીસમી સદીના યૂરોપના મન્ત્રીશ્વરો. પહેલાં તો કિરણો ઉડયાં ને ઝબકયાં; અને પછી ધીરે ધીરે કિરણોની માનવમૂર્તિઓ ગૂંથાઈ અને એણે ઓળખી. એ કિરણમૂર્તિઓએ તો પ્રશ્નો જ પૂછયાઃ

'બાલ્ટિકથી બહેરીન દીઠું છે ને? વર્દૂનથી યપ્રે એના ચોથભાગનું યે નહિ. પણ સેંકડો માઈલના રણમોરચા એટલે શું એ કલ્પ્યું છે કદી?'

શિખરશિખરને શબ્દ અથડાતા ને ખીણો એ પ્રશ્નના પડઘા પાડતી કે 'સેંકડો માઈલના રણમોરચા એટલે શું?'

લેનીનગ્રેડ અનિમિષ મૌને ઉભું હતું; જાણે શિલાછાટમાંથી કોરેલી મૂર્તિ.

'એ મોરચા અખંડ રાખવાને લાખ્ખો સેનાનીઓ દોડાવવા; એમને એકએકને સેંકડો કારતૂસો સજાવવા; એમને ખવરાવવાં, પીવરાવવાં, પહેરાવવાં; એમની પીઠે તોપજંજાળના કિલ્લા માંડવા; નિત્યનિત્યના કરોડોમૂલાં સોનાંરૂપાં પેદા કરવા, એ સોનાંરૂપાંને છૂમન્તરથી રણસામગ્રીને રૂપાન્તરે સર્જવાં, વીજળીપાંખે એ રણસામગ્રી રણક્ષેત્રમાં ઠાલવવી; એમ મુઠ્ઠીમાં સામ્રાજ્યોની હારજીત લઈને સદા ધૂમવુંઃ એ સહુનો સરવાળો આવડે છે? સદીની પહેલી વીશીમાં ઇસ્તંબુલ ઓસ્ટ્રિયા જર્મની ને ઝારનાં મહારાજ્યો ઉથલાવાયાં એ ઘડીઓના કાળભાર કલ્પ્યા છે? એ મહાતોપનો એક ગોળો યે ત્હમારો શ્રમજીવી ઉપાડશે? મહારાજ્યો ભાગ્યાં ને સરજયાં એ સર્જકો ન્હોતા? બિસ્માર્ક સર્જક નહોતો કે ઈંટો? ઈંટ ઘડે કે હળથી ઢેફાં ભાગે

એ સર્જક; ને મહારાજ્યો ભાગે ને સાંડે એ સર્જક નહિ! બુદ્ધિને બાળી મૂકી છે કે શું?'

પછી તો પશ્ચિમપાંખે પથરાતો આટલાન્ટિક ખળભળ્યો અને સાગરમાંથી ડોકિયું કરતી સબમરીન ઉઠે એમ અન્તરિક્ષમાંથી ડોકિયું કરતી એક માનવમૂર્તિ આવીને ઉભી. એના કાનમાં સ્વરવિસ્તારક નળી હતી, એની આંખો પત્થર વીંધીને પેખતી, એની દૃષ્ટિ વીજળીપાંખે ઉડતી. લોક એને 'વીજળીનો બાદશાહ' કહેતા: એવી વીજળી એને વશ હતી.

'મ્હારૂં ભોંયરૂં જોવાને આવવું' તું ને. બાબરા ભૂતના ભાઈનું એ ભોંયરૂં હતું. શ્રમજીવીઓ ત્ય્હાં હતા. અને શ્રમજીવીઓનો પરમ શ્રમજીવી ત્ય્હાં પેખત ત્હમે. ઉડતી વીજળીને ઝાલી છે કદી? એને ઝાલી, બાંધી, પૂરી છે કદી? અંગુલિને યે એનો ડંખ વાગે તો શેષ નાગનો જ ડંખ વાગે ને? ક્ષણુક્ષણુના જીવનમૃત્યુના ખેલ હતા. અસિધારા વ્રત તો સારૂં; આ તો કિરણુધારા વ્રત હતું. જીવના જોખમે એમ રાત્રીના દિવસ કીધા. એ સરજ્યું નથી? પૃથ્વીનાં અન્ધારાં ઉતાર્યાં એ સૃજન ન્હોતાં? દુનિયાંની રાત્રીઓ સાક્ષાત દિવસો કીધા. લેનીનગ્રેડ! ભઠ્ઠીમાં કોયલા પૂરે એ સર્જક; ને બીજો સૂરજ ઉગાડે એ સર્જક નહિ: કાં?'

લેનીનગ્રેડ શિષ્ય થઈ ઉભા, નમસ્કાર કીધા, ને બોલ્યા:

'આપ જ એ? અદ્‌ભુતના અવતાર? દેશદેશમાં, નગરનગરમાં, ઘરઘરમાં રાત્રીના અન્ધકાર ધોયા ને મધ્યરાતે મધ્યાહ્ન તપતો કીધો એ મહર્ષિ ત્હમે? લેનીનગ્રેડ તો ત્હમને વન્દે છે, પ્રણુમે છે, કીર્તન ગાય છે, આરતી ઉતારે

છે. સમસ્ત રશિયાએ સાંભળ્યો છે ને જીલ્યો છે તમ મહામન્ત્રોચ્ચારઃ Two Per Cent of Inspiration & Ninety eight Per Cent of Perspiration. આપ તો છો પરસેવાના પયધમ્ભર. મોસ્કોથી કામસ્ચાટકા આપને વન્દે છે. '

'પણ જૂવો, એક મા ભૂલતા. એ બે ટકા વિના અઠ્ઠાણુ ટકા વૃથા છે; આંધળો આખી રાત મારગ શોધે એવા. એ બે ટકા છે બે આંખો. દેહ છે પાંચ ફૂટની શિલા, ને આંખો છે ઇંચઇંચનાં રતન. આંખોવિહોણો દેહ કેટલુંક દોડશે ? ક્ય્હાં દોડશે ? બે ઇંચ દાખવેપ્રેરે ત્ય્હાં પાંચ ફૂટ પગલાં ભરે; લાખ્ખોની સૈન્યમેદનીને એક સેનાપતિ પ્રેરે છે એમ. સેનાપતિસૂની સેના, એવો બુદ્ધિ સૂનો શ્રમજીવી. બુદ્ધિ બડી કે પરસેવો ?'

તેજવાદળી આભમાં ઓગળી જાય છે એમ એ મૂર્તિ અલોપ થઈ ગઈ. પાછળ પગલી કે પડછાયો યે ન રહ્યાં. માત્ર લેનીનગ્રેડના હૈયામાં એ શબ્દમન્ત્રના ટકોરા વાગતા.

એને થયું કે આ વિજન શિખરોમાં ઇતિહાસની ભૂતાવળો જ વસે છે કે શું ? આલ્પ્સ એણે સુન્દર દીઠા હતા, ભવ્ય દીઠા હતા; આવા ભીષણમૂર્તિ આલ્પ્સ એણે આજે દીઠા.

પણ 'ભય છે' સાંભળ્યે પુરુષાતન પાછું ન વળે.

ભયંકરતામાં એણે પગલાં કીધાં, ને વિજનતાને વીંધતો ચાલ્યોઃ જાણે પ્રકૃતિની હૃદયગુફામાં પ્રવેશતું માનવબાણ.

ભયંકરતાને યે ભય પમાડે એવી ત્ય્હાં, મહાકાળની પડેલી પગલી સમી, ખીણ આવી. ખીણનું મુખડું સિંહના વિકાસેલા વિકરાળ મહાવિશાળ મુખ સમું ઉઘાડેલું હતું. કેસરીના કેસરઝુંડ સમી ફરતી અઘોર વનઘટાઓ હતી. દન્તુડીઓ સમી ખડકોની અગ્રઅણીઓ ઉભી હતી. મૃત્યુ-ડંશીલી ડોલતી જીહ્‌વા જેવો વચ્ચે જળધોધ ઝૂલતો. પૃથ્વીની મહાભીષણતા જાણે પાલવ સંકોરીને ઉભી.

લેનીનગ્રેડના પાય થાંભલા થઇ ગયા. ઉત્તરધ્રુવના હિમપગથારોની ભયંકરતા એણે સાંભળી હતી, દીઠી ન હતી. આ તો યોજનવિશાળો મહાસિંહરાજ, પર્વતમુખની મહાગુફા સમું મુખ વિકાસીને, જાણે પગલાંમાં જ પડયો હતો.

પણ સિંહને બદલે સિંહબાળ સમી માનવમૂર્તિ હવામાંથી ઘડાઇને એના પડખામાં આવી ઉભી, ને બોલીઃ પધારો.

એની પ્રિયતમાના પ્રથમ પ્રેમસત્કારે પણ નહિ થયો હોય એટલો રોમાંચનો ચમકાર લેનીનગ્રેડને થયો. એને થયું કે વનના વનદેવ બોલ્યા કે શું ?

આલ્પ્સમંડળના એ કૈલાસી હતા. કહે છે કે સિંહની ને મણિધરની નયનજ્યોતમાં કંઈક ગહન ગેબનાં આકર્ષણ હોય છેઃ એવી ગહન આકર્ષણજ્યોત એ કૈલાસીનાં નયન-મણિઓમાં ઝળકતી. લેનીનગ્રેડ એ ભૂરકીમાં ભરમાયો, ને યૂરોપ વશ કરવાને ન્હડેલો એ નવસિકન્દર વનજોગીને વશ થયો.

આગળ માનવી ચાલે ને પાછળ પડછાયો સંચરે એમ આગળ કૈલાસી ને પાછળ પાછળ લેનીનગ્રેડ પ્રકૃતિનાં

ભયભીષણુ ઉદ્યાનોમાં સંચર્યા.

હિમઘેરાયેલો એ વિજન પગથાર સૂનો ને શમશમાકાર હતોઃ જાણે પૃથ્વીઉરમાંની એકાન્ત નિઃશબ્દતા.

પર્વતોમાં તો ર્‌હમે ફર્યા છો ને? પૃથ્વીપથરાએલી તડકીછાંયડી ગિરિશિખરેથી દીઠી છે ને! સોનાની સરિતા સમો તેજપાટ ને રૂપાની રેલ સમો સરિતપ્રવાહ પર્વતસ્કન્ધે ચ્‌હડીને જોયાં છે ને? પરમેશ્વરી સીનેમાપટ સમી પગલે પગલે પલટાતી કુદરત ત્ય્‌હાંથી નથી દીઠી? ગિરિવરનો એક ઘાટ ચ્‌હડી ઉતર્યાં, પર્વતરાજની એક પાંખને વળોટાવી, વનનું એક ઝુંડ વીંધી વનચોકમાં ઉભાં, કે દુનિયાંનાં નવદર્શન નથી દીઠાં? કૈલાસી ને લેનીનગ્રેડ ગિરિવરની એક ઘાટી ચ્‌હડી ઉતર્યા, વનઝુંડ વીંધી વનચોકમાં આવી ઉભા, ત્ય્‌હાં તો સમક્ષ પથરાયેલું દુનિયાંદર્શન પલટાઈ ગયું.

પૂર્વની ભીષણુતા નીતરી ગઈ, ને પળમાં ભવ્યતા થઈ; અને પછી ક્ષણે ક્ષણે ભવ્યતા નીતરી–નીતરીને સુન્દરતાની વાડીઓ પગમાં પથરાઈ રહી.

'પધારો અમ આશ્રમે' કહીને કૈલાસીએ અતિથિને હૈયાઉછળતો આદર દીધો.

નદીની હવેલીઉંચી ટેકરીશાથી ભેખડે એ કૈલાસીની કુંજ હતી. કુંજમાં વેલીછાયી પર્ણકુટી હતી, વાચુવાળેલું આંગણું હતું, પુષ્પવેરેલો ચોક હતો. આંગણામાં પુષ્પમ્હોરેલો વૃક્ષરાજ છાંયડી ઢાળી ઘટાગોરમ્ભતો ખડો હતો. એ વૃક્ષરાજના ઘટાગોરમ્ભામાં ઉંચે અદ્ધર કૈલાસીનું સમાધિમન્દિર હતું. નિજનાં કે પ્રકૃતિનાં અન્તરગ્રન્થ ઉઘાડીને વાંચવા હોય ત્ય્‌હારે કૈલાસી એ ઘટામંડપમાં જઈ ને બેસતા.

શીતળ પાણીથી કૈલાસીએ લેનીનગ્રેડનાં હાથમુખ ધોયાં. આદરસત્કારનું ઓટલીએ દર્ભાસન દીધું. સાકરના કટકા સમાં લીલાંસૂકાં ફળફળાદિ આણી મૂકયાં. દૂધની શિરાઇ, દહીની ગોરસી, માંખણનો કટોરો પીરસ્યો. પછી જવ મકાઈ ને બાજરાનો રોટલો અને કન્દમૂળનું શાક કૈલાસીએ અતિથિદેવને ધરાવ્યાં.

'આરોગો ને થાક ઉતારો. મ્હારે તો ત્હમે પૂર્વપરિચિત છો. દૂરથી દીઠા તે આદરવાને આવ્યો. આ વિજનતામાં અતિથિદેવ ક્ય્હાંથી ?'

'ત્હમને નહિ; તમ જેવાને જોયાનું સાંભરે છે, પણ યાદ આવતું નથી. આવડિક વિજનતાને કાં વસાવી છે ?'

'જનતામાં સારો દિન ઘૂમિયે છીએ માટે.'

ઉપર વૃક્ષરાજ મધુરવે ડોલતા, નીચે સરિતા મધુરવા બોલતી. ધીમે ધીમે જગતવાર્તા જામી.

વસન્તના વાયુ ત્ય્હાં વાતા અને અતિથિને ને યજમાનને મધુરો પંખો નાંખતા. ત્ય્હાંનાં સરિતાજળ પણ મધમધુરાં હતાં, અને પીનારને મધમધુરાં કરતાં.

એ કૈલાસી મધુરપની મૂર્તિ હતા. દૂધનાં ટીપાં ટપકે એમ બોલતા.

'ચિત્ર હાથ દોરે છે, ને કવિતા હાથ લખે છે. ચિત્રનો ચીતરનાર ને કવિતાનો સર્જનહાર કોણ ?—હાથ ?'

વસન્તની મધુરપ જેવો વાર્તાપ્રવાહ વહતો હતો.

'રશિયાની મશ્કરી કરો છો ? સૌન્દર્યકલાના સૃજનસિદ્ધાન્તો રશિયા શું નથી સ્હમજતું ?' આછી સ્મિતલહરી વેરતું લેનીનગ્રેડ બોલ્યું.

'રશિયાની મશ્કરી હું નથી કરતો. મશ્કરી તો દુનિયાંની રશિયા કરે છે; ને ઉદ્‌બોધે છે કે બુદ્ધિ ને પ્રેરણા નથી સરજતાં, હાથ ને પગ સરજે છે.'

રશિયાનો વાચસ્પતિ ક્ષણેક થંભ્યો, વિચારવમળોમાં ડૂબ્યો.

એક ડાળખીએ બે ફૂલ બેઠાં હોય, ડાળ ડોલે એમ ડોલતાં હોય, ચોમેર એમના સુગન્ધધૂપ મઘમઘતા હોયઃ એવા એ યજમાન ને અતિથિ બેઠા હતા.

એવે સંગીતની પાંખે ઉડતી, પેલી યુરોપવિખ્યાત ગીતચરણાવલિ આવી ને એમના ઉપર ઢોળાઈ. યૂરોપનો કવિવર બાદશાહી બોલે સૈકાઓથી બોલતો તે એ ગિરિમંડળમાં ત્હારે ગાજતું હતું.

કવિતાની વીજળી વાગ્યે બન્ને યે સચેત થઈ ગયા, ને કૈલાસીએ પળવારે પૂછ્યુંઃ 'આ ગીત કોણે રચ્યું? હાથે, જીભે, કે રસવૃત્તિએ?'

'હાથ કે જીભ ન હોત તો રસવૃત્તિ લખત ખરી કે ગાત ખરી?' લેનીનગ્રેડનો ફટાકડો ફૂટ્યો.

'રસવૃત્તિ ન હોત તો હાથ ને જીભ લખત કે ગાત ખરાં?' લેનીનગ્રેડના ફટાકડા સ્હામો કૈલાસીનો ટેટો ફૂટ્યો; 'રશિયાનાં વિધિવિધાન ખોટાં નથી, રશિયાનાં જગતનિષેધ ખોટા છે. હાથપગ સરજે છે કહે છે, ત્હારે રશિયા સાચું છે; બુદ્ધિ સરજતી નથી બોલે છે, ત્હારે રશિયા ખોટું છે. રશિયાનું મંડન સાચું ને ખંડન ખોટું. ખેડૂત ને મજૂર શ્રમજીવી છે, સર્જક છે; સિકન્દર ને નેપોલિયન ને પીટર ધ ગ્રેટ મહાશ્રમજીવીઓ હતા, મહારાજ્યોના

સર્જનહારા હતા. શેરીશેરીમાંનો રાત્રીનો દિવસ કરતો વીજદીવડો કોણે સરજ્યો ? એડીસને કે એડીસનના યન્ત્રગૃહમાંના મજૂરે ? '

ઇન્દ્રજીતની સાંગ વાગ્યે લક્ષ્મણજી મૂર્છામાં ઢળ્યા હતાઃ એવી કાંઈક મૂર્છા, કૈલાસીની પ્રશ્નસાંગ વાગ્યે, લેનીનગ્રેડને ક્ષણેક આવી ગઈ.

પણ લેનીનગ્રેડની એ જાગૃતમૂર્છા હતી; શ્રવણ સાંભળતા અને અન્તર આલોચતું. ફૂલ ફોરે એમ કૈલાસી બોલતા હતાઃ

' બિસ્માર્ક સમા મહામન્ત્રીશ્વર દાયકાઆયુષી મહારાજ્યોને સરજે છે, ડાર્વીન સમા મહાવિજ્ઞાનશાસ્ત્રી સૈકાઆયુષી મહાશાસ્ત્રોને સરજે છે, હોમર સમા મહાકવિ સહસ્ત્રાયુષી મહાકાવ્યોને સરજે છે. કર્મેન્દ્રિયો સરજે છે જગતમાં; પણ કર્મેન્દ્રિયોનાં પ્રાણ:ને પ્રેરણા જ્ઞાનેન્દ્રિયો છે. કોણ સર્જે છે ?–હાથ ? કે હાથમાંની પ્રેરણા ? '

' ત્હમે તો અમારી આંખે નથી જોતા. ' કંઈક ગદ્ગદ કંઠે લેનીનગ્રેડ અચકાતાં અચકાતાં બોલ્યું.

' ખરૂં. કૈલાસીઓ પક્ષવાદની આંખે નથી જોતા, સત્યશોધકની આંખે જૂવે છે. સૂર્યને અન્ધારૂં કહેનારે ખરો હોય; પણ તે તેજવાસી નહિ, ધાબાંવાસી હોય–દિવસવાસી નહિ, રાત્રીવાસી હોય. યોગેન્દ્રોની ગુફાઓ દીઠી છે ? કે પયઘમ્બરોના પ્રાયશ્ચિત્તસમારંભો વાંચ્યા–વિચાર્યા છે ? યજ્ઞ આદરે એમને આંગણે દેવ ઉતરે. '

' ઉગે ત્ય્હારથી તે આથમે ત્ય્હાં સૂધી ભઠ્ઠીને મ્હોડે

અગ્નિની ઝાળમાં પરસેવાનાં ઝેળજાળાં નિતારતા લોઢું ગાળનારાઓને દીઠા છે ?'

'દીઠા યે છે, અને એમના પરસેવા યે લ્હોયા છે; એમને પાણી પાયાં છે, અને ચંપી કરી થાક ઉતાર્યા છે. પણ એ છે આઠ કલાકની ભઠ્ઠીનો ભઠિયારો. ઘેર ગયે છે ચિંતામુક્ત ને શ્રમમુક્ત. પાછળ લ્હાય લાગે તો આવવું હોય તો આવે. અને એનો શેઠિયો ? શેઠિયો એટલે ચોવીસે કલાકનો ચિન્તાભારવાહી પોઠિયો. એડીસનના કારખાનાના મજૂરો માટે Factory Act હતો; સ્વયં એડીસનને કાજે Factory Act કિયો ઘડાયો હતો ? આઠ કલાકનો રોજ, ને ચાળીસ કલાકનું અઠવાડિયું મજૂર કાજે થયાં; પણ એડીસનનો કે અકબરશાહનો ને શિવાજી મહારાજનો સોળ કલાકનો રોજ પન્દરનો કોણે કીધો'તો ?'

'શેઠિયાઓ તો માણે છે.'

'ઇતિહાસ કહે છે ને કે એડીસન કેટલુંક માણતો ને નેપોલિયન કેટલુંક માણતો ? માણવાની નવરાશઘડીઓ ઝાઝેરિક હતી ને એમને ! પણ તમ બોલ છે કંઈક સત્યાંશનો. મહામન્ત્રી મહારાજ્ય સરજતાં માણે છે, મહાકવિ મહાકાવ્ય સરજતાં યે માણે છે. એ છે એમના પરમ આનન્દની સર્જનઘડીઓ. ત્હમારા શ્રમજીવીઓને યે કહો સરજતાં સરજતાં આનન્દે. શ્રમજીવીઓ શ્રમકાળે આનન્દે તો શ્રમ ઓછો ન્હડે. શ્રમની ઘડીઓ તો છે કર્તવ્યધર્મની યોગઘડીઓ. પેલો કહી ગયો છે ને કે Work is Worship.

'શ્રમજીવીનું જીવન નથી, જીવનવેઠ છે.' લેનીનગ્રેડે ફરિયાદ ઉચ્ચારી.

'કોનું જીવન જીવનવેઠ નથી ? સ્વર્ગ મણાતું હોય તો ક્ષણેકે કોણ પૃથ્વીલોકમાં વસે ? માનવજીવન જ વેઠ છે, પણ ભગવાનના ઘરની. મેવાડની મહારાણીએ ગાયું છે ને કે

'ઉપાડી ગાંઠડી વેઠની, રે કેમ મૂકી દેવાય ?
એ છે શામળશાહ શેઠની, રે કેમ મૂકી દેવાય ?
ઉન્હી ઉન્હી રેતડીમાં પાય દાઝે છે;
લૂ વાય છે માસ જેઠની,
રે કેમ મૂકી દેવાય ?
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
લ્હે લાગી છે મ્હને ઠેઠની,
રે કેમ મૂકી દેવાય ?

'પૃથ્વીવાસી પ્રત્યેક પ્રાણિયો શામળશાહ શેઠનો વેઠિયો છે. લગની લાગે તો પ્રેમ, નહી તો પત્થર.'

'મજૂરોના કે ખેડૂતોના ભાત જતા દીઠા છે ?'

'મજૂરના યે દીઠા છે ને ખેડૂતના યે ખાધા છે. શેઠિયાના ભાત જતા ત્હમે દીઠા છે ? સ્ત્રીસન્તાન સંગાથે જમવાનું યે નહિ. ખેડૂતની પેઠે પાલવપંખે ભતવારી જમાડવા યે આવી ન હોય. જમતાં જમતાં યે તાર વાંચવાના. મીલમાંથી નીકળ્યા પૂર્વે ટેલીફોન કરાય કે 'બા ! થાળી પિરસાવજો.' હવેલીમાં પગ મૂક્યો કે એકને પાઘડી ને એકને અંગરખું-બા જોડે વાતની યે નવરાશ નહિ. Heart Fail

થાય ત્હારે બાને ખોળે માથું મૂકવાની એક નવરાશ. એ વેઠિયાવતારી શેઠિયાજીવન જોયાં છે ?'

'પણુ યન્ત્રમાં કપાઈ મરે ને ઘેર સ્ત્રીબાળકો રડે–'

'ને વિમાનમાંથી ને પર્વતધારેથી પડીને, કે ઝેરની પડીકીએ કે પિસ્તોલની ગોળીએ કરોડપતિઓ આપઘાતો કરે છે ત્હારે તો ત્હેમનાં સ્ત્રીબાળકો હસતાં હશે ? ખાઈમાંનાં સૈનિકમાથે ખાઈનો ભાર છે, સેનાપતિને માથે સંગ્રામભાર છે, મહામન્ત્રીશ્વરને માથે મહારાજ્યનો ભાર છે, એ હજારઅંખાળા શેષને માથે સારી પૃથ્વીનો ભાર છે. ઝારના ઝળકાટ જોતા, ઝારના મુગટના જવાહીર જોતા; ઝારને માથે આટલાન્ટિકથી પેસીફિકનો ભાર હતો એ કોણુ કોણુ જોતા ?'

નાટકના તખ્તા ઉપરની સ્વગતોક્તિને શબ્દે, કુદરત સાંભળે એમ, ચિન્તનચગડોળે ચ્હડેલો લેનીનગ્રેડ મનમાં બોલ્યોઃ 'સાચો શ્રમજીવી કોણુ ?–સેનાની ? કે સેનાપતિ ? ખરો સર્જક કોણુ ? ખેડૂત કે કાર્લ માર્ક્સ ?'

'પૃથ્વીકુંજે સર્વોત્તમ સર્જક છે દેવમન્દિરમાંના સાધુ-સન્ત ને શાળામાંનો શિક્ષક. શિક્ષક અણુઘોના વિણુઘો સર્જે છે, સાધુસન્તો પાપીઓના પુણ્યશાળીઓ સર્જે છે.'

'પાપ શું ? ને પુણ્ય શું વળી ?'

'ત્હમે ભૂલી ગયા છો એ માનવીના ગેબી આતમરંગો.'

આલ્પ્સનો જળઘોષ એ મહાશબ્દોને ઝીલતો હતો; ને સદ્‌ભાગી યૂરોપને પાણી પાતો એ ભેગો શબ્દમન્ત્ર પણુ પાતો હતો.

'ત્હમારૂં શાસ્ત્ર સાચું કહે છે કે Equal opportunities for all: સૌને સરખાં દ્વાર ઉઘાડાં. No preserves: કોઈના યે ઈજારા નહિ. કોઈને અન્તરાય જ નહિ, ને કોઈને સાત દેવડીની સાત દોઢીઓ વળોટવાની: એવી અન્યાયપ્રચૂર સંસારઘટના ન હોય.'

'નવયુગનું તમ શાસ્ત્ર સાચું કહે છે કે દેહશ્રમ વિના સંસાર ઘડીકે ન નભે. ભારતમાં તો એ ગીતાજૂનું સંસારસત્ય છે. ગુજરાતનો નવયુગસ્ત્રષ્ટા તો સૈકા પૂર્વે ઉચ્ચારી ગયો છે, ને સૈકાથી સાંભળ્યું છે એ સહુ સ્હમજે છે કે

'મળે મહેનતમાં થકી રાતાપીળા રંગ.'

'એક વરસાદનાં ટીપાં ને બીજાં પરસેવાનાં ટીપાં જગતલક્ષ્મીને સરજે છે;' લેનીનગ્રેડ ધીરા વિચારક બોલે બોલ્યું.

'ખરૂં-સાવ સાચું; સારૂં જગત પરસેવાથી મ્હલ-ળેલો રોટલો ખાય છે. પણ કર્મેન્દ્રિયોને ન્હાળો છો એમ જ્ઞાનેન્દ્રિયોને ન્હાળતા થાવ. આજનું રશિયા તો જાણે નિજના ગુરુદેવને યે દેશવટો દે, ને કાર્લ માર્ક્સને યે કહે કે ત્હમે શ્રમજીવી યે નથી કે સર્જકે નથી; રશિયામાં તમ કાજે તસૂ યે પૃથ્વી નથી.'

'સંસારના હાથપગને ભૂખે મારશો ત્હ્યારે?'

'શાહબાશ, નવયુગના જગતપ્રચારક! શાહબાશ. બે હજાર વર્ષજૂનો પ્રશ્ન પૂછ્યો ખરો અન્તે. સંસારનો એ મહાપ્રશ્ન રોમમાં પૂછાયો હતો, સ્પાર્ટામાં પૂછાયો હતો, ને યુગે યુગે પૂછાય છે. નવયુગમાં કંઈક નવું તો પૂછો. સપ્તશૃંગાળી નગરીએ એ સંસારપ્રશ્નનો ત્રિકાળનો ઉત્તર

આપેલો છે પેલી 'ઉદર ને અવયવો' ની મર્મવાર્તામાં. પાય કપાયે કે હાથ છેદાયે જીવાશે; હૈયું વીંધાયે કે મસ્તક છેદાયે નહિ જીવાય.'

'પણ પ્રજાઓએ પ્રજાઅંગોને વિસાર્યાં નથી? હિન્દમાંના અન્ત્યજો, ઇસ્લામમંડળમાંના ગુલામો, ખ્રીસ્તમંડળમાંના મજૂરો—'

'ખરૂં. Yes. The principles of distribution of wealth shall have to be reformed ere the world once again settles down to peaceful economic life. પ્રજામંડળો ભૂલ્યાં છે. પણ ભૂલભૂલામણીઓમાં ભમતી તમ ફિલસુફી પ્રજાભુલોને સુધારશે? હાથે ફોડલા છે, પગે ગડગૂમડ છે; તો ઔષધોપચાર કરો, આરોગ્ય પીરસો. પણ પગ તે મસ્તક છે ને હાથ તે હૈયું છે કહ્યે આરોગ્ય આવશે? સુધારો—,

'સુધારણા નહિ; વિપ્લવ, ક્રાન્તિઝાળ, અગ્નિચારી, વનદવ પૃથ્વી માગે છે. It is too late for reform. ત્હમે બાળવાથી બ્હીઓ છો.' ઇતિહાસઅજ્ઞાની ઉતાવળ ગાજી ઉઠી.

'પોતાનું બાળવાથી હું બ્હીતો નથી, પરનું બાળવાથી હું બ્હીઉં છું. સ્નેહીઓ નિજ સ્નેહીનાં શબને બાળે છે, સંન્યાસીઓ નિજ સંસારને સળગાવે છે. બાળવાથી બ્હીનારા અમે વનવાસીઓ નહિ. પણ શહેરીને તો નિજનું બાળવાનો યે હક્ક નથી. નિજનું બાળતાં રખેને પાડોશીનું બાળે.'

'ખેડૂત જગતને જમાડે છે, જગતને ઢાંકે છે,'

'મહામન્ત્રી મજૂરને સંરક્ષે છે, મહાકવિ ખેડૂતને

હુલસાવે છે. તત્ત્વતઃ હાથ કે પગ સરજતા નથી. સાચી સરજનહારી તો છે આદ્યશક્તિ મહામાયાની પુત્રી બુદ્ધિ-પ્રેરણા. માનવજગતે સર્વોપરી અંગબળ નથી, બુદ્ધિબળ છે. અને બુદ્ધિબળ એટલે બ્રાહ્મણ. ખેડૂત અન્ન સરજે છે, વૈશ્ય મૂલ્યો સરજે છે, ક્ષત્રિય પરાક્રમ સરજે છે, બ્રાહ્મણ બુદ્ધિ સરજે છે, ને સાધુસન્ત પુણ્ય સરજે છે. જગતના પરમ સર્જકો છે બ્રાહ્મણો અને સાધુસન્તો.'

એવે આભ ગડગડયાં, અને ગુફાગુફા ગાજી ઉઠી. શિખરો ડોલ્યાં, અને તળેટીમાંના એમના પડછાયાઓ ડોલ્યા. કુદરતમાં ને માનવસંસારમાં તોફાન જાગ્યુંઃ જાણે આવન્તા જગતતોફાનનો અરૂણોદય થયો.

કૈલાસીએ વાંસળી લીધી, અને એ ગગનગર્જનાની સ્હામે વાંસળી વગાડી. એ મધુરપની મૂર્તિએ સૃષ્ટિની સુન્દરતા ઉપર મધુરપ ઢાળી, ને સુન્દરતાને સુન્દર કીધી.

એ તોફાનમાંથી વીજળીઓ વરસી. અને એક વીજળીમાં બેસીને અન્તરિક્ષેથી કૈલાસીની કૈલાસિણી ઉતરીઃ ગિરિકુંજની પર્ણકુટીમાં જાણે મધ્યાહ્ને ચન્દ્રમા ઉગ્યો.

એ ગગનગર્જનમાં કૈલાસિણી ગેબનું ગીત ગાતી હતી ને કૈલાસી વાંસળી વગાડતા હતા.

આગમની વાતો કહો, વાતો કહો;
હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી !
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે ભૂત-વર્તમાન યથામતિ વાંચ્યા;
હાં રે એવા ભાવીના અક્ષરો છે સાચાઃ
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે સાગર ન્હાયા, ને તેજદ્દેશે ઉડયા;
હાં રે ઉપર દેવના દરબાર દીઠા રૂડાઃ
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે કાને સાંભળ્યું ને આંખડીએ દીઠું;
હાં રે એથી હૈયાનું સ્વપ્નું છે મીઠુંઃ
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે તપતો મધ્યાહ્‌ન, પછી પડી રાત્રી;
હાં રે કાલે પાડશે પ્રભાત જગવિધાત્રીઃ
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી!
આગમની વાતો કહો, વાતો કહો.

ગીત શમ્યું ને વાંસળી યે ઘડીક વિરમી.

'આ આપણા અતિથિરાજ. હવે સત્કારો ત્‍હમે. અત્‍ત્યાર સૂધી ત્‍હમારો ધર્મ મ્‍હેં પાળ્યો હતો;' કૈલાસીએ કૈલાસિણીને કહ્યું.

'પધારો, અતિથિદેવ! આ વિજનતામાં મહેમાન ક્ય્હાંથી?'

'અતિથિરાજ કહે છે કે જગતભરની માનવજાતને પાંચ ફૂટની કરવી છે. હું સ્‍હાડા પાંચ ફૂટ છું તે અડધો ફૂટ કાપી નંખાવાનો. અડધા ફૂટનું માથું કાપશે કે અડધા ફૂટના પગ એ તો એ જાણે. અને ત્‍હમે સ્‍હાડા ચાર ફૂટ છો તે ત્‍હમે જતરડામાં નંખાવાનાં. જગત પાંચ ફૂટ-વાસીઓનું સરજાશે હવે.' હસતાં હસતાં કૈલાસીએ કૈલાસિણીને અતિથિરાજનાં આગમ ભાખ્યાં ને ઓળખાણ પાડી.

કૈલાસિણી પે એ જ સિંહની. સિંહણ હતી. પણ સિંહણ મધુરપને કોકિલબોલે બોલી: ' અતિથિરાજ ક્ષમા કરશે મ્હને. પણ મ્હને જતરડામાં નાંખતાં પહેલાં તો એમણે સ્વયં જતરડામાં પડવું પડશે પાંચ ફૂટના થવાને. પહેલાં પોતાની પાંચ આંગળીઓને સરખી કરો, પછી જગતુજનતાને પાંચ ફૂટની કરવા માંડજો. '

ગગન ગાજતું હતું ને પૃથ્વી પડઘા ઝીલતી. એ ગગનગર્જનાની સ્હામે કૃષ્ણચન્દ્રના બાળગોપ સમા કૈલાસી. વાંસળી વગાડતા ઉભા હતા.



---

૧૯મી સદી એટલે વરાળનો સૈકો ને ૨૦મી સદી એટલે વીજળી ને વિમાનનો સૈકો. ૨૦મી સદીમાં પૃથ્વીની મહાપ્રજાઓ વીજળી ને વિમાનના ઘોડા દોડાવે છે.

એટલે ઈશુની ૨૦મી સદીમાં પ્રજાપ્રજાનું જોબન ઉછાળે ર્‌હડયું હતું. એ યુગમહિમા હતો, કોઈ એક પ્રજાની એ પ્રાણવિશેષતા ન હતી.

· પ્રજાઓએ પ્રથમ રેલગાડીઓ કીધી. રેલગાડીઓ નફ્ફ્કર ધરતી ઉપર દોડી અને ધરતીઅન્તરો ભૂંસ્યાં. અઠવાડિયે જવાતું ત્ય્‌હાં એક રાત્રીમાં અગ્નિ લઈ જાય છે. પછી આગબોટો બાંધી ને માનવજાતે સાગર વશ કીધો. છ માસે જવાતું ત્ય્‌હાં પખવાડિયે જાય છે, પખવાડિયે જવાતું ત્ય્‌હાં તિથિપલટે જઈ નાંગરે છે. અને પછી ૨૦મી સદી બેસતાં જ રચ્યાં વિમાનો. વિમાનોએ વાતાવરણને જીત્યો, ને વિરાટપગલાં ભરવા માંડયાં. દક્ષિણે આફ્રિકામાં ઉડે તે સહરાનાં રણ ઓળંગીને ઉતરે. પૂર્વપાંખે અમેરિકામાં ઉડે તો પાસીફિક ઓળંગે ને પશ્ચિમપાંખે ઉડે તો આટલાન્ટિક ઓળંગે ઇંગ્લાંડ તો ક્રોયડનથી આસ્ટ્રેલિયા–ઉત્તરધ્રુવની સીમમાંથી દક્ષિણધ્રુવની સીમમાં જઇ ઉભે છે. પ્રજાપ્રજાનો હનુમાનકૂદકો ઉછળે છે હિમાલયઉંચેરો અને અંગદકૂદકો ઓળંગે છે પૃથ્વીના ગોળાર્ધોને.

વામન મટી માનવવંશ વિરાટરૂપ ધરતો જાય છે.

માનવસાગર ખળભળ્યા હતા, ને પ્રજાપ્રજાનાં મોજાંઓ ઉછળતાં.

ઇટાલીમાં જર્મનીમાં રશિયામાં તો એ પૂર્વેના દાયકાઓનો વારસો હતો. મુસોલિનિના હિટલરના લેનીનના પડછાયાઓ દેશ ભરીને ઘૂમતા. અને કય્હારેક માનવીથી પડછાયા મહાકાય ભાસે છે એમ પડછાયા મહાકાય ભાસતા.

પણ પૂર તો ડ્હોળે ય તે ને પાડે ય તે. જોબનનાં પૂર પણ બન્ને કરતાં. પ્રજાને ભાવભીની કરતાં, નિષ્ફળ તાડોને પાડતા. દુનિયાં કૌતુકઆંખે દેખતી કે કાલે ગગનચુમ્બી મનાતા એ આજ ધૂળમાં રગદોળાયા છે.

જે કોઈને યે છાયા કરતા નથી, નિજને જ એક છત્ર ધરે છે, એમનાં છત્ર કે છાયા અલ્પાયુષી હોય છે.

છાયા તાડની? કે છાયા હિમાલયની? છાયા તો પૃથ્વીની; કે સહસ્રકિરણી સૂર્ય ગુણાઈ ગુણાઇ સંવર્ધ્યાઈ કોટિ કિરણે અખંડ વરસે, ત્હો યે અડધેરિક માનવજાતને પૃથ્વી માતા અખંડછાયા ઢાળે ને તાપસન્તાપ નિવારે.

સરોવરો ઝોલે ચ્હડે એવા જોબનપુત્રો ઝોલે ચ્હડયા હતા, સરિતાઓ ઝોલે ચ્હડે એવી જોબનપુત્રીઓ ઝોલે ચ્હડી હતી. નગરનગરના નગરચોકમાં વાછડા ને વાછડીઓનાં ધણ ઘૂમતાં.

રોમનગરી સાતશૃંગાળી હતી, અને ગૃદ્ધરાજ હતો રોમનો રાજપંખી. રોમનાં પંખીઓ અને પંખિણીઓની પાંખો ભૂમધ્યસમુદ્ર ઓળંગવાને ફડફડતી હતી.

સૌની પાંખોમાંથી એક જ શબ્દમન્ત્ર ખરતો હતો

કે ભૂમધ્યસમુદ્ર છે રોમનગરીનું રાજસરોવર. એ સરોવરમાંનાં દીપકમળો છે સૌ રોમનાં પ્રજાપુષ્પો.

રોમનગરીના જોબનવિહારીઓ એને સમુદ્ર ન્હોતા કહેતા, સરોવર કહેતા. અને કહેતા કે ભૂમધ્યસરોવરના નાભીચક્રને ચાંપીને બ્રહ્માએ ઈટાલીના બૂટની એડી યુગ-યુગથી જડેલી છે. ફરતા ત્રિખંડના કાંઠાઓ અમારૂં વડિલો પીર્જીત પિતૃધન છે.

નદી પૂરે ચ્હડે ત્ય્હારે કાંઠાવાસીઓએ પાળા પાળવ-વાના છે. કો પ્રજાને નવજુવાની ફૂટે ત્ય્હારે પાડોશી પ્રજા-ઓએ પાળા પાળવવાના છે.

ઈતિહાસના અક્ષરો કોણ લખે છે ? પાર્થ કે પિતામહ?

સ્વપ્નાં સેવે છે નવયૌવના ઉષા, અને સ્વપ્નાંના કોડ પૂરા પાડે છે સંસારવિહારિણી ચિત્રલેખા.

બાળ કે વૃદ્ધ, નર કે નાર–સૃષ્ટિમાં સ્રષ્ટાએ વૃથા કાંઈ સરજ્યું નથી. વિશ્વ વિશાળ છે; પણ એ વિશાળતામાં વૃથાને સ્થાન નથી. ખેડૂત ને કાળ નિરર્થકને નીન્દી નાંખે છે.

જર્મનીનાં જોમ વિજયોના ડંકા વગાડતાં ને પરાજયોને ભૂલતાં. ફ્રેડિક ધ ગ્રેટ, ગોઈથે, કેન્ટ, ક્રુપ, નોબલ, બિસ્માર્ક, મોલ્ટકે, વેગ્નર, હિન્ડનબર્ગઃ યૂરોપનાં મહાકાય શિખરો હતાં એ ઇતિહાસ છે. પણ બિસ્માર્કે વરસેઈલ્સમાં સરજ્યું એ પચ્ચાસે વર્ષે વરસેઈલ્સમાં જ ભાગ્યું એ પણ ઈતિહાસ છે,

પણ ફ્રાન્સ ને જર્મનીના લોકદડા પત્થરના નથી, રબ્બરના છે; પડછાય પછડાય ત્હો યે પાછા ઉછળે.

જર્મનીનું જોબન બોલતું કે બિસ્માર્ક હિન્ડનબર્ગ

ને હિટલર અમારા નવસર્જનહારાઓ. દુનિયાંનો નકશો અમે નવો દોરીશું.

ઉડતાં પંખીની પાંખમાં કિરણો ઝબકે છે એટલાં કિરણો એમની પાંખોમાં ઝબકતાં. અને એકકેએક કિરણ જાણે બોલતું કે હું સૂર્ય છું.

સૂરજ એ સાંભળતો ને હસતો.

આશાની કૂંચીઓ લઈને જોબન દિશાઓનાં દ્વાર ઉઘાડતું હતું. પણ પૃથ્વીનાં પ્રારબ્ધબારણાં હજી તો બીડા. યેલાં ભાસતાં.

દેશદેશનાં જુવાનમંડળો જગત શુ જંગે ચ્હડયાં હતાં.

યૂરોપ એકલો ઉછળતો એમ ન્હોતું. જોબનનો જુવાળ પૃથ્વીની પરકમ્માએ નીકળ્યો હતો. બૌધ્ધમંડળમાં ને ઇસ્લામમંડળમાં ભરતી ચ્હડી હતી. પેલો વૃધ્ધોનો યે વૃધ્ધ, પૃથ્વીપ્રજાઓનો પિતામહ, ભારતવર્ષ ભીષ્મની પેઠે પાછો જગતના કુરૂક્ષેત્રમાં ઘૂમતો હતો, અને કંઇ કંઇ અભિમન્યુઓને ને ઘટોત્કચ્છોને શરમાવતો. ભારત કહેતો કે 'દુનિયાનું આદ્ય પુરુષાતન હું છું. હેક્ટર કે એકીલિઝની પૂર્વે બે હજાર વર્ષે પાર્થ થયો હતો. નવખંડ પૃથ્વીના આઠ ખંડો જંગલી હતા ત્ય્હારનો હું સંસ્કૃત છું. ગ્રીસ ને રોમ તો હતા મુજ યુધિષ્ઠિરના સ્હદેવ ને નકુલ. માનવવંશ મારગ ભૂલ્યો છે; ભારતવર્ષ જગતને ઇતિહાસમાર્ગે લાવશે.'

બૌધ્ધમંડળ પૂછતું હતું કે 'ચીનજાપાનનાં બારણાં ઠોકી ઠોકીને ઉઘડાવ્યાં એ યૂરોપઅમેરિકા આજ લોકકે કેમ ભીડે છે?'

ઇસ્લામમંડળ કહેતું કે અમારાં તેલનાં ઝરણાં ભૂમધ્યસમુદ્રમાં કેમ ઠલવાય છે? યૂરોપને અમે કાર્ડોવા આપી, વિજ્ઞાનશાસ્ત્રો આપ્યાં, Scholasticismની સૈકાઓજૂની માનસબેડીઓમાંથી સ્વતન્ત્ર કીધો. યૂરોપ અમને પરતન્ત્રતા ઓઢાડશે!

ઈતિહાસની આંપલેના આજ પ્રશ્નો પૂછાતા, ને સંસ્કૃતિઓની ખાતાવહીઓ વંચાતી.

છેલ્લી ચારેક સદીઓના ઈતિહાસો સ્હામે જગતમાં બળવો જાગ્યો હતો.

જગતનું જોબન બોલતું કે વરાળનો તો ઉતર્યોઃ આજ વીજળીનો યુગ છે. વીજળીની પેઠે જીબ્રાલ્ટરથી ઉછળી પૂર્વપાંખે હિમાલયશિખરે જઇ નાંગરશું અને પશ્ચિમપાંખે રોકીશૃંગે જઈ વિરાજશું.

યૂરોપઅમેરિકા, રશિયા, ઈસ્લામમંડળ, બૌદ્ધમંડળ, ભારતવર્ષઃ પૃથ્વીની પાંચ સંસ્કૃતિઓ પંચભેળ ખીચડી સમી અત્સ્હારે ખદબદતી હતી. પણ ઈતિહાસનાં પંચામૃત માનવવાંશને એ અખેપાત્રોમાંથી પીરસાવાનાં હતાં. પૃથ્વીનો મહાપંજાબ રચાવાનો હતો.

'વીજળીનો યુગ' 'વીજળીનો યુગ' પોકારતા જોબનજોધને એક કાળઅભ્યાસી કૈલાસીએ પૂછ્યું કે 'વીજળી વિનાની દુનિયાં કદી દીઠી' તી? વર્ષા વિનાનું વર્ષ હોય તો વીજળી વિનાનો યુગ હોય. ઇતિહાસ કહે છે કે વીજળીઓ યુગયુગથી હતી. પણ પૂછું? આજ વીજળીયુગ છે. ખરૂં. પણ એ શાસ્ત્રસંયમી વીજળીનો યુગ છે? કે આકાશઉડણહારિણી અશાસ્ત્રસંયમી વીજળીનો યુગ છે?'

જોબનજોધ જગાજી; અનન્ત અણુપરમાણુઓનું મહા- ની
ઉડતી વીજળી થંભી ...સંસાર એક શક્તિની પ્રત્યંચા નથી. 
હતો, અનુભવ ન હતો. વિ..પ્રવાહ તે સંસારભાગીરથી
અને અવિચારિતાને પરાક્રમ માન... ઘડી છે કે નિત
એને ટેવ ઓછી હતી. પણ આ પ્રસં.
ઉડતો ઘડીક થંભાવ્યો. ઇતિહ...

'રાત્રીનો દિવસ કીધો, અન્ધારાંને અખંડ ...ક્યાં, નગરનગરે નગરરથો દોડાવ્યા, રેલગાડીઓને પર્વતઘાટ ઓળંગાવ્યાઃ એ વીજળી શાસ્ત્રસંયમી કે અશાસ્ત્રસંયમી ?' કાળઅભ્યાસીએ ફરીથી પૂછ્યું.

'શાસ્ત્રસંયમી.' માંડમાંડ સાચનો શબ્દ જોબનજોધથી ઉચ્ચારાયો.

'એટલું શીખો ત્હો યે બહુ શીખ્યા. શાસ્ત્રને ને સંયમને ઉથેટી દીધે સ્વતન્ત્રતા આવતી નથી, અતન્ત્રતા આવે છે. કપાયેલા પતંગ ગોથાં ખાય છે, ને લગામતોડ્યા ઘોડીલા રથ ભાગે છે. સંસારનું યે સંસારશાસ્ત્ર છે, અને સંસારવીજળીઓ યે શાસ્ત્રસંયમી જ હોય. ત્હમે સાચા છો. આ વીજળીયુગ છે, પણ શાસ્ત્રસંયમી વીજળીનો યુગ.'

'ત્હારે જોબનયુગ વૃથા છે જગતનો ?' જોબનજોધ અકળાયો અને અકળાયેલાની વાણી બોલ્યો.

'જોબનયુગને વૃથા કહેનારા વૃથા બોલે છે. વસન્ત વાંઝણી દીઠી નથી. જોબનયુગ હોય નહી તો આધેડયુગ હોય નહી. પણ પૂછું ? અગિયાર અક્ષૌહિણીથી છલકાતા હસ્તિનાપુરમાં જોબનજોદ્ધાઓ ન્હોતા કે હસ્તિનાપુરે સવાસૈકો ચ્હડી ઉતરેલા પિતામહને મહાસેનાધિપતિ સંસ્થાપ્યા ?'

ઇસ્લામમંડળ કહેતું કે અમારાં તેલ, ... ન.'

ધ્યસમુદ્રમાં કેમ ઠલવાય છે? યૂરોપને ... ય છે ને! અભિમન્યુ
વિજ્ઞાનશાસ્ત્રો આપ્યાં, Scholastic ... અભિમન્યુ યે ક્ષાત્રગતિ
...ભેડીઓમાંથી સ્વતન્ત્ર કીધે ... ગતિ પામ્યા–બન્ને યુ નિજનિજના
...ાઢાડશો!

ઇતિહાસની ... જગતને અભિમન્યુ યે જોઈયે છે ને
...ઓની ખાટ ... ય છે.'

૨. ...નબોધ વળી વિચારવહેણમાં તણાયા, ને તરતાં તરતાં બોલ્યાઃ 'ત્હારે ત્હમે જોબનવિરોધી નથી?'

'અમે જોબનવિરોધી? કૈલાસીઓ અખંડયૌવનના ઉપાસકો છે. દસરાએ દસરાએ રાજવી અશ્વરાજને પૂજે છે, અમ કૈલાસીસંઘ એમ જોબનને પૂજે છે. જોબન એટલે જગતનું જોમ. જોબન એટલે ઉત્સાહ, ઉમંગ, સાહસ, ઉછરંગ. જોબન એટલે ફૂટતી પાંખડીઓ.'

'ત્હમે કૈલાસીઓ તો જોબનને યે બિરદાવો છો.'

'પિતામહ રથે ચ્હડતા કે રથેથી ઉતરતા ત્હારે અશ્વરાજોને પંપાળતા, થાબડતા, બિરદાવતા. કૈલાસીઓ ભીષ્મવ્રતી ને પિતામહસંપ્રદાયી છે. શાન્તિપર્વ અમારૂં પરમ શાસ્ત્ર. પણ જૂવો; જોબન એક જ જગતનું જોમ નથી. કાળનું કુરુક્ષેત્ર પાથર્યું પડયું છે, અને સંસારના મહારથે ખેડવાનું છે. જોબનજોદ્ધાઓ સંસારરથના ઘોડીલા છે, પિતામહો એ રથમાંના મહારથી છે, આઠ દાયકા ઓઢેલા સ્વયં શ્રી કૃષ્ણ એ રથના સારથી છે. એમનાં બાણચાપે આલેખેલાં છે પુણ્ય; એમનાં કવચ ઘડેલાં છે તેજનાં; એમના ધ્વજદંડે ચીતરેલો છે ઓંકાર. અનેક મહાશક્તિઓનો સમન્વય છે જગતની વિજયસામગ્રી. અનેક સરવાણીઓનો

સંગમપ્રવાહ છે ગંગાજી; અનન્ત અણુપરમાણુઓનું મહાસંઘટ્ટન છે પૃથ્વીગોળ. સંસાર એક શક્તિની પ્રત્યંચા નથી. અસંખ્યાત સરિતપૂરનો સંગમપ્રવાહ તે સંસારભાગીરથી. રાજનીતિની નવયુગમાં ત્હમે નવવ્યાખ્યા ઘડી છે કે નિત્યનિત્યે બદલાય એ રાજનીતિ.'

'ત્ય્હારે નિત્યસ્થાયી તે રાજનીતિ? ઇતિહાસમાં નિત્યસ્થાયી કેટકેટલું છે? પેલાં ગીતચરણો તો ભૂલ્યા નહિ હોઃ

ઈતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહી,
ચિરસ્થાવર ન દીઠું કાંઈ, ફરતી છે છાંઈ.'

'બૌદ્ધમંડળ કહે છે કે બુદ્ધ ભગવાન ઈશૂ ખ્રીસ્તના કુલગુરુ હતા.'

'હતા. કહે છે કે ઇશુ ખ્રીસ્તના પિતા જોસફ સૂથાર બૌદ્ધ એસીનસંપ્રદાયી હતા. તેથી શું?'

'ઇસ્લામમંડળ સ્થપાયું, બૌદ્ધમંડળ રચાયું. પૃથ્વીના મોભ જેવું રૂસમંડળ તો એક છે જ. યૂરોપ ને હિન્દ પાઠ શીખે ને કુસંપો છાંડે.'

'યૂરોપ કુસંપીલું?'

'યૂરોપના કુસંપો હજારેક વર્ષજૂના છે. યૂરોપખંડ એટલે શું? યૂરોપ એટલે પાંચ પ્રજાઓની પંચહાટડી. ત્હેમાં યે રશિયાને યૂરોપ નાતબહારિયું ગણે છે. એટલે રહ્યો ચાર પ્રજાઓનો ચોકઃ ઇંગ્લાંડ ને ફ્રાન્સ, ઇટાલી ને જર્મની. યૂરોપનો ઇતિહાસ એટલે પ્રધાન ભાવે એ ચાર મહાપ્રજાઓના કુસંપો અને રણસંગ્રામોની કાળકથા. હિન્દ અને યૂરોપ ઇતિહાસના પાઠ નહિ ભણે ને નહિ સંપે—'

'તો ?'

'તો ઇતિહાસનાં પુનરાવર્તન નિહાળશો. બૌદ્ધમંડળ એટલે એશિયાનો પૂર્વકરો અને ઇસ્લામમંડળ એટલે એશિયાનો પશ્ચિમકરો. એશિયાના બે બાહુની વચ્ચે છે ભરત રાજર્ષિનો ખંડ. પણ એ તો છે હૈયું–જગતનું હૈયું. હિન્દ એટલે જગતનું હૈયું.'

ખંડખંડના કીર્તિગાન ગવાય. પણ ભરતખંડની કીર્તિગાથા કો બોલે તો પ્રજાઓના કાન કેમ ફડફડતા હશે ? ભારતના નરબંકાઓની હાકલ હજી ઈતિહાસના યુગયુગાન્તર ગજવતી જગતભરમાં વાગે છે.

'હિન્દબ્રીટન એક થાય તો કાળના જુવાળને અવરોધે. પણ કોણ જાણે શું છે તે બન્નેને અળગાં રાખવાની રાજરમત બન્નના રાજપુરુષો જાણે ખેલી રહ્યા છે. હિન્દબ્રીટનની મત્રી જગતની પરમ પ્રેરણા નીવડે.'

'પણ બ્રીટન તો ભારતનું રાજ્ય વાંછે છે, મૈત્રી નથી વાંછતું.'

'આભવિશાળી ભૂલ છે એ બ્રીટનની; અને કપરે અવસરે સ્હમજશે, જો જો. કૈલાસીનો બોલ છે, સ્મરણે સંચી રાખજો. માનવવંશનો કપરો કાળયોગ આવશે, કાલે નહિ તો પરમે પૃથ્વીનાં મહામન્થન મંડાશે, અને યજ્ઞનું નાળિયેર વધેરાય ને કાચલાં થાય એમ પૃથ્વી વધેરાઈને બે કાચલાં થવાનો છતિહાસઅવસર ઉગશે, ત્ય્હારે હિન્દબ્રીટનના મૈત્રીભાવ :એ સંહારયજ્ઞની ઝાળોને ઠારશે. જગતનું જોબન જીવશે એ જોશે. સંસ્કૃતિઓનો સમન્વય—'

'સંસ્કૃતિઓના સંગમ નદીઓના સંગમ જેવા કેમ નહિ હોય ? રેલ્વેના સલેપાટે સારા કે સાંધાવાળો યે સાંધે.'

'હિન્દબ્રીટનના સલેપાટોને સાંધાવાળાઓ અળગા પાડે છે. સંસ્કૃતિઓના સમન્વય નહિ, જગતસંસ્કૃતિઓનાં મહામન્થન મંડાણું છે અત્ય્હારે તો. મહાપ્રજાઓ નેતરે વળગી છે, ને કાળનાં ઘમ્મરઝ્હલોણાંથી પૃથ્વીની ગોળી ગાજે છે.'

'પણ મોડું થયું નથી ?'

'ઇતિહાસમાં મોડું કશું છે જ નહિ. જ્ય્હારે આરંભો ત્ય્હારે મુહૂર્ત જ છે. જ્ય્હારે નવી રાજરમત મંડાય છે ત્ય્હારે ત્ય્હારે ઇતિહાસની આજ ઉગે છે. કાળની ઘડિયાળ ત્ય્હારે મોડા તો કહેશે, પણ મુહૂર્ત બતાવશે.'

'ને બ્રીટન થાક્યું નથી ?'

'કહે છે કે બ્રીટન થાક્યું છે, ઘરડું થયું છે. એના ટેનીસનને થઇ ગયે સાત દાયકા થયા, વેલિંગટનને થઇ ગયે બાર દાયકા થયા, નેલ્સનને થઈ ગયે પંદર થયા.'

'ત્ય્હારે જગતમાં જોબન જન્મે છે ને બ્રીટનમાં જોબન નથી જન્મતું ?'

'જન્મમરણની પાંખોના પડછાયા કિયા દેશમાં નથી પડતા ? પણ બ્રીટનનું જોબન જળઝૂલે પૂર્વે ઝૂલતું એ હવે સીનેમાગૃહોમાં ઝૂલે છે, નટનટીઓના નયનહિન્ડોલે હીંચે છે. પણ પ્રજા સચેત હશે તો જાગશે, સંજોગો ઉગે છે ને જોગવશે. ફરતી સાગરખંજરી બોલે છે તે કાન ઉઘાડા હશે તો કાલે પાછા કાળના બોલ સાંભળશે. આજના જગતમાં તો જોબનનાં જોમ પૂરે રહડયાં છે.'

'કૈલાસીજી ! એક પૂછું ઇતિહાસનો સારોદ્ધાર ?' જોબનજોદ્ધાની મુદ્રામાં પૃચ્છા હતી, પોપચું શિષ્યભાવે નમેલું હતું.

'આવડશે એ ઉત્તર આપીશ. પૂછો. પૂછવાની આણ ન હોય.'

'કાળના મહાગ્રન્થમાંનો પ્રશ્ન છે એ. ઇતિહાસના આંકડાઓ જુવાનો પાઠે છે કે વૃદ્ધો ?' જોબનની આંખનાં કિરણો આભને યે ભેદીને ઉડતાં હતાં.

કૈલાસીએ ક્ષણેક વિમાસ્યું. પ્રાણાયામ કરતા હોય એમ એક નાસિકાદ્વાર મીંચ્યું. ઉંડો શ્વાસ ભર્યો–જાણે દિશા દિશામાંથી પ્રાણવાયુ પીધો. ને પછી કાળગમ્ભીર વાણે બોલ્યાઃ જાણે ગુફામુખમાંથી ઘોષ પડતો હોય ને !

'ઇતિહાસ એટલે માનવવંશની કાળકથા. એ કાળકથાની કાળવહી સમસ્ત માનવવંશ લખે છે. પ્રહ્લાદ ને હિરણ્યકશ્યપ, સીતા ને રામ. પચ્ચીસીના પુરમાં સિકન્દર કાળના આંકડા પાડતો, ત્રીશીનાં ત્રિશૂળે બેઠો ઇશૂ ખ્રીસ્ત અમર કાળવહી લખતો. પણ બુદ્ધ ભગવાન પોણોસોનાં ઉત્તરીય ઓઢીને શ્રાવસ્તી ને કૌશાંબીમાં પગલીઓ પાડતા; અને હિન્ડનબર્ગ ને લ્યૂડનડોર્ફ ને મેક્ કેનસન, જયોફ્ર ને ફ્રોશ, સાઠીની શણગારલક્ષ્મી સજેલા યૂરોપની ધરતીને ધણધણાવતા. મહાભારતના જંગખેલન્દાઓ કોક શીત્તેરથી ન્હાનેરા હતા, આઠમા દાયકાની આંખે દ્વાપરને ઉતરતો ને કળીને બેસતો નિહાળતા. આ તો છે પૂર્વભાખેલાં પૂર્વાચાર્યોનાં વચનામૃત. ઇતિહાસ આલેખવા એ કોઇનો ઇજારો

નથી. બાળક કે વૃદ્ધ, નર ને નાર–સમસ્ત માનવવંશ આભના અણુઉપટ્યા રંગોમાં પીંછીઓ બોળી બોળી કાળનાં ચિત્રામણુ ચીતરે છે. ઇતિહાસની ચિત્રકલાનો કલાસ્વામી છે સમસ્ત માનવવંશ.

'ફરીથી પૂછો. પૂછો છો ને કે ઈતિહાસના અક્ષરો કોણ લખે છે ?

'કુદરતને પૂછો, કુદરત ઉત્તર આપશે. ચોખંડવિહારિણી કુદરત બોલે છે કે વસન્ત ને વર્ષા બન્ને યે નવસૃજનની મહાઋતુઓ છે.'

' The mine is surcharged. It's about to explode, John ! '

' This is the last chance for European Supremacy. The chapter of five hundred years of History will close. '

' Many chapters of world history have closed ere this. '

પાર્લમેન્ટને ઝરૂખે બે મન્ત્રીશ્વરો ઉભા હતા ને ટેમ્સનાં વહી જતાં પાણી જોતા હતા. બ્રિટિશ પાર્લમેન્ટને ઝરૂખેથી જોવાતું એટલું જગત જોતા.

' What you think will be the centre of world storm this time? ' વૃદ્ધે જુવાનની દીર્ઘદૃષ્ટિને પૂછ્યું.

' Central Asia.' જોબનની બિનઅનુભવી નિશ્ચયાત્મતા બોલી.

મહામન્ત્રીશ્વરે દિશાઓ વાંચી; વાંચ્યું તે વાગોળ્યું; અને નવા ભાગીદારને જૂના ને અનુભવી ભાગીદાર સ્હમજાવતા હોય એમ બોલ્યાઃ

' હા, માનવવંશનું ને મહાવંટોળોનું છે એ વતન. પણ દૃષ્ટિ દિશાદિશામાં રાખજો. હવાઈ ઉડે એ ક્ય્હાં પડશે તે કહેવાય નહિ. ચેનલને સાચવજો. '

' ચેનલને ? ' અર્ધી સદીનો એ જુવાન સંગ્રામમન્ત્રીશ્વર હતો. અનુભવનાં સૂચનથી જોબનને આશ્ચર્ય ઉગ્યાં.

'હા, ચેનલને. નેપોલિયનયુગમાં યે ચેનલનાં જતન કરવાનાં હતાં, અને આજે યે ચેનલનાં જતન કરવાનાં છે. પણ રબ્બરપટ્ટી પ્રલંબાય એમ ચેનલ પ્રલંબાયેલો છે આજ.'

'એટલે ?'

'ત્ય્હારે ચેનલ હતો ડોવરની બે પાંખે પચ્ચીસપચ્ચાસ માઈલનો. આજે ચેનલ છે ડોવરથી સીંગાપુર ને સીડની સૂધીનો.'

સંગ્રામમન્ત્રીશ્વરની આંખોએ જાણે દૂરબીનો આવીને બેઠાં. એ દૂરબીનોમાં થઈને એક આંખે ઈતિહાસ વાંચ્યો અને બીજી આંખે ભૂગોળ. એમણે ટેમ્સનાં પાણી ચેનલમાં ઠલવાતાં જોયાં, ને ચેનલને બિસ્કેના અખાતમાં ઢોળાતો જોયો. એમણે ટ્રફાલ્ગરની ભૂશિર જોઇ, અને જીબ્રાલ્ટરની સામુદ્રધુની નિહાળીઃ આટલાન્ટિકને ભૂમધ્ય સમુદ્રને ભરતો દીઠો. ત્ય્હાંથી ક્ષણઅધક્ષણ માલ્ટા ને સાઈપ્રસના ખડકદ્વીપોએ થંભીને પ્રભુએ સંયોગીભૂમિ સરજી હતી ત્હેની માનવીસ્વાર્થે સામુદ્રધુની કીધી ને શ્રી હરિની યે ભૂલ સુધારી એ સુવેજની નહેરને ઓળંગી, જીબ્રાલ્ટરનો બાન્ધવદુર્ગ એડન નિહાળી અરબી સમુદ્રના સરોવરમાં ઉતર્યો. અને એ સરોવર ઠલવાતું હતું નિઃસીમ હિન્દી મહાસાગરના અનન્ત જળપગથારમાં. ત્ય્હાં, પેડ્રોતાલાગલ્લાના શિખરમાથે ઉભીને, ત્રિંકોમાલીના અને આઘે આઘેના સીંગાપુરના કોટકાંગરા ને પાછળના સીડનીના અખાતનો જળપડદો નિરીક્ષી લીધા. નગરીના મહારાજમાર્ગ સમો બ્રિટિશ મંડળમહારાજ્યનો એ મહારાજમાર્ગ હતો.

રેડિયોની વીજપાંખે જાણે બેસીને જગતસીનેમાના એ પલટાતાં ચિત્રામણો સંગ્રામમન્ત્રીશ્વર જોઈ વળ્યા. એમને પ્રતીતિ ઉગી કે બ્રિટિશ ચેનલ સીંગાપુર ને સીડની પર્યન્ત પ્રલંબાયેલો છે. પણ એમનાં દૃષ્ટિકિરણો તો એ રાજમાર્ગના મધ્યપર્વ ઉપર ઠરેલાં હતાં. સંગ્રામમન્ત્રીશ્વર બોલ્યાઃ

'મહારાજ્યના રાજમાર્ગનું મધ્યપર્વ છે ભૂમધ્ય સમુદ્ર. અને એના એક દ્વારે છે જીબ્રાલ્ટર ને બીજે દ્વારે છે એડન. એનો એક ખંડ છે રાતો સમુદ્ર, અને રાતા સમુદ્રને છે બે પાંખો. એ બન્ને પાંખે બેઠેલું છે ઈસ્લામમંડળ. એ ઈસ્લામમંડળનો વર્ણ કિયો છે ?'

'કાં ? ઈસ્લામમંડળ છે ઇસ્લામવર્ણું.' રાજપુરુષ રાજભાષા ઉચ્ચર્યા.

સંગ્રામમન્ત્રીશ્વરે ટેમ્સ ભીતરમાં જોયું. ભરતી ઓહોટતી હતી ને પાણી અવળાં વહેતાં હતાં. અને એ જળપ્રવાહ ઉપર નહિ તેજ–નહિ અન્ધકાર એવી સાન્ધ્યતેજની સન્ધિકા ઝઝૂમતી હતી. અનુભવીનો ઉત્તર પણ એ સન્ધિકા સમો હતો.

'કાળા સમુદ્રમાંથી ભૂમધ્યસમુદ્રમાં રશિયા ઉતરશે એવી તારઆગાહી આવી છે.' મહામન્ત્રીશ્વરે આવન્તા પ્રસંગના ઓળા દાખવ્યા.

'તો ભૂમધ્યસમુદ્રના બે ઘાટે સેનાઓ ઉભશે.'

'ભૂમધ્યસમુદ્રને તો ઘાટે ઘાટે સેનાઓ સામના કરશે, જોબનના જંગબહાદુર ! ને ઘાટે ઘાટે એક એક આંખડી રાખજો.'

'મ્હારે તો છે બે જ આંખો.'

'એવા વિનયબોલ જંગબેલન્દાને ના ઘટે. જેટજેટલાં દૂરબીનો છે એટએટલી ત્હમારે આંખો છે; જેટજેટલા રેડિયો છે એટએટલા ત્હમારે છે કાન. અનેક સંરક્ષવાના છે ગઢો જગતનગરીના એ ધોરી માર્ગ.'

'બે આંખે બે દૂરબીનો તો પહેર્યાં છે. એક આંખડીએ નિરખું છું પૂર્વગોળાર્ધને ને બીજી આંખડીએ નિરખું છું પશ્ચિમગોળાર્ધને. પૃથ્વીનો નકશો તો આંખોમાં રમે છે.'

'આજનો કો મન્ત્રીશ્વર ઇતિહાસ ભૂલશે કે ભૂગોળ ભૂલશે એ મન્ત્રવિદ્યા ભૂલશે. શેષશાયીને વશ કરવા હશે એણે સહસ્રશીર્ષા શેષને વશ કરવા પડશે. ને શેષને વશ કરવા હશે એણે ઇતિહાસભૂગોળના મહામન્ત્રો સાધવા પડશે.'

'ખરું. કૅનેડા આટલાન્ટિક પાર છે ને દક્ષિણ આફ્રિકા કે હિન્દની ને બ્રીટનની વચ્ચે પડયા છે બે-બે ખંડો. આસ્ટ્રેલિયા તો છે એમની યે પેલી પાર, દક્ષિણસમુદ્રને આરે. બ્રીટનને સંરક્ષણની વીજછલંગો ભરવાની છે.'

પંખીની કલગીનાં પીંછાં સળવળે એમ એની ટોપીમાં સળવળાટ થયો. સંગ્રામમન્ત્રીશ્વરે ટોપી ઉતારી લંડનનગરીને સલામ ભરી, ટોપીમાંથી ઘડિયાળ લીધી ને કાને ધરી. એ ઘડિયાળ જોવાની ન્હોતી, સાંભળવાની હતી.

દેશદેશના બ્રિટિશ એલચીઓ કને એવાં ઘડિયાળ હતાં, અને ક્ષણક્ષણના જગતસમાચાર સૌ મહામન્ત્રીશ્વરને કહેતા.

'જૂવો, એક ભયબોલ સાચો પડયો.'

'શા વળી પર્વત પડયા ?'

'પર્વત નથી પડયા, પણ સાગરદ્વાર ઉઘડ્યાં. રશિયા ને અંગોરાનું તહનામું થયું.'

નવયુગનું આજ એ એક કાળકૌતુક છે કે બે પાડોશી મહાપ્રજાઓ લ્હડે ત્‍હારે દુનિયાં હસે છે, ને સંપે ત્‍હારે દુનિયાં કમ્પે છે ! પરસમશેરથી જગત સાવધાન રહે છે એથી અધિકું પરતહનામાથી સાવધાન થાય છે.

પણ આ તો સાવધાનતાનો જ કાળયોગ હતો. ફૂલ કરતાં ફૂલની સુગન્ધ અધિકવિસ્તારિણી હોય છેઃ શબ્દો કરતાં એ બોલમાં અર્થવિસ્તાર અધિકો હતો.

'અને અંગોરા છે ઇસ્લામમંડળનું પ્રમુખ, League of Islamic Nationsનું પ્રેસીડેન્ટ.' મહામન્ત્રીશ્વરે પૂરવણી પૂરી ને અર્ધભાષ્ય ભાખ્યું.

સ્હામસ્હામા વૃક્ષદંડ ઉભે એમ એ મન્ત્રીશ્વરો ભાલા સમા ટટાર થયા ને પરસ્પરના સ્હામું નિહાળતા ઉભા. ભાલાઓના અણિઅગ્રો સમી એમની આંખડીઓ ઝગમગતી.

ઉભયને ગળે અર્થનો ઘૂંટડો ટીપે ટીપે ઉતરતો હતો.

'અને આબરડીન ?' અનુભવની આંખમાં બ્રીટનનો ઉત્તરછેડો આવી ઉભો.

'રશિયાની પશ્ચિમપાંખ જર્મનીએ કાપી હતી ૧૯૧૭ માં. પછી ફિનલેન્ડ ને બાલ્ટિકતટની રાજ્યચતુષ્ઠયી અને રશિયાના તહ થયા અને રશિયા પાછું બાલ્ટિકઆરે આવી ઉભું ત્‍હારથી આબરડીનનાં બાણુકવચ સજેલાં છે. આબરડીન છે બ્રીટનની કાળમીઢનગરી. ડી અને ડોનની સંગ-

ભૂશિરે છે વીજફૂવારો. અને સમીપમાં જ છે હાઈલેન્ડ્ઝનો ગિરિદેશ.–પણ પૂછું ? બ્રીટનને નિજની જ સમશેરે ખેલવાનો છે આવન્તો જગતજંગ ?'

'અન્તે તો સહુએ નિજ બાહુએ તરવાનું છે સાગરજળમાં. હો ય બોટ ને બોય જેટલાં હોય તેટલી સહાયકતા ખરી.'

'વીજળીના પટા જેવી બ્રીટનની સમશેર ચમકે છે. મોજાંઓની વચ્ચે ખડક, એમ બ્રીટન ઉભશે. આ તો છે યૂરોપની બ્રીટનઈર્ષ્યાનો દવ.'

'યૂરોપના કુસંપો યૂરોપને મુબારક. પણ બ્રીટન એકલું નથી. હિન્દ—'

'હિન્દની બોચી આપણે હાથ છે. પણ હિન્દનું હૈયું ?'

બ્રીટનના મહામન્ત્રીશ્વરને યે ઉત્તર આપવો અઘરો પડ્યો. એમની આંખો ટેમ્સનાં વ્હેતાં પાણી વાંચતી હતી. પાછળ પાર્લમેન્ટ હાઉસમાંથી ઉઠતા ઈતિહાસના ભણકારા સંભળાતા. લંડનનગરીના એંશી લાખના માનવમહેરામણમાં મહામન્ત્રીશ્વર ડૂબી ગયા હતા. દફ્તરખાનાનાં દફ્તરો ફેંદી વળીને જાણે બોલતા હોય એમ મહામન્ત્રીશ્વર ઈતિહાસની ભૂલો એ એકાન્તિકતામાં પછી ઉચ્ચર્યા:

'કર્ઝનની ને હોરની મહાભૂલો કેમ સુધારવી એ વિચારી રહ્યો છું.'

'હોરનું બીલ એ ભૂલ હતી ?'

'સ્ટેમ્પ એક્ટના જેવડી. પાર્લમેન્ટ ત્યહારે જાણે ગાંડી થઈ હતી.'

'દુનિયાં ડૂબતી હતી ને ઇંગ્લાંડ ડૂબત; પણ નસીબે ઉગારી લીધાં બન્નેયને.'

'હોરે લેન્ડ્ઝ એન્ડ અને ડોવર સુધીનું દીઠું ને સાંભળ્યું; સાગરપારનું દીઠું યે નહિ ને સાંભળ્યું યે નહિ. પણ એ તો આલ્પ્સમ્હોટી ભૂલ. હોરની આટલાન્ટિકમ્હોટી ભૂલ એ હતી કે પાર્લમેન્ટ સર્વસત્તાધારિણી છે એ ઉચ્ચરતાં ઉચ્ચરતાં એનાથી ઉચ્ચારાઈ ગયું કે વાઈસરોય બોલે એ ફોક, મહામન્ત્રીશ્વર બોલે એ વૃથા, સ્વયં બાદશાહનાં વચને નિરર્થક. પાર્લમેન્ટ આપે એ જ એક કોલ. કર્ઝને મહારાણીનો ઢંઢેરો ધોયો, હોરે મેકડોનલ્ડનો કોલ ફોક કીધો. આજે હિન્દને કોલ આપું છું તો કોઈ સાંભળતું નથી; ને કહે છે કે પાર્લમેન્ટમાં પાસ કરાવીને આવજો કહેવાને. એ એએ બ્રીટનશ્રદ્ધાળુ હિન્દની શ્રદ્ધાને ફોડી નાંખી.'

'Why can't we declare in Parliament that Curzon & Hoare were wrong, & Queen Victoria was right?' જોબનની ને જંગબહાદુરની સત્યનિષ્ઠા બોલી ઉઠી.

'Young man! That won't be politics. It would be a good Church oration.'

જગતના સેનાધિપતિઓ બહુધા બાણ સમા સીધા હોય છે, જગતના મન્ત્રીશ્વરો બહુધા ચાપ સમા વાંકા હોય છે. બન્નેને જવું હોય એક જ દુશ્મનદુર્ગે. પણ એક જાય શર સમો સીદ્ધો ને બીજો જાય ચાપ સમો વકાવો ખાઈને. સેનાપતિઓ પ્રધાનતઃ હોય છે ક્ષત્રિયબુદ્ધિના ને મન્ત્રીશ્વરો પ્રધાનતઃ હોય છે વણિકબુદ્ધિના. ક્ષત્રિય ધ્વજદંડને પાડે

સીધા બાણે, ને વાણિયો ઘી કહાડે વાંકી આંગળીએ.

એવે સંગ્રામમન્ત્રીશ્વરના સેક્રેટરી આવ્યા ને પ્રારબ્ધના મહાવૃક્ષના પીળા પાન સમું તારપાનિયું નિજ મન્ત્રીના હાથમાં મૂક્યું.

પાંદડાની રેખારેખામાં બ્રહ્મબોલ છે એવા એ કાગળની રેખારેખામાં કાળબોલ હતા. સંગ્રામમન્ત્રીશ્વરે યુદ્ધરેખાઓ વાંચી, વીજળીવેગે નિધાર્યું, ને આગન્તુકને કહ્યું: 'કહો, રેડિયામાં કહો કે સીમમાં સમળા આવે એમને વીંધવા ને વધેરવા; પણ સીમોલ્લંઘન ન કરવું.'

મહામન્ત્રીશ્વરને ને સંગ્રામમન્ત્રીશ્વરને ચોથસલામ કરીને સેનાની સિધાવ્યો. પછી સંગ્રામમન્ત્રીશ્વરે વાત આંડી.

'જીબ્રાલ્ટરનો તાર છે કે ઇટાલીનું વિમાન દુર્ગશિખરે થઈને ઉડતું આવ્યું, અને એને પંખીની પેરે વીંધીને દુર્ગચોકમાં પાડ્યું.'

'એ તો શાન્તિયુગની યે રાજનીતિ. દુહાઇના દુર્ગ પરવિમાને ન ઓળંગાય. અને તમ રાજઉત્તરે યથાયોગ્ય હતો. જંગમંડાણની વિના જાહેરાતે સીમોલ્લંઘન ન કરાય. જાવ; જૂવો; શુકન સારા છે. First blow is half the battle won; પહેલો મારે, એ કદી ન હારે.'

'જાઉં છું. હું તો સદા બોલતો કે જીબ્રાલ્ટર પાછું માગે છે એ માત્ર સ્પેઇનની જીભ નથી બોલતી. જાઉં છું.'

સંગ્રામમન્ત્રીશ્વરની લોચનપાંખડીઓ, વસન્તવાયુ વાયે ફૂલ પ્રફુલ્લે છે એમ, પ્રફુલ્લી હતી; ને મંહી વીજળીઓ રમતી. જતાં જતાં દ્વારમાં ઉભી પૂછ્યું: 'છાપાંઓને મોકલુ સમાચાર ?'

'બેશક. લેન્ડ્ઝએન્ડથી આબરડીન અને ટોકિયોથી ન્યૂયોર્કને હાકલ મારો કે દુહાઇનો દુર્ગ ઓળંગીને ઈટાલીનું વિમાન આવ્યું, એને પહેરેગીરે વીંધ્યું, અને જીબ્રાલ્ટરના દુર્ગચોકમાં પાડ્યું.'

આત્મનિષ્ઠને પગલે એ ગયો. એની મુદ્રામાં સાથા ક્ષત્રિયની વીરજ્યોત હતી. એ ફ્લાઈવિવર્ણો ન હતો, વેટસનવર્ણો હતો. આરસ જેવો દૃઢકાય ને આરસ જેવો ઉજ્જવળદેહી એ સંગ્રામમન્ત્રીશ્વર હતો.

ઘડીકમાં વહી જતી ટેમ્સને નિહાળતા અને ઘડીકમાં પડતી રાત્રીનું આભ વાંચતા મહામન્ત્રીશ્વર પાર્લમેન્ટના સરિતછજામાં ટહેલતા હતા. એમને અત્સ્હારે કાળના અક્ષરો સ્પષ્ટ ન્હોતા ઉકલતા. વાદળમાં ધુમ્મસ ઉભરાતું ભાસતું.

અણચિન્તવ્યો આભમાંથી ખરતો તારો ખરે એમ મહામન્ત્રીશ્વરના મુખમાંથી શબ્દો ખરી પડ્યાઃ 'હિન્દ બાળક છે.'

આભમાંથી એવે બીજો તારો ખર્યો, ને પાર્લમેન્ટની હવેલીના સરિતછજા વચ્ચે ઉતરી ઉભો, ને પૂછ્યુંઃ 'હિન્દ બાળક છે કે પ્રજાઓનો પિતામહ છે? ઈતિહાસ શું ઉચ્ચરે છે?'

મહામન્ત્રીશ્વર ઝબકીને જાગ્યા. એકાન્ત માનતા હતા ત્ય્હાં એમણે માનવમૂર્તિ દીઠી. ક્ષણેક નિહાળીને એ તેજમૂર્તિને ઓળખી.

'પ્રેરણા! ત્હમે? પરમાણુમાંથી પ્રગટ્યાં કે શું?'

'ના, અન્તરિક્ષમાંથી ઉતરી. સૈકાજૂનો આ શબ્દોચ્ચાર ક્ય્હાં સૂધી હજી રટશો કે હિન્દ બાળક છે? બસો વર્ષે યે

હિન્દ બાળક મટતું હશે કે નહિ? પ્રગતિવાદી છો કે સ્થિતિસ્થાપક? ૧૭૮૩માં અમેરિકા બ્રીટનખોળેથી ઉતર્યું તે પહેલાં પા સદી પૂર્વે હિન્દ બ્રીટનખોળે બેઠું છે, ૧૭૫૭ થી. પાછળજન્મ્યું અમેરિકા યૌવનરંગ માણે છે ને પૂર્વ-જન્મ્યું હિન્દ બાળક છે એ બ્રીટનનો ઇતિહાસ એમ બ્રીટન કઇ જીભે બોલે છે? ને બોલશે ત્હો યે કોણ માનશે? હિન્દ તો પૃથ્વીની પ્રજાઓનો પરદાદો છે.—પણ હું આજે ભૂતકાળ ભણાવવાને નથી આવી, ભવિષ્ય ઘડવાને આવી છું.'

એ શબ્દોચ્ચારે બ્રીટનના મહામન્ત્રીશ્વર સાવધાન થઈ ગયા. મહામન્ત્રીશ્વરે અનુભવ્યાં હતાં કે કૈલાસીનો સંઘ જગતનો નવઈતિહાસ સરજે છે.

'કહો, શું છે?' મહામન્ત્રીશ્વરે પૂછ્યું.

'આજનાં Politics એટલે ધુમ્મસના દુર્ગ. તેજના અક્ષરો લખો તો એક કોલ લેવાને આવી છું, ને એક કોલ દેવાને આવી છું.'

જીવનભર ગૂઢ ભાષા ઉચ્ચરનારા મહામન્ત્રીશ્વરને યે એ શબ્દોનો અર્થ ન ઉકલ્યો; જો કે કૈલાસિણીનો એકેએક બોલ ટંચન સોનાનો હતો.

'કહો, કહો; હું સાંભળીશ.' નિરાશાને આરે ઉભેલા મહામન્ત્રીશ્વર હસી પડયા ને બોલ્યા.

'ના; સાંભળીશ નહિ, વિચારીશ; ને વિચારીશે નહિ; વર્તીશ.'

પ્રેરણાની ગામ્ભીર્યમુદ્રા નિરખીને મહામન્ત્રીશ્વર ચેતી ગયા, સાવધાન થયા. અન્તરિક્ષે જોયું તો રાત્રીનો અન્ધકાર

હતો; નીચે જોયું તો ટેમ્સ વહી જતી હતી. મહામન્ત્રીશ્વર જાણતા કે ઇતિહાસનો છેલ્લો પાસો કૈલાસીઓને હાથ છે. પત્થરમાંથી ઝરણ ટપકે છે એમ ટીપેટીપે બોલ્યાઃ 'વિચારીશ, વાગોળીશ, નિર્-ધારીશ, ને વર્તીશ. કહો, શું છે?'

આભગમ્ભીર મુદ્રાએ, કાળગુફા બોલતી હોય એમ, પ્રેરણા બોલીઃ

'મૈત્રીનો કોલ લાવી છું-જોઈતો હોય તો. બ્રીટનને કપરો અવસરયોગ આવે છેઃ ઈતિહાસે ન દીઠેલો, કલ્પનાએ ન કલ્પેલો, એવો. ત્હમે જાણો છો, એટલે બ્હીવડાવવાનું કે ધમકીનું આળ તો નહી જ મૂકો એ જાણું છું. અમેરિકા અળગું છે; બૌદ્ધમંડળ ઉછાળે ચ્હડ્યું છે; રશિયા પુણ્યપાપની ચે પાળો તોડે છે; ઇસ્લામમંડળ ઇસ્લામવર્ણું છે; યૂરોપની પ્રજાપ્રજા બ્રીટનની ઇર્ષ્યાઝેરીલી છે. પૃથ્વીઓળે એક બાકી રહ્યું છે હિન્દ. મૈત્રીનો કોલ આપો, તો સ્હામો હિન્દમૈત્રીનો કોલ લાવી છુંઃ સમાનતાની સન્મૈત્રી.'

यथा दीपो निवातस्थो नेंगते એવા કૂટસ્થ અને અડોલ એ શબ્દે મહામન્ત્રીશ્વર તન્દ્રાવાસી સમા ઉભા. પ્રેરણાના બોલે પછી એમને જગાડ્યા.

'એક પ્રશ્ન પૂછું છુંઃ એક પ્રશ્નોત્તરમાં હૈયાં ઉઘાડાં પડી જશે. બ્રીટન હિન્દની મૈત્રી વાંછે છે કે હિન્દનો રાજદોર?'

મહામન્ત્રીશ્વર તો ઠરી જ ગયા; જાણે હિમનું પૂતળું ઉભું. ઇતિહાસના અર્ક સમો કૈલાસિણીનો પ્રશ્ન હતો.

ઘડીક વીત્યે પ્રેરણાએ કહ્યું 'ત્હારે હું જાઉં છું' ત્હારે ઘેન ઉતર્યાં અને મહામન્ત્રીશ્વર ઉચ્ચર્યાં;

'હિન્દ પક્ષાપરનો પ્રશ્ન છે. સહુ રાજપક્ષોને પૂછીને ઉત્તર અપાય.'

'ભલે. મૂકજો, અધરા પ્રશ્નો અભરાઈએ મૂકજો. પણ મોડું થાય ને મુહૂર્ત ન વીતે એટલું જોજો. બાઈબિલમાંનો Too late નો બોધપાઠ—'

'કાળને સીમા નથી, ને Politicsમાં કાંઈ Too late છે નહિ.'

'હવે મન્ત્રીશ્વરોને હાથ રાજરમત નથી રહી. કાલથી સેનાપતિઓને હાથે જગતની રાજરમત રમાશે. Politicsમાં નહિ હોય, રણસંગ્રામમાં Too late છે. અર્ધી સદીથી કૈલાસીઓએ કહ્યું છે ને વળી કહું છું: હિન્દબ્રીટનની મૈત્રી એ હિન્દનો બ્રીટનનો ને જગતનો કલ્યાણમન્ત્ર છે. બ્રીટનનાં દિલને પૂછજો કે હિન્દનાં દિલ શું દિલ જોડવાં છે? ક્લાઈવે શીખવેલું, ડેલહાઉસીએ શીખવેલું, કર્ઝને શીખવેલું, હોરે શીખવેલું ભૂલી જાવ; હ્યુમે શીખવેલું, રીપને શીખવેલું, ગ્લાડસ્ટને શીખવેલું, મહારાણીએ શીખવેલું, ચેધામે–બર્કે શીખવેલું સંભારો. બ્રીટનના જીવનની જડીબુટ્ટી હિન્દને હાથ છે.'

એ શબ્દો શ્રવણપુટેથી મર્મદેશે જાય એટલું પ્રેરણા થંભી, ને પછી બોલી: 'સાંભળો. હિન્દુ નહિ, ભારતવાસી નહિ, Psuedo patriot નહિ; ઈરાની દરવેશ, ઈસ્લામી દાનેશમન્દ, આન્તરરાષ્ટ્રીય આંખે જગતઇતિહાસના વાંચક, માનવકલ્યાણના આર્ષદ્રષ્ટાના શબ્દમન્ત્ર કહેતી જાઉં છું. વાંચજો, વાગોળજો, શેરડીની પેઠે રસ ચૂસજો, ને કુચ્ચા હોય તે થૂંકી નાંખજો. સાંભળો સમસ્ત ઈતિહાસના બોલ, કાળના ઉદયથી માંડીને.

The sun rises in the East. The human race started on its western trek from the East. The arts of civilization originated in the East. The East is the nest of light, poetry, wisdom, love, chivalry, and inspiration. Thc founders of the Great Religions were born in the East, and God whispered to their hearts in the unbroken silences of the East. Unafraid, the Eastern Sages looked into the countenance of Eternity; and having solved the riddles of the Universe, they first lived with, and walked by the side of Truth–and then spoke of God, Immortality, and Destiny.

Thus *Revelation* unveiled its face, for the first time and at the dawn of Creation, in the East.



## પ્રકરણ ૧૭ મું, નેણાંમાં રાખું

રાજને રીઝવીને મ્હારાં નેણાંમાં રાખું.

પ્રેરણા ગાતી હતી. રસિકો આજ રમતે ન્હડયાં હતાં.

પહેલાં તો પરસ્પરને અંજલિઓ ભરી ભરીને પાઈ.

દ્વાદશીનો ચન્દ્રમા ચમકતો હતો. ચન્દ્રમાએ ગગનનું માન સરોવર કીધું હતું, ને ચન્દનીજળથી છલોછલ ભરેલું હતું. મંહી તારલાની કમળકળીઓ વેરેલી હતી. પ્રેરણાએ ચન્દનીનો ખોબલો ભર્યો ને ધુરન્ધરને પાયો.

'ચન્દની પા છ ? કે ફોસલાવ છ ?' ધુરન્ધરે પૂછ્યું.

'દુનિયાં જ માયાવી છે, ને માયાના ખેલ ખેલે છે. આપણે યે દુનિયાંવાસી છીએ, દુનિયાં જેવું ખેલિયે છીએ.' હસતાં હસતાં પ્રેરણાએ શબ્દોના પરપોટા ફોડયા.

'આથી તૃષા કાંઈ છીપતી નથી.'

'તૃષા છીપવે એ પાણી. ને અછીપ તૃષા રહે એ પ્રેમઃસ્હમજ્યા ?' પ્રેરણા ધુરન્ધરનાં નયનોમાં બોલતી હતી.

ધુરન્ધરે જોયું કે રસિકા આજ રસનાં અટકચાળે ન્હડી છે.

પુરુષ ઘણું ઘણું નથી સ્હમજતો; સુન્દરી એને સ્હમજાવે છે એ. દુનિયાંના કંઈ કંઈ કોયડાની કૂંચીઓ સુન્દરીનાં નયનોમાં છે. ગૃહમન્ત્રસભાની પેઠે પ્રજામન્ત્રસભાઓમાં સુન્દરીઓ વિરાજે તો પ્રજાપ્રજાના અણઉકલ્યા કોયડાઓ ઉકલે.

પુરુષોત્તમ પણ પ્રકૃતિઆંખની રસોર્મિઓ પીએ છે ત્ય્હારે સૃષ્ટિને સરજે છે.

કુમળા કમળપત્રનો પ્રેરણાએ પડિયો કીધો હતો. મંહી ચન્દનીને ઝીલી હતી. બે અંગુલિએ ધુરન્ધરનાં બન્ને પોપચાંની પાંદડીઓ ઉઘાડીને ચન્દનીથી વધાવતી હતી.

'પ્રેરણા ! રમત રમે છે ? નવરાશ છે ત્‍હને રમવાની ?'

'આઠે પહોરની જીવન જ રમત છે. ભગવાને રમે જ છે ને બ્રહ્માંડ શું ? શાસ્ત્રો એને બ્રહ્મલીલા ભાખે છે.'

'ભગવાને તો બ્રહ્માંડને ચક્રાવે ચ્‍હડાવ્યું છે.'

'ને ત્‍હેં ? ત્‍હેં શું ઓછું રાખ્યું છે ? ને ત્‍હેં મ્‍હને ચક્રાવે નથી ચ્‍હડાવી ? દુનિયાં રમણભમણ કરવાને તું નીસર્યો છે. પ્રતિપદાએ મ્‍હારા હૈયાને રમણભમણ કીધું. હવે સ્વસ્થ કર બધું કે સોહાય.'

પ્રેરણા બોલતી જતી હતી, ને ધુરન્ધરને માથે ચન્દનીના અભિષેક કરતી જતી હતી.

'પણ શું કરે છે આ ?'

'મ્‍હારા સદાશિવને ચન્દનીની ચન્દ્રાધારીઓ ચ્‍હડાવું છું.'

'સો સો જળાધારીએ સદાશિવે નથી પ્‍હલળતા ને હું યે નથી પ્‍હલળવાનો.'

'પુરુષો ત્‍હમે પ્રકૃતિથી જ પ્‍હલળેલા છો. પ્રેરણાઓ તો ત્‍હમને પછી પ્‍હલાળે છે.'

'અને સ્ત્રીઓ તો અણુસીંજાયેલી જ હશે ?—આરસની છીપરો જેવી ?'

ધુરન્ધર તારાઓ ગણતો હતોઃ આકાશમાંના ને પ્રેરણાના હૈયામાંના. પ્રેરણાના એક એક બોલનો ભાવ

ધુરન્ધરને તારલો ભાસતો. મંહીના અર્થ ઝબકતા, ને ઝાલવા જાય ત્ય્હાં ઉડી જતા.

રસિકોની રસની રમતો ઝબકતા તારલા ઝાલવા જેવી નથી ? ઝલાય તો નવાં વિશ્વો ઝલાય; ન ઝલાય તો જાણે ગગનફૂલડાં વીણવાને ગયાં હતાં !

તેજ દીઠાં છે સહુએ. મુઠ્ઠીમાં ઝાલ્યાં છે કોણે કોણે ?

'પ્રેરણા ! જગત વાટ જૂવે છે હો !'

'મ્હારૂં યે જગત વાટ જૂવે છે. પ્રેમાવતારનાં પગલાં ક્ય્હારે થશે ત્ય્હાં ?'

'પ્રેમના અખંડ પ્રકાશમાં રમે છે તું. ત્હો યે—'

'આ તો પ્રેમનું પ્રભાત છેઃ ઉષાનાં અજવાળાં. ઉગ્યા પછી દિવસભર સૂર્ય અળગો થતો નથી. મ્હારા જીવન્દિવસમાં એવો સૂર્ય ઉગાડ. તું તો ઘડીક મળે છે આભને આરે. ને પછી પખવાડિયાંઓ પૃથ્વીના છેડાઓને શોધ છ.'

'પૃથ્વી તો ગોળ છે. પરિઘનો છેડો કિયો ? વર્તુલનો છેડો જડયો ત્હને !'

'પૃથ્વીને કે પૃથ્વીનાં કારસ્તાનોને છેડા જ નથી. જાણે અનન્તની ધૂમડીઓ.'

'ને પ્રેરણાનાં કારસ્તાનોને ? ત્હારાં નયનો કિરણો વરસે છે, અને ઉપર તું ચન્દની વરસાવ છ. આ મ્હારાં ન્હાનકડાં નયનો તે કેટલુંક ઝીલશે ?'

'ન્હાનકડાં નયનો ! ઉઘડે તો આભ ઓળંગે એ ન્હાનકડાં નયનો ! નયનો તો છે પ્રેમના પાતાળઘરા. પ્રેમી વરસે એટલું પ્રેમ ઝીલે. પ્રેમદેશમાં પધારો, મ્હારા મહેશ !'

પ્રેરણા બોલતી હતી ને ચન્દનીની છાલકો છાંટતી હતી. ચન્દ્રી પણ પૃથ્વી શું એવી રમત રમે છે.

'પ્રેરણા ! લે પાસા નાંખું. પાસા વાંચીશ ?'

'કોનો પાસો ? રમલનો પાસો ? નાંખ રમલનો પાસો, ને જોઇ આપુ ત્હારા જોષ.'

'પૃથ્વીનો પાસો. મ્હારા જોષ તો ત્હને જોઇ તે તિથિથી જોવાયેલા જ છે. હજી બાકી છે જોવાવાના ?'

'પણ જન્મોત્રી ક્ય્હાં ચીતરાઈ છે ?' પ્રેરણા બોલી.

'લે, ચીતર ત્ય્હારે આપણી જન્મોત્રી.'

'જૂઓ, જન્મોત્રીની કવિતા લખું છું.

ગેબના મન્ત્રો લખે ગંગોત્રી,
કાળનાં કીર્તન રચે જમનોત્રી;
એમ આયુષ્યના ગહન પટ ગૂંથીને
લોકલોકની વિધિ લખે જન્મોત્રી.'

'જગત્‌ની જનતાની પ્રેમીઓ જન્મોત્રીઓ વાંચે તો જગત્‌ ન સાંભળેલું સાંભળે ને ન ગાયેલું ગાય.' ધુરન્ધરે અગમ્યને વાંચ્યાં.

'જે જે પ્રેરણાને પાસે છે ત્હેની જન્મોત્રી પ્રેરણા વાંચે છે. ધુરન્ધર ! ત્હારી પ્રેરણાએ ત્હારી જન્મોત્રી—'

મન્ત્રોચ્ચારની પૂર્ણાહુતિ ધુરન્ધરે અટકાવી. માથોડા ઉંચા ગુલાબના છોડને વાળી કો ગુલાબફૂલનો રસરસિયો ગુલાબને સૂંઘે એમ પ્રેરણાની દેહવેલના પુષ્પછોડને વાળીને ધુરન્ધરે સુન્દરીની ભાગ્યપાંખડી સૂંઘી.

'ત્હને ભાગ્યદેશની સુગન્ધ પરખાય છે ?' પૂછતાં પ્રેરણા હસી પડી.

'હા; ત્હારા સૌભાગ્યની સુગન્ધ. રમલનો પાસો જોષ નથી કહેતો એટએટલા જોષ સોહાગણનો લલાટચન્દ્રમા ઉચ્ચારે છે.'

ધુરન્ધર શિખર સમો ગંભીરમુદ્રાળો હતો, અને જળધોધ જેવા ઘેરા શબ્દે બોલતો હતો.

પ્રેરણા તો હાસ્યની ચન્દની ઉછાળતી હતીઃ 'ત્હેમાં ત્ય્હારે સોહાગણ ભાગ્યદેશે ચન્દ્રક કરે છે ?'

'કુમારિકા છે સૃષ્ટિનું કૌમાર, સોહાગણ છે સૃષ્ટિનો સોહાગ. તું સોહાગણ છે, સૃષ્ટિનો શણગાર છે.'

'વગર વર્યાની સોહાગણ !'

'વગર વર્યાની નહિ, વગર પરણ્યાની સોહાગણ. જેણે જેણે ચન્દની પીધી છે ને પાઇ છે એ સહુ સોહાગણો છે. જેમને જીવનના સદાશિવ લાધ્યા છે, ને હૈયાની અખંડ જળાધારીએ જે નિર્ઝર છે, એ સહુ—'

'અમે સોહાગણ ને ત્હમે સોહાગ; અમે ધુરા ને ત્હમે ધુરન્ધર. ચાલ રથને ખેડિયે સંસારવાડીઓમાં.'

લોક કહે છે ધુરન્ધર ને પ્રેરણા રમતાં હતાં. સાચાં પ્રેમીઓની પ્રેમરમતોની પેરે એમની રમતો યે વિશ્વસત્યો બોલતી હતી.

જ્ય્હારે જ્ય્હારે પ્રેરણા બોલે છે ત્ય્હારે રમતમાં યે વિશ્વસત્યો બોલે છે.

આભમાં એવે બીજી ચન્દ્રલેખા ઉગી, અને ચન્દ્રલેખાના પડખામાં શુક્ર તારલો ઝળહળતો હતો.

'આવ્યાં હો ! સજોડીલાં સન્ત;' પ્રેરણા ટહૂકી ઉઠી.

પ્રેરણાની એક આંખે વિધાત્રીને ઓળખી ને બીજી આંખે આત્મજિતને ઓળખ્યો.

'ચોણંડ જીતી આવ્યાં લાગે છે.'

'મુદ્રામાં છે પરાક્રમનો પ્રકાશ.' ધુરન્ધરે સાક્ષી પૂરી.

કિરણોની પાંખે તેજબેલડી પાસે આવતી હતી.

'ધુરન્ધર! જગત ઝોલે ચ્હડ્યું છે. અવરોધ્યું નહિ અવરોધાય. એક વારકો તો ધરતીકમ્પ થવાનો:' આત્મજિતે જગતવધામણી આપી.

'ખરૂં-ખોટું, પણ માનવી માને છે કે ધરતીકમ્પ થાય ત્ય્હારે નવા ખંડો સરજાય.'

'માનવી ધારે તો નિત્યનિત્યે નવા ખંડો સરજે, નિત્યનિત્યે નવા સંસારો સ્થાપે. માનવીની મહાશક્તિ માનવીથી અણજાણી છે.'

'મ્હેં વાંચી લીધી:' આત્મજિત વાર્તા સમેટતો હતો. પણ એ વાર્તા સમેટાઇ રહી છે કદી યે?

'શું વાંચી લીધું? આત્મજિત!' સર્વવેત્તા વિધાત્રીને જાણવાનું બાકી રહ્યું હતું તે પૂછ્યું.

'ત્હારી કીકીઓમાંની કવિતા.'

'લોક અક્ષર વાંચે છે કે કવિતા?'

'લોક વાંચે છે અક્ષરમાંની કવિતા. મ્હેં યે વાંચી લીધી ત્હારી કીકીઓમાંની કવિતા.'

'તું અદૃશ્યને વાંચે છે, આત્મજિત! ત્હારે છે જાણે દિવ્ય ચક્ષુઓ; મ્હને આપજે. મ્હેં તો વાંચ્યાં છે ત્હારા અન્તરના આદેશ ને અભિલાષ, ત્હારા મુખનાં હાસ્ય, ત્હારા

લલાટનાં તેજ, ત્‍હારી ભ્રકુટિની ભવ્યતા, ત્‍હારાં અંગઅંગમાંનાં લાલિત્ય, ત્‍હારાં નયનોમાંનાં નૃત્ય. મોરને પગલે પગલે મોરની કલગી ડોલે, એવી ત્‍હારી કલગી ડોલે છે. શું કરતાં હતાં ? પ્રેરણા !'

'ત્‍હમારા જેવી વાતો. અમે રમતાં હતાં.'

'રમવાની નવરાશ છે ત્‍હમને ? શું રમતાં હતાં ?'

'પ્રારબ્ધ વાંચવાની રમત.'

'કોનાં ? પૃથ્વીનાં કે ત્‍હમારાં ?'

'પૃથ્વીથી આપણે ઓછાં જ પર છીએ ? પૃથ્વીનાં પ્રારબ્ધમાં સૌનાં પારબ્ધ સમાયેલાં છે. सर्वे पदं हस्तिपदे निमग्नम्.'

'ત્‍હમારી રમતો યે અગમ્યદેશની. શું શું વાંચ્યું ? પ્રેરણા !' વિધાત્રીએ પછી અગમ્યનો પ્રશ્ન પૂછયો.

'પ્રીતમે લખ્યું છે તે.'

'પ્રીતમે શું લખ્યું છે ?'

'પ્રેમમન્ત્ર.'

એ એક શબ્દોચ્ચારે ચારેયનાં હૈયાં ડોલ્યાં; ડુંગર ડોલ્યા, સારૂં વિશ્વ ડોલી રહ્યું; ચન્દનીના સાગર ડોલ્યા, ને ચન્દનીસાગરમાં બ્રહ્માના પદ્મ સમો ચન્દ્રમા ડોલતો દેખાયો. ખરેખાત તો પ્રેરણાની કીકીઓ પ્રેમહિન્ડોળે ડોલતી હતી.

વિધાત્રીએ વાત ઉપાડી લીધી.

'પ્રેરણા ! તું રમત રમતી હતી ને ? ચાલો, આજે રમત જ રમિયે. ધુરન્ધર ! આત્મજિત ! દેવ થશો-દેવ ? દેવદેવની રમત રમિયે. દુનિયાં દેવોની છે.'

'દેવ!' ધુરન્ધરને આશ્ચર્ય ઉગ્યાં. 'ત્હમે દેવીઓ થાવ; પછી અમે દેવ થઇયે ને! દેવીઓની કૂખે દેવ અવતરે. દુનિયાંમાં દેવ અવતરે છે ખરા?'

'પુષ્પે–પુષ્પે દેવમન્દિર છે, ને કિરણે કિરણે દેવમન્ત્ર છે. ત્હેં દીઠા છે ને મ્હેં યે દીઠાં છે એ દેવમન્દિરને અને એ દેવમન્ત્રને. દુનિયાંમાં દેવદેવીઓ છે એટએટલાં તો સ્વર્ગમાં યે હશે કે નહિ હોય.' વિધાત્રી પૃથ્વીની વિધિપત્રિકા વાંચતી હતી.

'ત્ય્હાં જઈશું ત્ય્હારે જોઈશું. આજે તો દુનિયાંને દેખિયે. દુનિયાં સ્વર્ગના પડછાયા સમી નથી ભાસતી?'

'પ્રેમ એ દેવત્વનો પડછાયો છે. પુણ્યપ્રેમ પ્રગટે ત્ય્હારે દેવત્વ પ્રગટે.'

'દુનિયાં દેવોની છે. પ્રેરણા! તુજથી શું અજાણ્યું છે?'

'અન્તરિક્ષમાં વીજળી સળકે છે એવી અન્તરમાં પ્રેરણા સળકે છે. પ્રેરણાના સળવળાટ એ માનવીનાં ચેતન. જીવનમાં ને સંસારમાં પ્રેરણા પ્રગટે ત્ય્હારે ચેતન પ્રગટે છે.' ધુરન્ધરનાં ચેતન પ્રગટ્યાં હતાં ને બોલતાં હતાં.

'ને વિધાત્રી આનન્દે એનાં ભવિષ્ય આનન્દે. આત્મજિત! ત્હારાં ભવિષ્ય આનન્દ્યાં. દેવ કેમ થવાય? વિધાત્રી!'

'દુનિયાંને હૈયે વિરાજે એટલે દેવ થવાય.'

'ખરૂં. પણ દુનિયાંને હૈયે કેમ બેસાય?'

'પુષ્પે પુષ્પે કિરણ બેસે છે એમ.' વિધાત્રી વિશ્વકવિતા બોલી.

'સુન્દર ઉત્તર આપતી સુન્દરીઓને સાંભળી છે ને?

અને પછી સૌન્દર્યમુગ્ધ થયાં છો ને ? મુગ્ધ થવાય એવું મુગ્ધાઓ જ બોલે છે એમ બોલનારાઓ ભ્રમની ભૂલભૂલામણીઓ વાવે છે.' ધુરન્ધરે ભાષ્ય કીધું.

'ત્હમે સત્ય વાવો ત્હારે દુનિયાંમાં.' આત્મજિતે દિશા દાખવી.

'કૈલાસીનું વ્રત છે કે દુનિયાંમાં સત્ય વાવવું. સત્યનાં વાવેતર વિના દુનિયાંનો ઉદ્ધાર છે ?'

'પ્રેમનાં વાવેતર વિના સંસારના ફાલ નથી ઉતરતા. પ્રેમ વાવશો ત્હાં ત્હાં સત્ય ઉગશે.'

'ખેતર ખેડૂત વાવે ને હૈયાં સુન્દરી વાવે. પ્રેરણા ! વિધાત્રી ! પ્રેમ વાવો ત્હારે હૈયાનાં ખેતરોમાં.' આત્મજિતે ન્હોતરાં પાઠવ્યાં.

'આંજણુ હૈયે અંજાય કે નયણે ?' વિધાત્રીએ ન્હોતરાનો ઉત્તર વાળ્યો.

'આંજણુ તો આંખમાં અંજાય.'

'પ્રિયતમા યે પ્રેમને આંખોમાં આંજે છે. પ્રેરણા ! તું ધુરન્ધરની આંખો આંજ; હું આત્મજિતની આંખો આંજું છું.'

'ધુરન્ધર ! આવ. આપણું આજ Operation થવાનું છે. સજ્જ થા. ક્લોરોફોર્મ સૂંઘ.'

'ક્લોરોફોર્મ સૂંઘવાનું છે આપણે ?'

'ઘણાખરા પુરુષોને એ ઘેન ચ્હડે છે. વિરલા વીરોને ન હોય એ ઘેન. પ્રથમે મોહનાં ઘેન, ને પછી પ્રેમનાં Operation. આ તો છે રમત આપણી.'

'જીંદગી યે રમત છે, પ્રારબ્ધ ને પુરુષાતનની.'

આત્મજિત ને ધુરન્ધર પૃથ્વીના પરાક્રમસ્તંભો સમા ઉભા હતા. વિધાત્રી ને પ્રેરણા એ સ્તંભો ઉપરના અમર મન્ત્રો લખતી હતી.

'આવો, ઉંચું જૂવો. ચન્દ્રમા શું દૃષ્ટિયોગ સાધો.' પ્રેરણા બોલી.

ધુરન્ધરે ને આત્મજિતે આભમાં જોયું, ચન્દ્રમા શું દૃષ્ટિયોગ સાધ્યો. પ્રીતમો કહ્યાગરા હોય છે એટલા વરો કહ્યાગરા નીવડે તો ઘરઘરમાં સ્વર્ગ ઉતરે.

'અમૃતનો થાળ દીઠોને? શું શું દીઠું?'

ધુરન્ધરને ને આત્મજિતને પલ્લવલ્લીનાં અજવાળાં ઉઘડયાં હતાં. ગુફામુખમાંથી ઝરણ પ્રગટે છે એમ એમનાં મુખમાંથી ગીતઝરણું ઝરવા માંડયું. એ ગીતઝરણાને એમની પ્રિયતમાઓ ઝીલતી ને જગત ઝીલતું.

ત્હારે નેણુલે ઠમકે મોર;
ત્હારી કીકીમાં ચમકે ચકોરઃ
ત્હારે નેણુલે ઠમકે મોર.

જગને ઝુંડ ઝૂકયો'તો આષાઢી ગોરમ્ભો ઘનઘોર;
અન્ધારવીંધતાં તેજકિરણુ શો ત્યહાં
ગાજ્યો ત્હારો મદશોરઃ
ત્હારે નેણુલે ઠમકે મોર.

કંકુમવર્ણાં બાણ ઉષાનાં ઉડે એવો ત્હારો તોર;
શરદભરી ફૂલવાડી ફોરે એવો
ફોર્યો પ્રભાતને પ્હોરઃ
ત્હારે નેણુલે ઠમકે મોર.

બ્રહ્માંડભરતીની રેલતી રેલતી આવી બ્રહ્મઝંકોર;
છોળ છલી છલકાઇ ગગનઉર,
આયુષ્યનો ભર્યો ભોરઃ
ત્હારે નેણુલે ઠમકે મોર;
ત્હારી કીકીમાં ચમકે ચકોરઃ
ત્હારે નેણુલે ઠમકે મોર.

પ્રેરણા ને વિધાત્રી ધુરન્ધરને ને આત્મજિતને પ્રેમયોગ શીખવતાં હતાં.

પ્રીતમને પ્રિયતમા જ પ્રેમયોગના પાઠ શીખવેને ?

પછી વિધાત્રીએ કહ્યુંઃ 'ચન્દ્રિકા ઝીલી. હવે પોપચાં મીંચી જાવ.'

ધુરન્ધર ને આત્મજિત બે-બે ચન્દ્રમા જોતા હતા.

ચન્દ્રમાની ને સહિયરોની ચન્દ્રિકા ઝીલતા ધુરન્ધરે ને આત્મજિતે પોપચાંની પાંખડીઓ ભીડી દીધી, અને અન્તરૂમન્ત્રો વાંચતા ઉભા.

'કીકીઓમાં ચન્દ્રમા દેખાય છે ?'

આત્મજિતે 'હા' ઉચ્ચારી-ધુરન્ધરે કહ્યુંઃ 'હેં ? હા-આ-આ.'

'હવે આંખો ઉઘાડો.'

સૂર્યઆજ્ઞાએ કમળો ઉઘડે એવાં ધુરન્ધરનાં ને આત્મજિતનાં નયનો ઉઘડયાં.

'અમને નિરખો.'

ધુરન્ધર પ્રેરણાની પ્રભા પીતો હતો, આત્મજિત વિધાત્રીનો વદનાત્મા વાંચતો હતો.

'પાછાં પોપચાં મીંચી જાવ.'

પાંખોમાં પંખી મીંચાય એમ પોપચાંઓમાં નયનો મીંચાયાં. આસપાસ ફરતી ચન્દની ઢોળાતી હતી. અને એ ચન્દનીના મણિઓ એમની કીકીઓમાં ચમકતાં.

'કીકીઓમાં કોણ બેઠું છે?' પ્રેરણા ને વિધાત્રીએ સંગાથે પૂછ્યું.

એક બોલના બે પડઘા પડે એમ એ એક પ્રશ્નના બે ઉત્તર ઉચ્ચારાયા.

ધુરન્ધરે કહ્યું: 'પ્રેરણાનો પ્રકાશ.'

આત્મજિતે કહ્યું: 'વિધાત્રીની ગહનતા.'

'દુનિયાંવાસી દેવો! પ્રેમયોગીઓ! ત્હમે પ્રેમયોગ સાધ્યો. ધુરન્ધર! આત્મજિત! ત્હમે પ્રેમયોગીઓ છો. પ્રેમયોગીઓની આંખોમાં સદા પ્રેમીઓ જ રમે.' અદશ્યેથી પ્રત્યક્ષ થઈને કૈલાસી મહારાજ બોલતા હતા, પ્રેમપ્રારબ્ધીઓનાં ભાગ્યકલ્યાણ ભાખતા હતા.

આત્મલીન પ્રેરણા ગુંજતી હતીઃ

અગમ્યને વાંચો, હો નરનાર!

વિશ્વવાંચતી વિધાત્રીએ પડઘો પાડયોઃ

રાજને રીઝવીને મ્હારાં નેણુંમાં રાખું.

એવે ગગનવિડારતો મહાશબ્દ થયો. કાળના મહારથનાં રથચક્રો વિશ્વગડગડતાં આવે એવો ગડગડતો ગડગડતો ને મેઘાડંબરની પેઠે આકાશઘુમ્મટમાં ગ્હડતો ગ્હડતો એ પ્રચંડ ધ્વનિ અન્તરિક્ષની ગુફાને છલકાતી ભરીને ઉભો. જાણે કુરુક્ષેત્ર મંડાણું ને મહાશંખનાદ થયો; જાણે પિતામહે સિંહગર્જના કીધી ને કૃષ્ણચન્દ્રે પાંચજન્ય પૂર્યો.

કૈલાસીજીએ જાણ્યું કે મહામન્થન મંડાય છે.

❦

## પ્રકરણ ૧૮ મું, જગતને ઝરૂખે

શિખરને શિખરે શિખરખંડ સમા એ ટ્હેલતા હતા.

અગમનિગમના આદેશ એમણે સાંભળ્યા હતા કે મહામન્થન મંડાશે.

એકદા એમણે આભમાં ગેબી પડછાયો દીઠો હતો. એમનો અન્તર્યામી એમને કહેતો કે એ કાળની પાંખનો પડછાયો હતો.

દ્વાપર ઉતરતો હતો, ને કલિ બેસતો હતો, ત્ય્હારે એમણે એ પડછાયો દીઠો હતો. મોક્ષદાયિની માગશરી શુક્લ એકાદશીએ કુરુક્ષેત્ર મંડાયું હતું. એના એક માસ પૂર્વે કાર્તકી પ્રબોધિની એકાદશીએ જે વિશ્વવિકૃતિઓ ને અપશુકનો દીઠાં હતાં તે એ અત્ય્હારે પેખતા હતા. ત્ય્હારે પાર્થ બોલ્યો હતો ને આજે કૈલાસીજી બોલતા હતા કે

निमित्तानि च पश्यामि विपरितानि, केशव !

અગમ્યમાંથી એમણે સાંભળ્યું હતું કે પાંચ સાયર ને નવખંડ ઉલટવાના છે, ને પૃથ્વીને બોળવાના છે. પ્રલયનાં પાણી પૂરે ન્હ્હડવાની એ આગાહી હતી.

ધરતીને એ નિહાળી રહેતા અને આભની પાર જોતા. બન્નેયને કાળપ્રશ્ન પૂછતા, ને, સહદેવ જોશીની પેઠે, ઉત્તરને અન્તરમાં વાગોળતા.

એમણે જોયું કે આટલાન્ટિક ને પાસીફિક ઉછાળે ન્હ્હડયા છે. એમણે જોયું કે ઉત્તર ધ્રુવનો સાગર માઝા મૂકશે ને ભૂમધ્યસમુદ્ર પાળો તોડશે. એમણે જોયું કે લંકાનો સાગર

રામયુગમાં ઉછળ્યો હતો એથી સોગણો ઉછળશે. એમણે જોયું કે સૈકાઓજૂની સાગરપાળો કાળકોતરાયેલી ને જર્જરી થઈ છે, સાગરપૂરને નહિ ખાળે. એમણે જોયું કે દુનિયાં દોદળી થઈ છે.

આંખોને ક્ષિતિજ હોય છે, આત્માને ક્ષિતિજપડદા હોતા નથી. એમની આંખો જોતી એથી એમનો આત્મા અધિકું વાંચતો.

અબરખનાં થર જેવાં પૃથ્વીનાં થર એમને પારદર્શક ભાસતાં.

પર્વતોની પાંખે પાંખે, વાદળીની કીકીકીકીમાં, વનની બખોલોમાં એ ઈતિહાસના આંકડા વાંચતા. એમને થતું કે કાળનાં પાણી ખડકપાળો રચે છે, પ્રારબ્ધના વજ્રકોટ વિશ્વસીમાઓ સમા જગતને ઘેરે છે. ભયંકર ઘટાટોપ એમને ગોરમ્ભાતો ભાસતો.

અગોચરને એ વાંચતા જતા તેમ તેમ ત્હેમની મુદ્રા ગમ્ભીર થતી. વૃક્ષ જેવા સ્થિર હતા તે ઘટા જેવા ગમ્ભીર થયા, અને પછી તો ગિરિકરાડ સમા ભયાનક ભાસ્યા.

એમને થતું કે શું શું કરૂં ને શું શું ન કરૂં ?

પાળઅથડાતાં દરિયાનાં મોજાંઓ ફૂંફાડા મારે છે, નાગની ફણાઓ સમી ફેનિલફણાઓ ઉછાળે છે, એવો એમનો અન્તરાત્મા, પ્રારબ્ધની પાળો સ્હામે પછડાતાં, ફૂંફાડા મારતો ને ફણાઓ ઉછાળતો.

એમના પ્રચંડ પુરુષાતનને થતું કે આ પાળો શેની ?

પ્રલયને એ આવતો જોતા હતા: આવતા જગત્પ્રલયને અવરોધવાનો એ ઉપાય શોધતા, પણ એમની આત-

મપાંખો આભની ને પ્રારબ્ધની પાળોને જઈ પછડાઈ પાછી પડતી.

ચ્હડતા પૂરને ખાળવાને લોક પાટડા નાંખે છે. એમને પાટડો થઇને પડવું હતું, પૂરને અવરોધવું હતું. પણ કાળગંગાએ જાણે કાંઠાઓ ભાગ્યા હતા.

પણ એમને આડા પડવાનો ચે કાળયોગ ઉગ્યો ન્હોતો, અવરોધવાનો ચે કાળયોગ ઉગ્યો ન્હોતો.

સાગરને પાજ બાંધનારા મહામાનવી હોય છે. એવા એ મહામાનવ હતા. સાગરને એ પાજ બાંધવાને મથતા હતા. અમ્ભોનિધિને કહેતા કે થંભી જા.

ઘણાં પૂર એમણે દીઠાં હતાં, અને ઘણાં પૂર એ તરી ઉતર્યા હતા. પણ એ નદીઓનાં પૂર હતાં. આવતું પૂર તો સાગરપૂર હતું.

કદી મૂંઝાતા નહિ એ આજ અમૂંઝાયા હતા. વિશ્વગ્રન્થનું પાને પાનું વાંચતા એ આજે જાણે લિપિ વીસર્યા હતા.

એમની એક આંખડી અન્તરમાં ઉતરી હતી, ને બીજી આંખડી પૃથ્વીઅન્તરમાં ઉતરી હતી. ઉંડા ઉંડા અગોચર મન્ત્રો ઉકેલવાને એ મથતા.

એમને આજ જાણે વ્હલોણુવાર હતો. ત્રણસો યોજનવાનો હિમાદ્રિનો જાણે રવૈયો કરી, ગગનની ગોળી માંડી, દિશાઓ કાળનાં નેતરાં ખેંચતી હતી. દેવદાનવે જાણે પૃથ્વીનાં મહામન્થન વળી માંડયાં હતાં.

વંટોળની ઘૂમડીઓ જેવી એમની કીકીઓ ઘૂમડીઓ ખાતી, ને ત્રિકાળનાં મહાવનોમાં ઘૂમી વળતી.

એમને ઘાટ બાંધવા હતા, દુર્ગોની હારો માંડવી હતી, ચીનની દિવાલ સમી કાળદિવાલો ચણવી હતી.

એમણે એકદા સાંભળ્યું–જોયું હતું કે પ્રલય અવરોધવાનો રહેલો ઉપાય એ છે કે, હોલેન્ડમાં છે તેમ, કોંકણપટ્ટીની સિંહાદ્રિમાળા છે એવી, દેશદેશ ફરતી દિવાલો ને સાગરસાગર ફરતા કોટકાંગરા ખડા કરવા. પણ સસ્તી વસ્તુઓ ક્ષણભંગુર હોય છે ને કુદરતના કાળભીઠ માનવીથી સરજાતા નથી; એમ રહેલા ઉપાયો પણ ક્ષણભંગુર હોય છે, ને કુદરતનાં અનુકરણે દોહ્યલાં હોય છે.

વેદઋચા છે કે आयुर्वै घृतम्. નવવિજ્ઞાનીઓ કહે છે કે દૂધ પચાવે એમનાં આયુષ્ય છે. પ્રાચીનશાસ્ત્રીઓ કહે છે કે સોમ જીરવે એમનો યજ્ઞ છે.

સસ્તું ને રહેલું એમને ક્ષણભંગુર ભાસતું.

કહે છે કે ચાતક અંગારા ભરખે છે. પૂર્ણિમાએ પૂર્ણિમાએ એ યજ્ઞજવાળાઓ ભરખતા ને જીરવતા.

દુનિયાંના આવતા દવ ઉગતા દાબવાની એ મન્ત્રણાઓ શોધતા, મહાદવના અંગારા હોલવવાના મહામેઘ એ માગતા.

અવનીના અગ્નિ એમણે એકદા પળમાં હોલવ્યા હતા. દેશદેશની રણભેરીઓ એમણે ક્ષણમાં આનન્દભેરીઓ કીધી હતી. એથી એ આશાવન્તા હતા. પણ, સહુ કહેતાં અને એમને યે ભાસતું કે, આ વેળાએ એ આશાને છેલ્લે પગથિયે ઉભા હતા.

આ વેળાના વનદવને એ પૃથ્વીદવ કહેતા.

રશિયાથી આસ્ટ્રેલિયા, અને અમેરિકાથી આફ્રિકા ને જાપાનઃ ધરતીના ખંડખંડ ધણુધણવાના હતા. પૃથ્વી પાયામાંથી ડોલવાની હતી. પ્રજાઓનાં પ્રારબ્ધ નવાં ઘડાવાનાં હતાં.

પાંચ ધૂમકેતુઓ જાણે ગગનમંડળમાં ઉગ્યા હતા, અને વિશ્વચમ્મર સમા દિશાલાંબા પૂંછચમ્મરો વીંઝવતા હતા. ચારને બદલે પાંચ દિગ્નાગોની જાણે શૂંઢો ડોલતી હતી, ને સ્હામસ્હામી હાથીહુંકાર કરતી હતી. પાંચેના દન્તશૂળો શંકરના ત્રિશૂળ સમાં ચકચકતા.

અખંડ આનન્દ ઉજવતા એમને વદને આજ વિષાદ-છાયાની ઝાંખપ હતી. એમની ભમ્મરો ઘેરાયેલી હતી, એમની પાંપણો ઘૂંચવાયેલાં જાળાં જેવી હતી. એમની આંખોને ચિન્તાતુર ચિન્તવનનાં ઘેન ચ્હડયાં હતાં.

દેશદેશનું દિલ વાંચતા, પ્રજાપ્રજાનાં ભાવી વાંચતા જગતને ઝરૂખે એ ટહેલતા હતા. મહાજળઘેરો ભર્યો ભાર્યો મેઘખંડ અન્તરિક્ષમંડળે હિન્ડોળા ખાય એવા એ ડોલન-ગતિએ ડોલતા હતા.

માનવીનું માનસ સ્થિર હોય ત્ય્હારે સમાધિસ્થ સમો માનવી કૂટસ્થ બેસે છે. માનવીનું માનસ હિન્ડોળા ખાતું હોય ત્ય્હારે માનવી યે હિન્ડોળા ખાતો ટહેલે છે.

માનવહિન્ડોળા સમા કૈલાસીજી કૈલાસશિખરે આજ ટહેલતા હતા.

ચાર દિશાઓએ ચાર દિગ્પાળો એવા હોય તો પ્રલય કે ઇતિહાસપ્રલય પૃથ્વી ઉપર પગ મૂકવાનું યે ન ચિન્તવે.

પણ પૃથ્વીખોળે હિમાદ્રિ એક છે અને એ ય તે પૃથ્વીખોળે એક હતાઃ શ્રી કૃષ્ણચન્દ્રની ટચલી આંગળી સમા પડતા આભના જાણે એકલથંભા આધાર.

કૂર્માવતારે દન્તુડી ઉપર પૃથ્વીને ઝીલીને તારી હતી. કૈલાસીજી કહેતા કે કાચબાથી માનવી જશે ? હું નહિ; મ્હારો અન્તર્યામી પૃથ્વીને ઝીલશે ને તારશે.

એ અન્તર્યામીનો આદેશ સાંભળવાને કૈલાસીજીએ અત્ય્હારે અગમ્યને પડદે કાન માંડયા હતા.

તારવાનો કૈલાસીજીને એટલો ચિન્તવનભાર ન હતો. આવતો ઇતિહાસપ્રલય અવરોધવાના ચિન્તાચાકડે કૈલાસીજી ચ્હડયા હતા.

જગત્સંસ્કૃતિઓને અથડાતી અવરોધવી શી રીતે ? જગત્સંસ્કૃતિઓ અથડાય તો ઇતિહાસો ભૂંસાય.

માનવવંશને કૈલાસીજી પંચપાંખડી મહાકમળ કહેતા. એની એકકે પાંખડી તૂટે તો કૈલાસીજીને કાળજકટારી વાગે.

હોલવવાના શ્રમથી સામા ભાગના શ્રમે તણખાને વેરાતા અવરોધાય તો વનદવ સળગતા આળસે એમ એ કહેતા.

પણ કાળના પલીતા મૂકે છે કોણ ? ચિનગારીઓ સળગાવે છે કોણ ? ઇતિહાસના મહાદવ પ્રગટાવે છે કોણ ?

અનુત્તર થવાય ત્ય્હારે કૈલાસીજી ગીતાભાખ્યો ઉત્તર ઉચ્ચરતા કે

कालोऽस्मि लोकक्षयकृत्त् प्रवृद्धः

કૈલાસીજી વિશ્વવૈદ્ય હતા, જગતધનવતન્રી હતા, દુનિ-

યાંના મહારોગોની જડીબુટ્ટીઓ જાણતા. અગસ્ત્યના કીમિયા એમને આવડતા. ભીષ્મ પિતામહની પેઠે ઘડીક તો એ યમરાજને યે આણ દેતા કે ઉભા રહો. પણ પછી કાળયોગનો રાજકાગળ દીઠે એ જગતધનવન્તરીની દૂહાઈ ને ઔષધિઓનાં ખાણનાં થોથાં થઈ પડતાં.

મૃત્યુને ન્હોતરી પછી અવરોધવા કરતાં મૃત્યુરોગને થતા અવરોધવા એને દીર્ઘાયુષની એ ખરી કૂંચી કહેતા.

સહુ સ્હમજે છે એ કૈલાસીજી ઉચ્ચરતા, સહુ જાણે છે એ કૈલાસીજી ઉદ્બોધતા. ત્હો યે ઘણુાંને કૈલાસીબોલ અવનવા લાગતા.

સામુદ્રધુનીઓમાં સાગરો અથડાય છે ત્ય્હાં ત્ય્હાં અવિરત ગર્જનાઓ ગાજે છે. એમ જગત્સંસ્કૃતિઓ અથડાય છે ત્ય્હાં ત્ય્હાં યે યે અવિરત ગર્જનાઓ ગાજે છે. પૃથ્વીની પ્રજાઓની એવી સામુદ્રધુનીઓ નહિ, પણ પ્રયાગતીર્થના સમા ધીરગમ્ભીર પ્રશાન્તમુદ્રાળા સંગમઘાટ ને સમન્વયઘાટ કૈલાસીજીને કરવા હતા.

કૈલાસીજી કહેતા કે ‘ હિન્દી મહાસાગર આટલાન્ટિકને મળે છે, કે આટલાન્ટિક મહાસાગર પાસીફિકને મળે છે, ત્ય્હાં ઘૂઘવાટ કેમ થતા નથી ? સાંકડી સામુદ્રધુનીઓમાં ઘૂઘવાટા હોય; જગત્સંસ્કૃતિઓના સાગર સાગરમાં પરસ્પર ઠલવાય ત્ય્હાં ઘૂઘવાટે ન હોય કે ગર્જના યે ન હોય.’

કૈલાસીની જમાતને જગતસંસ્કૃતિઓના મહાસાગરોના સંગમ કરવા હતા.

પૃથ્વીપટમાં સંસ્કૃતિઓને પરસ્પર ઘૂઘવતી જોઈને

અજવાળી રાત્રી યે અમાવાસ્યાની ભાસી; તગતગતા તારલા યે ભૂંસાયેલા ભાસ્યા. દિવાસ્વપ્નમાં ઉઘાડી આંખો યે આંખધર્મ ભૂલે છે એમ કૈલાસીજી આજ દિવાસ્વપ્નમાં ડોલતા.

નાવિકના જળમાર્ગ સાગરપાટે કોરેલા હોતા નથી, તારકમંડળમાં કોરેલા હોય છે. કૈલાસી મહારાજના કલ્યાણમાર્ગ આજ પૃથ્વીપાટેથી ભૂંસાયા હતા, સાગરપગથારે કોરેલા ન હતા, અન્તરિક્ષમંડળેથી ને ગગનમંડળેથી અલોપ થયા હતા. કૈલાસીજીને અન્તરમાં યે આજ કેડી દેખાતી નહિ.

વિશ્વદ્રષ્ટા આજ ઘડીક દૃષ્ટિસૂના હતા.

ખીણમાંના નદીઆરે કો ઉભો હોય; ને પછી નદીઆરે ને નદીઆરે ચાલતાં ને ચાલતાં પગદંડીનો છેડો આવે, સન્મુખે વિશ્વપડદા સમી કરાળ પર્વતકરાડ ખડી થાય, ને પછી પગલું યે ન ભરાય કે પગથિયું યે ન મ્હડાય: એવી કો ખીણમાં કૈલાસીજી જાણે ભૂલા પડયા હતા.

દુનિયાંની ભૂલભૂલામણીઓ એવી છે. સંસારશાસ્ત્રીઓ કેડી ભૂલે છે ત્ય્હારે આંખે અન્ધારાં આવે છે, ઉરમાં નિરાશા ઢોળાય છે: જાણે સારા વિશ્વે શાહી ઢોળાઈ ને અક્ષરો ભૂંસાયા !

જગતને ઝરૂખે જોગન્દર આજ ઝોંચકા ખાતા હતા.

એમને ગિરિવર શા અડોલ-કૂટસ્થ થવું હતું. ભાવીના આગાશી ઓળાઓ એ ગિરિશિખરને માથે ડોલતા ને શિખરને અને શિખરવાસીને જાણે ડોલાવતા હતા.

એમના વિશ્વને આભ ઘેરી પડયાં હતાં. એ આભ પાછળ જોવાને કૈલાસીજી ઝંખતા, પણ આભપડદાઓ આજે અભેદ્ય હતા.

એવે મધુરમધુરા ગેબના સમીરણ વાયા, નિઃસીમ અન્ધકારમાં તેજ પ્રગટયાં, ને પૃથ્વીમંડળમાં પરિમળ પ્રસર્યાઃ જાણે અમાસની મધરાતે ચન્દની ઉતરી, ધરતીના ચોક ભરી ભરી ફૂલડાં વરસ્યાં!

કૈલાસીજીને દુનિયાં દેવની થઈ રહી.

જાણે મહામાયા સ્વયં અવતાર ધારીને આવી; જાણે પ્રકૃતિની પ્રતિમા ઉગી; જાણે પૃથ્વીની પરમેશ્વરી પધારીઃ એવી ત્રિલોકતિલક સુન્દરીએ ત્ય્હાં દર્શન દીધાં.

સહસ્રધા ફૂલપાંખડીઓની એની દેહવેલડે સુકુમારતા હતી, સહસ્રધા મહારાણીઓનાં એના દેહસૂર્યે જાજરમાન હતાં.

અસ્તિત્વની એ અધિષ્ઠાત્રી હતી, મનોરથોની એ મહેશ્વરી હતી; ત્રિકાળ એના ત્રિભંગમાં રમતા, ત્રિલોક એની આંખોમાં ને લલાટદેશે તગતગતા.

હાથેળીઓ એની ફૂલડાં જેવી હતી, આંગળીઓ એની ફૂલપાંખડીઓ જેવી હતી. સૌન્દર્યને યે એ સુન્દર કરતી.

હિમાદ્રિની વિભૂતિઓ જાજમ થઈને એનાં પગલાંમાં પથરાતી. એના અંગુલિસ્પર્શે વસુન્ધરા નિજના વસુભંડાર ઉઘાડતી. એની આંખડીનાં કિરણો ઉડીને અડકયે આકાશનાં ગર્ભદ્વાર ઉઘડતાં.

ઉપનિષદમાં વર્ણવી છે એવી એ હતી—હૈમવતી ઉષા.

કોક એને ચિન્તાસુફ્તા કહેતાં.

ચન્દ્રમામાંથી ચન્દની નિર્ઝરે છે એવા એના દેહચન્દ્રેથી પરિમળઝરણાં વહતાં.

તે ગાતી ગાતી આવતી હતી. આભફેડતી વીરતાના શબ્દે, વીરતાની મૂર્તિ સમી, શિવપુરનું ગીત ગાતી ગાતી એ આવતી હતી.

આસો માસો, દસરાધ્વજ લહેરાય જો!
રણશીંગડાં વાગતાં' તાં શિવપુર ગામનાં રે લોલ;
વાયા વાયા પૂરવપશ્ચિમના વાય જો!
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

આવ્યા આવ્યા સાંઢણીના અસવાર જો!
ઘૂઘરડા ઘમક્યા એ રણની વ્હેલના રે લોલ;
પૂછ્યા પૂછ્યા પથુભાના દરબાર જો!
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

'બ્હેનડબાએ કહાવી છે આશિષ જો!
બોલ્યાં છેઃ મુજ વીર પડતો બોલ ઝીલશે રે લોલ;
બોલ્યે દિન અમ આંગણ ગઢમંડાણ જો!'
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઝડપ ઝડપ્યાં ઝૂલતાં ઢાલતરવાર જો!
ગોરમ્ભ્યાં નેણાં, ને કસુમ્બલ આંખડી રે લોલ;
બ્હેનડઘેર કાલ ક્ષત્રિયવટનાં પર્વ જો!
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઘોડીલા ઉછળે, રમતી મ્હેલી વાજ જો!
મારગડો નિરખે રે અટારીએથી સુન્દરી રે લોલ;

વૃક્ષો વધાવતાં, તેજ વરસતાં આભ જો!
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

વડલા હેઠળ ચાર ગામોનો ચોક જો!
 એ ચોકે બેઠા'તા બ્હેનડના વેરવી રે લોલ;
'ભાગશું મહુરત, ભાગશું ગઢમંડાણ જો!'
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઝબક ખડગો ઝબક્યાં, મચ્યું ઘમસાણ જો!
 બ્હેનડબાનાં રાજ્ય છંટાણું રણછાંટણે રે લોલ;
સીમ સજીવન થઈ વીરતાને નીર જો!
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ભાગ્યા ભાગ્યા ભવરણના ભાગેડુ જો!
 જાતાં નાંખી બરછી અવળી આંખની રે લોલ.
ધરતી ઢળિયા જયવરિયા એ વીર જો!
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.
વાયા વાયા પૂરવપશ્ચિમના વાય જો!
 ખબરો ગઈ એ ગઢમંડાણને માંડવે રે લોલ;
ખાલી ઘોડલી આવી શિવપુર ગામ જો!
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

તે દી મંડાણા કીકી–કીકીમાં કિલ્લા જો!
 તે દી કોરાણા ભમ્મર–ભમ્મર કાંગરા રે લોલ;
તે દી રોપાણા રણધ્વજ હૈયે હૈયે જો!
 સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

આસો માસો, શરદ પુનમની રાત જો!
 સતીમાની જવાળાઓ વન અજવાળતી રે લોલ;

ઉપનિષદમાં વર્ણવી છે એવી એ હતી—હૈમવતી ઉષા.

કોક એને ચિન્તામુક્તા કહેતાં.

ચન્દ્રમામાંથી ચન્દની નિર્ઝરે છે એવા એના દેહચન્દ્રેથી પરિમળઝરણાં વહતાં.

તે ગાતી ગાતી આવતી હતી. આભફેડતી વીરતાના શબ્દે, વીરતાની મૂર્તિ સમી, શિવપુરનું ગીત ગાતી ગાતી એ આવતી હતી.

આસો માસો, દસરાધ્વજ લહેરાય જો!
  રણશીંગડાં વાગતાં' તાં શિવપુર ગામનાં રે લોલ;
વાયા વાયા પૂરવપશ્ચિમના વાય જો!
  સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

આવ્યા આવ્યા સાંઢણીના અસવાર જો!
  ઘૂઘરડા ઘમક્યા એ રણની વ્હેલના રે લોલ;
પૂછ્યા પૂછ્યા પથુભાના દરબાર જો!
  સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

'બ્હેનડબાએ કહાવી છે આશિષ જો!
  બોલ્યાં છે: મુજ વીર પડતો બોલ ઝીલશે રે લોલ;
બોલ્યે દિન અમ આંગણુ ગઢમંડાણુ જો!'
  સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઝડપ ઝડપ્યાં ઝૂલતાં ઢાલતરવાર જો!
  ગોરમ્ભ્યાં નેણાં, ને કસુમ્બલ આંખડી રે લોલ;
બ્હેનડઘેર કાલ ક્ષત્રિયવટનાં પર્વ જો!
  સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઘોડીલા ઉછળે, રમતી મ્હેલી વાજ જો!
  મારગડો નિરખે રે અટારીએથી સુન્દરી રે લોલ;

એનું નામ સુગન્ધા.

સુગન્ધા એટલે બ્રહ્માંડની સુવાસના.

કૈલાસને શિખરે તે વસતી. સૌ શિખરવાસીઓની તે જગતદૃષ્ટિ હતી.

કસ્તુરીમૃગનાં ધણ સુગન્ધા ચરાવતી. સ્હવારે ચરાવવાને જાય ને ધણને મૂકી આવે. સ્હાંજે જાય ને ધણને વાળી લાવે. કસ્તૂમૃગોની તે ગોવાલણ હતી.

નિત્યનિત્યે બરફના સદાશિવ તે રચતી ને પૂજતી.

કૈલાસીજી કહેતા કે સુગન્ધા એટલે દેવલોક ને માનવલોક વચ્ચેની અમૃતસરણી. કૈલાસીજી મૂંઝાતા ત્ય્હારે સુગન્ધાને પૂછતા. આકાશનાં અમૃત સારવી સારવીને સુગન્ધા કૈલાસીજીને આપતી.

સુગન્ધા ધણમાં જાય ત્ય્હારે ત્ય્હારે એને એકએક સ્કન્ધે એકએક કસ્તૂરીમૃગલું બેઠું હોય.

મહર્ષિઓએ ઋગ્મન્ત્રો લખ્યા ત્ય્હારે સુગન્ધાની વિશ્વદૃષ્ટિએ જગત જોતા હતા.

બાર વાર એણે પૃથ્વીપરકમ્મા કરી હતી. એકએક વેળાએ આવીઆવીને એકએક સ્વયંભૂ જ્યોતિર્લિંગે જઈને એણે મહાગાયત્રીપુરશ્ચરણ કીધું હતું. ભગવતી ગાયત્રી દેવી સુગન્ધાને પ્રસન્ન હતી.

સુગન્ધા કહેતી કે જગત ગાયત્રીમન્ત્ર વીસર્યું છે.

સુગન્ધા ગાયત્રીમૂર્તિ હતી.

બ્હેનડબાને નેણુલે શગ મોતી ઝરે રે લોલ;
વરસ્યાં વરસ્યાં ફૂલડે વનનાં ઝાડ જો!
ડોલ્યા ડોલ્યા ધરણીધર શેષ નાગ જો!
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ગીતમાં શિવપુરનું સરોવર ડોલતું હતું એવું એનું નયનમંડળ ડોલતું હતું, અને એ નયનમંડળમાં ગગનમંડળ ડોલતું હતું.

મલકાતી મલકાતી એ આવી. સ્મિતમાંથી સુધા ઝરતી મલપતી મલપતી એ પધારી. એનાં ડોલનમાંથી ચેતનધારાઓ પ્રગટતી. દિશામંડળમાં સુગન્ધના ધૂપ ઉડાડતી ફૂલની છાબ જેવી એ આવી.

એનાં અંગો ફૂલોનાં હતાં. એ ફૂલમાંથી પરાગો વહેતા.

સહસ્ર પાંખડી કમળપુષ્પ જેવી એ હતી.

એ આવી, અને દેવભાષામાં બોલીઃ 'કૈલાસી મહારાજ! ચાલો ગેબને મન્દિરે; ને વાંચો ત્ય્હાં પૃથ્વીનાં પ્રાયશ્ચિત્ત.'

પૃથ્વીથી આકર્ષાતો આકર્ષાતો, પૃથ્વીની પાછળ પાછળ, ચન્દ્રમા વિરાટમન્દિરે પરવરે છે, એમ કૈલાસી મહારાજ એ ત્રિલોકતિલક સુન્દરીની પાછળ પાછળ હિમાદ્રિશિખરોમાં ગેબને મન્દિરે ગયા.



## પ્રકરણ ૧૯ મું, સુગન્ધા: એક જીવનકથા

એનું નામ સુગન્ધા.

સુગન્ધા એટલે બ્રહ્માંડની સુવાસના.

કૈલાસને શિખરે તે વસતી. સૌ શિખરવાસીઓની તે જગતદૃષ્ટિ હતી.

કસ્તુરીમૃગનાં ધણ સુગન્ધા ચરાવતી. સ્હવારે ચરાવવાને જાય ને ધણને મૂકી આવે. સ્હાંજે જાય ને ધણને વાળી લાવે. કસ્તુમૃગોની તે ગોવાલણ હતી.

નિત્યનિત્યે બરફના સદાશિવ તે રચતી ને પૂજતી.

કૈલાસીજી કહેતા કે સુગન્ધા એટલે દેવલોક ને માનવલોક વચ્ચેની અમૃતસરણી. કૈલાસીજી મૂંઝાતા ત્ય્હારે સુગન્ધાને પૂછતા. આકાશનાં અમૃત સારવી સારવીને સુગન્ધા કૈલાસીજીને આપતી.

સુગન્ધા વનમાં જાય ત્ય્હારે ત્ય્હારે એને એકએક સ્કન્ધે એકએક કસ્તૂરીમૃગલું બેઠું હોય.

મહર્ષિઓએ ઋક્‌મન્ત્રો લખ્યા ત્ય્હારે સુગન્ધાની વિશ્વદૃષ્ટિએ જગત જોતા હતા.

બાર વાર એણે પૃથ્વીપરકમ્મા કરી હતી. એકએક વેળાએ આવીઆવીને એકએક સ્વયંભૂ જ્યોતિર્લિંગે જઈને એણે મહાગાયત્રીપુરશ્ચરણ કીધું હતું. ભગવતી ગાયત્રી દેવી સુગન્ધાને પ્રસન્ન હતી.

સુગન્ધા કહેતી કે જગત ગાયત્રીમન્ત્ર વીસર્યું છે.

સુગન્ધા ગાયત્રીમૂર્તિ હતી.

સુગન્ધા બોલતી ત્ય્હારે કૈલાસીજી મૌન રહેતા. સુગન્ધા બોલતી એના દિશાઓની ગુફામાં પડઘા પડતા. કો દેશનું કે પ્રજાનું સુગન્ધા ન્હોતું બોલતી; સુગન્ધા પૃથ્વીનું ને માનવકુળનું બોલતી.

સુગન્ધા ગીતાજીની વાણે બોલતી. સુગન્ધા બોલતી એ કાળ જીલતા.

કૈલાસી મહારાજ આજ એને બારણે આવ્યા હતા, ભવતિ! भिक्षां देहि કહી ઉભા હતા.

સુગન્ધાના આંગણામાં બેચાર કસ્તૂરીમૃગલાં રમતાં હતાં. કૈલાસી મહારાજ એ મૃગલાંને પંપાળતા હતા.

પૂર્ણિમા જેવી સુગન્ધા આવી, અને ચન્દની ને અમૃત સંગાથે વરસ્યાં. કૈલાસીજીના અન્તરમાં દેવોનાં અજવાળાં ઉગ્યાં.

'એ તો મ્હારાં ફૂલડાં છે;' સુગન્ધા બોલી. સુગન્ધા બોલતી ત્ય્હારે જાણે તેજનાં કિરણો ખરતાં.

'પુષ્પોના પરિમળોમાં વસો છો, માટે તો સુગન્ધા છો.' કૈલાસીજીએ ઉત્તર વાળ્યો.

'કૈલાસીજી! કૈલાસનું શિખર સદાશિવનું છે; જગત્કલ્યાણ ત્ય્હાંથી અવતરશે અવનીમાં. ત્હમે સદાશિવના પૂજારી છો, માનવવંશના તપોધન છો.'

'ખરેખાત! તપ એ જ મ્હારૂં ધન છે. સદાશિવે નવે નિધિ અલકાવાસીઓને સમર્પ્યા અને પોતે સ્મશાન વાસ્યું. સહુ કૈલાસીઓનો એ ધર્મ.'

'વૈરાગ્યના એ કૈલાસીધર્મ કાજે તો માનવવંશ આજ

તલસે છે. છેલ્લી પાંચ સદીઓ જગત ભૂલું પડ્યું હતું, તપને ત્યાગી સોના પાછળ ધાયું હતું. અને અન્તે 'ન મિલા રામ, કે ન મિલી માયા.' અમેરિકાનું દેવું કીધું ને દેવાળાં ફ્હાડ્યાં.'

'સોનું યે લક્ષ્મી છે, ભગવાનની ભાર્યાનું લીલાસ્વરૂપ છે. દેહનાં તેજ લક્ષ્મીજીએ જગતે વરસાવ્યાં, ત્હેનું થયું સોનું: સુગન્ધાની સુગન્ધ સમું.'

'સોનામાં સુગન્ધ નથી. સોનું છે લક્ષ્મીજીનું જડસ્વરૂપ, સુગન્ધ છે પુષ્પોનો ચેતનપ્રાણ. રૂક્મિણીજીનું કૃષ્ણ ભગવાને હરણ કીધું, ને પૃથ્વીની પ્રજાઓ પછી એ શીખી. આજનો યુગ માગે છે જનક વિદેહીની જીવન્મુક્તિ: માથે મુગટ, ને હૈયે વૈરાગ્ય. મુગટના મોહ જ નહિ. મહાઋષિવરોને યે સદ્બોધે એમનો ત્યાગવૈરાગ્ય. સાંભળો, મ્હારી કથા કહું.'

'અમૃતાની કથા અમૃતમય હોય. કહો. સાંભળ્યે ધરવ નહિ થાય.'

'મ્હારા પિતા માળી હતા ને મ્હારી માતા માળણ હતી: જગતમાળણી. પિતા પુષ્પો ઉગાડતા, ને માતા એ પુષ્પોને નગરીમાં આપી આવતી. પિતા બ્રહ્માધર્મ પાળતા, માતા વિષ્ણુધર્મ પાળતી.'

સુગન્ધાએ આત્મકથા માંડી. આત્મનિષ્ઠ હિમાદ્રિશિખરો એકચિત્તે એ સાંભળતા હતા. પશુતા ઉતારી નાંખી છે એ સહુ માનવવંશીની એ મહાકથા હતી. સારી દુનિયાં પણ કોક દહાડો એ કથા સાંભળતી થશે.

'પૃથ્વીમાં પરિમળ સર્જવાનો ને વ્હેંચવાનો એમનો ધર્મ.'

'પયધમ્બરવંશીઓ સહુ પરિમળો જ સરજે ને વ્હેંચે છે પૃથ્વીમાં.' કૈલાસીજીએ સાક્ષી પૂરી. આઘેઆઘેથી માન સરોવરના પદ્મપરિમળો વાયા ને સુગન્ધાની સુગન્ધો પૃથ્વીના દેશદેશાન્તરમાં લઈ ગયા.

'વસન્તના વાયરા વાતા હતા ત્ય્હારે મ્હારો જન્મ થયો. પૃથ્વીમાં પારિજાતકની કુંજ હતી. એ પારિજાતકની કુંજમાં મ્હારો જન્મ થયો હતો.'

'દેવફૂલડાંમાં જન્મ્યાં છો, માટે દેવ જેવું જીવો છો.'

'મ્હારી માતા કહેતી કે પારીજાતકનાં ફૂલડાંઓએ વરસી વરસીને નવબાળકને વધાવ્યું હતું. જાણે પૃથ્વીનું પરિમળપખવાડિયું હોય એમ મ્હારા જન્મમુહૂર્તથી એક પખવાડિયું પરિમળવન્તા વાયુ વાયા હતા. પછી મ્હારા પિતાએ મ્હારૂં નામ સુગન્ધા પાડ્યું.'

'પૃથ્વીની મહાસુગન્ધ છો એટલે સુગન્ધા. દુનિયાંને એક દેવી સાંપડયાં:' કૈલાસીજી બોલ્યા. એ બોલ ન હતા, કૈલાસીજીના ઉદ્ગાર હતા; કારણ કે સુગન્ધા બોલે ત્ય્હારે કૈલાસીજી મૌન રહેતા.

'એક દૂધ લાવ્યા, એક દંહી લાવ્યા, એક મધ લાવ્યા, એક શર્કરા લાવ્યાઃ દિશાઓની દૂહેરીએથી પરિમળો પંચામૃત લાવ્યા ને પંચામૃતની ગળથૂથી કરી. માતા વારંવાર કહેતી કે 'બેટા ! દિશાઓએ પંચામૃત પાચાં છે હો ! દિશાઓને પંચામૃત પાજે.' માતાનું કહ્યું આજ કરૂં છું, ને દિશાદિશાની પંચેન્દ્રિયોને પુણ્યના પંચામૃત પાઉં છું.

'હું ચાલતાં શીખી ત્‍્‍હારે, હંસનાં બચ્ચાંઓ માન સરોવરનાં કમળોમાં રમે છે એવું, હંસાલાનાં બચ્ચાં સમું ફૂલક્યારીઓમાં હું રમતીદોડતી. ફૂલડાંઓ મ્હને પૃથ્વીઅન્તરની વાતો કહેતાં.'

'બાળાપણથી જ એમ તું પૃથ્વીઅન્તરને વાંચતી ઉછરતી. સુગન્ધા ! પરિમળ જેવી પૃથ્વીમાં વિચર છ, છતાં પરિમળ જેવી અણુછતી છો એ આ કારણે કે ?'

'કારણો શાસ્ત્રીઓને ને મીમાંસકોને પૂછજો. મ્હેં તો આજ, આટઆટલી વસન્તપાંખડીઓ વેરાઈ ગયા પછી, તમ સન્મુખે મ્હારી વાર્તા માંડી છે. સુગન્ધાની વાર્તામાં સુગન્ધ હોય તે સ્વીકારજો.

'એમ પાંચેક વસન્તો વીતી ગઈ. હંસલાઓની પાંખે હું પુષ્પોમાં ઉડતી ને પરિમળો વીણતી. પાંચેક વસન્તોએ મ્હને વધાવી પછી એક અન્ધારી રાત્રે પિતા ફૂલછોડને પાણી પાતા હતા, વાડીની ભાગી પાળો સમારતા હતા, ક્યારીઓને કુમળી કરતા હતા. ફૂલવેલોમાં સન્તાયેલો, અન્ધકારના અવતાર જેવો, કાળોતરો નાગ ત્‍્‍હાં ફરક્યો, ને ક્ષણમાં પિતાનો પ્રાણ હરી ગયો. વીજળી ઝબકે અને આથમે એમ પલકમાં પિતા હતાન્હોતા થઈ ગયા. પિતાના શબ કને અમે ગયાં ત્‍્‍હારે શબ જાણે મ્હને આદેશ આપતું હોય એમ બોલતું હતું કે સુગન્ધા ! નગરીને સુગન્ધ પાજે, હો !'

મૃત્યુકથા કહેતાં યે સુગન્ધા સુગન્ધિત હતી, અમૃતની સુગન્ધો મહેકતી હતી.

' પછી લોકે પિતાની ભસ્મ કીધી. કરમાયેલાં ફૂલડાંની ચે પિતા ભસ્મ કરતા ન્હોતા.

' તે દિવસથી માતા મ્હને પુષ્પોની પથારીમાં સૂવાડતી. અમારી પર્ણકુટીને ચાર સ્તંભે ચાર ફૂલવેલો ચ્હડાવી હતી, અને બારણે બારમાસીનાં વન વચ્ચે બોરસળીનું ઝાડ હતું. મંહી તુલસીની માંજરો ડોલતી. મ્હારે પારણે માતા તુલસીમાંજરો બાંધતી, ને કમળપાંદડે પંખો નાંખતી. ઝૂંપડીમાં અમ રંકને ત્ય્હાં પંખા ક્ય્હાંથી હોય ?

' એ ઝૂંપડીને અમે બાદશાહી ઝૂંપડી કહેતાં ને મંહી બાદશાહી માણતાં.

' એએક વર્ષ માતાને કષ્ટ દોહેલું પડ્યું. પણ જગતની જ્હાંગીરી ઝૂંપડીમાં સાંપડતી એવી પછી સાંપડી નથી. ફૂલ ઉછેરવાનાં ચે માતાને હતાં ને નગરીમાં ફૂલ વ્હેંચવાનાં ચે માતાને હતાં. એ મ્હારે માતા ને એ મ્હારે પિતા હતી. પણ એની આંખમાંથી કે અંગમાંથી અમૃતનું ટીપું એ ન્હોતી પાડતી. મ્હારા સ્હામું એ જોઈ રહેતી; ને જોઇજોઇને, રંક નિજ રહ્યાસહ્યા ધનને જોઇને આનન્દે છે એમ, આનન્દતી. અને એમ હસતીઆનન્દતી ફૂલક્યારીઓને સમારતી.

' માતાનું ધન લૂંટાયું હતું, માતાનો આનન્દ લૂંટાયો ન હતો.

' એણે કૌવચ નથી વાવ્યાં. એણે સરોવરો ભર્યાં હતાં. ને સરોવરોમાં શીંગોડાં કમળકાકડી ને કમળવેલો વાવ્યાં હતાં. લોક વીણતાં ને ખાતાં, ને માતાને સંભારતાં.

'માતા એટલે મહામાયા. મ્હારી માતા તો ન્હાનક્-કડો જગત્લક્ષ્મીઅવતાર હતી, જગતે લક્ષ્મી વરસવાને અવતરી હતી.

'કમળકળીઓ મ્હોટી થાય છે એમ હું મ્હોટી થઈ, ખીલી, ને પ્રફુલ્લી. માતાએ માન્યું ભાગ્ય ફિરયાં.

'સોળ વર્ષની હું થઈ ત્હારે સોળપાંખડી કમળ માતા મ્હને કહેતી.

'સરોવરવાસિની એ કમળશય્યા પછી માતાની મૃત્યુ-શય્યા બની.

'શરદનાં ધાન્ય પાક્યાં હતાં, ને ખેતરો ફિસરાતાં હતાં. સરોવરો પણ કમળભર્યાં રૂપાથાળ જેવાં શોભતાં હતાં. નગરનગરના ચોકમાં લોકમેદની માતાનાં સ્તુતિગાન ગાતી.

'શરદપુનમનું સ્હવાર હતું. સૂર્ય ઉગ્યો હતો, સંસાર જાગ્યો હતો. સહુ ગગનતારલા સરોવરજળમાં વેરીને રાત્રી જાણે ગઈ હતી, અને એ એકએક તારલો પદ્મપુષ્પ થઈને પ્રફુલ્લેલો હતો. નિત્યનિત્યે કમળપુષ્પોની માળા ગૂંથીને એ માળા સદાશિવને ધરાવવાનું માતાનું જીવનવ્રત હતું.

'પિતા પછી પિતાનો ભાર મ્હેં ઉપાડ્યો હતો. હું ક્યારીઓને પાતી, ને માતા નગરસુન્દરીઓમાં ફૂલ વ્હેંચી આવતી.

'પછી એ શરદપૂર્ણિમાની તિથિ ઉગી.

'આગલી રાત્રીએ માતાને સ્વપ્નું આવ્યું હતું કે એક રણ હતું, મ્હોટું રણ હતું, મહામ્હોટું રણ હતું. અને એમાં સુગન્ધા એકાકિની વિચરતી.

'ચીસ પાડીને માતા ઝબકી જાગી. નખશીખ મ્હને પંપાળી. મ્હારાં અંગેઅંગ સજીવન નિહાળી જોયાં. આંખો ઉઘાડી મંહીનું તેજ નિરખ્યું. માથે હાથ ફેરવી ઉષ્મા અનુભવી. હૈયે હાથ મૂકી હૈયાધબકાર પારખ્યો. ત્ય્હાર પછી માતાનાં તમ્મર ઉતર્યાં હતાં. ત્હો યે માની અધીરપ ન્હોતી ગઇ. 'બેટા સુગન્ધા!' કહીને મ્હને જગાડી.

"હાં, બા! શું છે?'

"કંઈ નહિ' કહીને પાછી સુખાળવી સમી માતા ઉંઘી ગઈ.

'વળતી સ્હવારે નગરીમાં ફૂલ વ્હેંચવાને માતા ગઇ તે મોડી મધ્યાહ્નને આવી. મ્હેં અવધાર્યું કે શરદપુનમનું પર્વ છે તે મોડું થયું હશે.

'માતા આવી ત્ય્હારે રોટલા ને શાક ને રાબ મ્હેં કરી રાખ્યાં હતાં. દંહી ને માંખણ તો અમારી બે ગાયોનાં હતાં.

'એ તિથિ મ્હારા જીવનમાંથી ભૂંસી ભૂંસાય એમ નથી. એ તિથિએ બે પ્રસંગો બન્યા, અને બન્નેએ મ્હારૂં પ્રારબ્ધ ઘડ્યું. કૈલાસી મહારાજ! એ પછી હું અંહી આવી.

'અમે જમવાને બેઠાં. બહાર મધ્યાહ્ન તપતો હતો. જમતાં જમતાં માતાએ વાત છેડી.

"બેટા સુગન્ધા! ત્હને એકલવાયું નથી લાગતું? ત્હારૂં સગપણ કીધું નથી, પણ શોધી આવું છું આજ. નિત્યનિત્ય નિરખતી એને. તું કહે તો કરિયે.'

'હું ચમકી. જીંદગીભરમાં મ્હને એવો પ્રશ્ન પૂછાયો ન હતો. લજામણીનાં પાંદડાં જેવા મ્હારા હોઠ બીડાઈ ગયા.

"બેટા! કેમ બોલતી નથી? સુગન્ધા! બોલને.'

'માતાની હું બાળકી હતી, ત્હો યે માતા મ્હને 'બેટા' કહીને સદા બોલાવતી. હુ તો જાણે ભાષા જ ભુલી ગઇ હતી. ભાષાભૂલ્યું મનુબાળ દીઠું છે? જોવું હતું તો, કૈલાસી મહારાજ! ત્ય્હારે આવવું હતું.

'પછી પ્રશ્નોની પરંપરાથી માતાએ મ્હને મૂંઝવી. મ્હોંમાં આંગળીઓ ઘાલી ઘાલીને માતાએ મ્હને બોલાવી. મ્હેં કહ્યું:

"મા! ચન્દ્રમા અમૃત આપે છે ને ધરતીમા ફૂલડાં આપે છે. જેણે ધાવણ પાયાં છે એ માતા અમૃત જ પાય બાળકોને. સંસાર ખેડતાં પિતા ભૂલતા હશે, માતા ભૂલતી નથી. સંસારસોહાગિણી માતા કરે એ સૌ સારાં માટે જ હોય.'

'એ સ્હાંજે માતા નગરીમાં જવાની હતી. નિત્યનિત્યે સ્હાંજરે ન્હોતી જતી, આજે જ જવાની હતી. નગરીમાં જવાને એને કમળમાળ જોઇતી હતી. તુલસીમાં જરનાં ઝૂમખાં રચ્યાં હતાં, પણ માળા ગૂંથવાને કમળફૂલડાં ન્હોતાં. મધ્યાહ્નોત્તર કચ્છ વાળ્યો-પુત્રીના કલ્યાણ કાજે માતાએ કચ્છ ભીડયો, ને પાણીમાં પડી. પણ એ પાણીમાં પડી તે પડી. પછી માતાનું મુખડું દીઠું નથી. અગ્નિચિતામાં હાથે બાળી ભસ્મ કરવાનું ને છેલ્લી વિદાય દેવાનું અઘોર આશ્વાસન પણ મ્હને મળ્યું નથી. સ્હાંજે નગરીનું લોક સરોવરકાંઠે મળ્યું, કમળવેલો કાપી નાંખી, અને સંસારનું મહાસત્ય શોધ્યું હોય એમ સહુ પછી બોલ્યું: 'માળણ ભલી હતી. એના હાથમાં ફૂલની ફોરમ હતી.

‘ચીસ પાડીને માતા ઝબકી જાગી. નખશીખ મ્હને પંપાળી. મ્હારાં અંગેઅંગ સજીવન નિહાળી જોયાં. આંખો ઉઘાડી મ્હીંનું તેજ નિરખ્યું. માથે હાથ ફેરવી ઉષ્મા અનુભવી. હૈયે હાથ મૂકી હૈયાધબકાર પારખ્યો. ત્હાર પછી માતાનાં તમ્મર ઉતર્યાં હતાં. ત્હો યે માની અધીરપ ન્હોતી ગઇ. ‘બેટા સુગન્ધા !’ કહીને મ્હને જગાડી.

“હાં, બા ! શું છે ?’

“કંઈ નહિ’ કહીને પાછી સુખાળવી સમી માતા ઉંઘી ગઈ.

‘વળતી સ્હવારે નગરીમાં ફૂલ વ્હેંચવાને માતા ગઇ તે મોડી મધ્યાહ્નને આવી. મ્હેં અવધાર્યું કે શરદપુનમનું પર્વ છે તે મોડું થયું હશે.

‘માતા આવી ત્ય્હારે રોટલા ને શાક ને રાબ મ્હેં કરી રાખ્યાં હતાં. દંહી ને માંખણ તો અમારી બે ગાયોનાં હતાં.

‘એ તિથિ મ્હારા જીવનમાંથી ભૂંસી ભૂંસાય ન કળી.’

ઘૂં... એ તિથિએ બે પ્રસંગો બન્યા, અને ... કે કંઠે કૈલાસી
દંડવત્ ... કૈલાસી સજળ નેત્રે ... ગદ્‌ગદ
‘ ને ... કૈલાસ જેમ અનેક ઝરણે દ્રવે છે એમ
મહારાજે પૂછ્યું. કૈલાસ જેમ અનેક ઝરણે દ્રવે છે એમ
પર્વતકાય કૈલાસી મહારાજ પણ આ કરુણ કથનીથી
દ્રવતા હતા.

‘કૈલાસીજી! અશ્રુ તો જીવનનાં અમૃત છે. અશ્રુ વરસે છે ત્હાં ત્હાં નવસંસાર સરજાય છે. જૂવો; વજા- હૈયાળો કૈલાસ દ્રવે છે ત્હારે પૃથ્વી ફળવતી થાય છે ને પ્રજાઓ પાણી પીએ છે. કૈલાસીજી! જગતની સૌજનતાને મ્હારો એક સન્દેશો કહેશો?’

"બેટા ! કેમ બોલતી નથી ? સુગન્ધા ! બોલને.'

'માતાની હું બાળકી હતી, ત્હો યે માતા મ્હને 'બેટા' કહીને સદા બોલાવતી. હું તો જાણે ભાષા જ ભૂલી ગઈ હતી. ભાષાભૂલ્યું મનુબાળ દીઠું છે ? જોવું હતું તો, કૈલાસી મહારાજ ! ત્ય્હારે આવવું હતું.

'પછી પ્રશ્નોની પરંપરાથી માતાએ મ્હને મૂંઝવી. મ્હોંમાં આંગળીઓ ઘાલી ઘાલીને માતાએ મ્હને બોલાવી. મ્હેં કહ્યું:

"મા ! ચન્દ્રમા અમૃત આપે છે ને ધરતીમા ફૂલડાં આપે છે. જેણે ધાવણ પાયાં છે એ માતા અમૃત જ પાય બાળકોને. સંસાર ખેડતાં પિતા ભૂલતા હશે, માતા ભૂલતી નથી. સંસારસોહાગિણી માતા કરે એ સૌ સારાં માટે જ હોય.'

'એ સ્હાંજે માતા નગરીમાં જવાની હતી. નિત્ય-નિત્યે સ્હાંજરે ન્હોતી જતી, આજે જ જવાની. આ સ્તૂરી મૃ જવાને એને કમળમાળુ જોઇતી હતી. ચપાપની શેતરંજ છે.' થવાને

'બેપગાળાં કે ચોપગાળાં કસ્તૂરીમૃગલાંનાં ધણ ?'

'કૈલાસીજી ! ત્હમે હસો છો. જીવન હાસ્ય નથી; જીવન ધર્મ છે.'

'સુગન્ધા ! એ શિખવાને તો આવું છું તુજ આંગણે. ચોસઠ જોગણીઓને વશ કીધી, એણે આ જોગટાને યે વશ કીધો. શિષ્યસ્તેઽહં, શાધિ માં ત્વાં પ્રપન્નમ્. મ્હારા અન્તર્આત્મામાં મહામન્થન મંડાયું છે. એ મહાપ્રશ્નનો ઉત્તર આપ.'

નમતા સૂરજ સમું કૈલાસીજીનું મસ્તક નમતું હતું.

'પીંડે તે બ્રહ્માંડે. જગતમાં મહામન્થન મંડાયું છે એનો એ તો અનુકમ્પ છે; અનુકમ્પાળાઓને થાય છે. દુનિયાં પુણ્યપાપની શેતરંજ છે, ને સૌએ ખેલવાની છે. અન્તે પુણ્ય જીતે છે ને પાપ હારે છે. પુણ્યનાં મ્હોરાં ઘડશે ને પુણ્યની ચાલ ચાલશે તે જીતશે. જાવ સદાશિવની કાળગુફામાં. આત્મા પૂછે છે એનો ઉત્તર યોગગુફા આપશે.'

આગળઆગળ વસિષ્ઠધેનુ નન્દિની ને પાછળપાછળ રઘુવંશી મહારાજ દિલીપ પરવરે એમ પછી આગળઆગળ સુગન્ધા ને પાછળપાછળ કૈલાસી મહારાજ ગિરિશિખરોમાં પરવર્યાં. ભારતનાં મહાવનોમાં જે ભાવઆકર્ષણે કુન્તા માતા પાંડવોને ઘૂમાવતાં એવાં કંઈક ભાવઆકર્ષણે સુગન્ધા કૈલાસીજીને ગિરિશિખરોમાં ઘૂમાવતી.

અન્તરના યે અન્તરમાં, એક નિજનો અન્તર્યામી સાંભળે એમ, કૈલાસીજી ગુંજારવ કરતા હતા કે સુગન્ધા એટલે પૃથ્વીની પુત્રી.

બ્રહ્માંડની બંસરી બોલે એવી સુગન્ધા ગીત ગાતી ને ડગલાં ભરતી.

એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ;
એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ,
એક છે પ્રકાશપ્રભા ચન્દ્રની, આનન્દરંગ;
એક છે ત્રિલોકધારા સૂર્યની, આનન્દરંગ.

એક છે અખંડ બોલ વાયુનો, આનન્દરંગ;
એક છે બ્રહ્માંડવર્ણું આભનો, આનન્દરંગ.

એક છે વસન્તબોલ વિશ્વનો, આનન્દરંગ;
એક છે જગમન્ત્ર શ્રી જગદીશનો, આનન્દરંગ.

એક છે સમસ્ત સૃષ્ટિની સુધા, આનન્દરંગ;
એક છે આયુષ્ય કેરી ચન્દ્રિકા, આનન્દરંગ.

એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ;
એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ.

સુગન્ધાનું ગીત સાંભળતાં હિમાદ્રિમાળાનાં શિખરો બ્રહ્માનન્દમાં સમાધિસ્થ હતાં.



## પ્રકરણ ૨૦ મું, કૈલાસીજીનું શિવપૂજન

એ શિવરાત્રીએ કૈલાસી મહારાજ કાળપ્રવાહની દિશા શોધતા હતા.

જગતઇતિહાસમાં એ તિથિ શિવરાત્રીની હતી. વસન્તપંચમી બેસી ચૂકી હતી, પણ વસન્તપૂર્ણિમા પૃથ્વીમાં હજી પ્રગટી ન હતી.

અને એ રાત્રી હતી અમાવાસ્યાની પૂર્વરાત્રી. અભેદ્ય અન્ધારપડદા એવા ઝૂલતા હતા કે દિશાઓના દ્રષ્ટાને યે દિશામાર્ગ સૂઝતા નહિ. તંબૂની કનાતો ઢાળી દીધી હોય એમ વિશ્વતંબૂની કનાતો ઢાળી દીધેલી હતી.

અન્ધારિયાની એ ચૌદશ એવી અઘોરસુખી હતી.

તે તિથિએ કૈલાસી મહારાજ ગેબને પૂછતા હતા કે શા મહદર્થે આ કાળચક્ર ઘૂમે છે?

પિનાકીના ત્રિશૂળને ત્રણ ફળાં છે, ને ફળે ફળે એકએક લોક પરોવેલો છે. અને લોકલોકને માથે એકએક કાળ વિરાજે છે. પિનાકીના ત્રિશૂળના પ્રત્યેક ફળાને, ફળે ફળે વિરાજેલા પ્રત્યેક લોકને, લોકલોકને માથે વિરાજતા ભૂત વર્તમાન ને ભવિષ્યને કૈલાસી મહારાજ તત્વાર્થ પૂછતા હતા કે ક્ય્હાંથી અને ક્ય્હાં? શું કીધું, શું કરો છો, શું કરશો?

પંચતત્ત્વોને કૈલાસીજી એમનો જીવનહેતુ પૂછતા હતા. ગગનગુફામાં કૈલાસીજીએ મહાકાળને પ્રશ્ન નાંખ્યો હતો.

પિનાકીનો નહિ, પિનાકીના પિનાકનો કૈલાસીજી આજ તાગ લેવાને મથતા. સદાશિવના ત્રિશૂળને કૈલાસી પૂછતા હતા કે ત્હારો અન્તિમ હેતુ શો ?

કૈલાસીજીનો મહાપ્રશ્ન જગતઈતિહાસનો ને જગત્ફિલસુફીનો મધ્યવર્તી પ્રશ્ન હતો.

એ રાત્રીએ શિવજી તાંડવ ખેલતા હતા, અને ગિરિજાને અટ્ટહાસે વધાવતા હતા. પ્રકૃતિ અને પુરુષ વિશ્વલીલાની રમત રમતાં હતાં. વિશ્વગુફા ભરીને એના પડછન્દવા પડતા, અને કૈલાસી એ પડઘાના યે પડઘા ઝીલતા.

સૃષ્ટિ સૃષ્ટાનો પડછાયો છે, અને સંસાર સૃષ્ટિનો પડછાયો છે. સંસારની ચોપટ ખેલનારાંઓ પડછાયાના પડછાયાઓ શુ ખેલે છે.

કાળગુફા મધ્યે બેસીને કૈલાસી મહારાજે મહાસમાધિ માંડી હતી; અને એ સમાધિદેશે સદાશિવનું શિવપૂજન માંડ્યું હતું.

ગગનના ગુંબજમાં અનાહત ઘંટા વાગતી હતી, અને એ કાળઘંટા વિશ્વનાં પ્રારબ્ધ બોલતી હતી. એ કાળઘંટાના ડંકા ગણુતા કૈલાસી મહારાજ એકદ્રષ્ટ બેઠા હતા. એમને પડદા પાછળનાં દર્શન કરવાં હતાં, એમને એ ડંકાઓના અર્થ સ્હમજવા હતા.

અખંડ અને અવિરામ, આભવિશાળાં પૃષ્ઠો ઉપર, ઈતિહાસની કાળવહી લખાય છે. ઈતિહાસની કાળવહીનું સરવૈયુ શું ? કૈલાસી મહારાજ માનવઈતિહાસની કાળવહીનું સરવૈયું શોધતા હતા.

દેશદેશનું, પ્રજાપ્રજાનું, ખંડખંડનું, સંસ્કૃતિસંસ્કૃતિનું–સૌની માનવલોકની તીર્થયાત્રાનું મહાતીર્થ કૈલાસી મહારાજ પૂછતા હતા.

કૈલાસીજીનો મહાપ્રશ્ન હિમાદ્રિમાળાની ગુફાઓમાં ઘૂમતો, આટલાન્ટિક ને પાસીફિકનાં જલધિગર્તોમાં ડૂબકી મારતો, ઉત્તરધ્રુવે ને દક્ષિણધ્રુવે જઈને અથડાતો, ગોળાર્ધોની પાળે પાળે જઈને પછડાતો.

કૈલાસીજી પૂછતા હતા કે વિશ્વનું આ મહામન્થન શાને કાજે?

કૈલાસીજીનો પ્રશ્ન એક પ્રજાનો ન હતો, વિશ્વપ્રશ્ન હતો; એક યુગનો ન હતો, ત્રિકાળનો હતો. કૈલાસશિખરેથી કૈલાસીજી સમસ્ત ક્ષિતિજમંડળને નિહાળતા.

કૈલાસીજી અણુ વાંચતા ન્હોતા બેઠા, વિરાટ વાંચતા બેઠા હતા.

કૈલાસીસંઘને કૈલાસખોળે મૂકીને કૈલાસી મહારાજ તે તિથિએ કૈલાસશિખરે ચ્હડ્યા ત્‍યારે જ પ્રતીતિભાવે સંઘ ઉચ્ચર્યો હતો કે કાળની લણણીની આજ તિથિ છે, ઇતિહાસનો આજ વસન્તપાક ઉતરશે.

વિધાત્રી ને પ્રેરણા કહેતાં કે સદાશિવ આજ બોલશે.

કાળગુફાને દ્વારે કૈલાસી મહારાજને લઈ જઈને સુગન્ધાએ મૂક્યા ત્‍હારે આભ હસતું હતું ને દિશાઓ ગોરમ્ભતી હતી. દિશાઓ બોલતી કે આવતી કાલ અઘોર છે. આભ ઉચ્ચરતું કે કાળનો અન્ત સર્વકલ્યાણક છે.

મહાવનને વીંધીને, મહાનદીઓ ઉતરીને, મહાગિરિઓ ઓળંગીને તીર્થધામે જવાય છે ને ? બદરીકેદારનાં જાત્રાળુઓને પૂછજો; એ વિકટતામાં જ યાત્રિકને વિરાટનાં દર્શન થાય છે.

દ્વારકાનું બીજું નામ છે જગતછેડો. એ જગતછેડે જઇને સાગરપગથાર ઘણાંઓએ નિરખ્યો હશે. તરંગની પાછળ તરંગ, અને મહામોજની પાછળ મહામોજની એ અનન્ત પરંપરા કેવી ગહન અને આંખબુદ્ધિની પરાજયિની ભાસતી ? જાણે ગેબની પગલીઓ ! જાણે અજાણી લિપિમાં લખેલા કો મહાકાવ્યના કવિતચરણોની ગહનતાગૂંથેલી પદાવલિ. મહાઅર્થવાહી એ શબ્દમાળા, મહામહિમાગૌરવી એ અર્થરેખાઓ. પણ જગતછેડાના ભૂશિરશિખરે ઉભીને એ જળધિપગથારને પ્રશ્ન પૂછ્યો છે કે જગતના આ મહાકાવ્યનો અન્તિમ અર્થ શો ? એ જળજળબંબાકારનો સ્હામો કાંઠો શોધ્યો છે ? એના તરંગગર્જનની મહાઘોષણાના સન્દેશ ઝીલ્યા છે ? શ્રી કૃષ્ણચન્દ્રની સુવર્ણદ્વારકા એમ કેમ ડૂબી ગઈ એ પ્રશ્ન એ મહાસાગરને પૂછ્યો છે ?

એ સહુ યુગપ્રશ્નો નથી, કાળપ્રશ્નો છે. જગતને છેડે કૈલાસી મહારાજ આજ ઉભા હતા અને કાળસ્વામી સદાશિવને કાળપ્રશ્નો પૂછતા હતા.

ક્ય્હારેક ક્ય્હારેક ભક્તો ભગવાનની પરિક્ષા લે છે ને ?

કૈલાસીજી શ્રી હરિના ભાવભીના ભક્ત હતા, પણ સુદામાશાથી ભક્ત હતા, ગોપગોપી સમા ભક્ત હતા. કૈલાસીજીની એ ભક્તિમાં દાસભાવ કરતાં સખાભાવ અધિકો હતો.

ગુફાદ્વારે ઉભીને કૈલાસી મહારાજે દિશાદિશાને નિરખી લીધી, અને મીટમાં જગત ભરી લીધું. કીકીમાં પૃથ્વીને પૂરી, હૈયામાં માનવવંશને સ્થાપ્યો, આંખડીમાં સર્વકલ્યાણનાં અંજન આંજ્યાં, વાળે વાળે સુન્દરી મોતી પરોવે છે એમ પાંપણોના દોરે દોરે દેશદેશને–પ્રજાપ્રજાને પરોવ્યાં. અને એમ એક દૃષ્ટિપાતમાં વિશ્વને સમેટી લેઈને કૈલાસીજી કાળગુફામાં પેઠા.

કૈલાસીજીના વદને નિર્ધાર આલેખેલો હતો, ભમ્મરે નિશ્ચળતા વિરાજતી, બે નેણ વચ્ચે–ન્હાનકડી બીન્દી જેવી –વીજળીના તણખા સરખી ઇચ્છાશક્તિની જ્યોત ઝગઝગતી. કૈલાસીજીની સમસ્ત મુદ્રામાં વજ્રભાવ હતો. જાણે કૈલાસના જ એક અંગ હોય એવા ભવ્ય વજ્રકાય ઉન્નતઅંખાળા કૈલાસીજી ત્ય્હારે દીસતા. જાણે વિશ્વગુહ્ય કાંઈ શોધવાને કો મહર્ષિ બ્રહ્મયાત્રાએ ચાલ્યા.

કૈલાસીજીએ આંખડી અન્તરમાં ઢાળી, ને દૃષ્ટિકિરણો લોકલોકમાં ફેંક્યાં. ગુફા મધ્યે કૈલાસીજીનું પદ્માસન હતું, ગગનલોકમાં કૈલાસીજીનો આત્મા ઉડતો. કૈલાસીજી વિરાટમાં ઘૂમતા.

તે તિથિયે કૈલાસીજીને ગુફાદ્વારે પડદો પડયો અને વિરાટના પડદા ઉઘડયા.

લોકલોકમાં કૈલાસીજી ઘૂમી આવ્યા, તારલે તારલે પાંખો ફડફડાવી આવ્યા, વિશ્વસ્હીડીનું પગથિયે પગથિયું ચ્હડી આવ્યા. વિશ્વને પગથિયે પગથિયે એક જ પ્રશ્ન કૈલાસીજી પૂછતા કે આ ગગનગુફામાં ને કાળઘોઘમાં પૃથ્વીનો દડો ઉછળે છે, મહાવ્હલોણાની પેઠે માનવવંશ વ્હલોવાય છે, એ સૌનો અર્થ શો? એ સૌ શાને કાજે ?

કૈલાસી મહારાજ કૈલાસગુફામાં બેઠા હતા ને વિરાટચન્દરવામાં વિચરતા.

એ અન્ધારી ચૌદશની રાત્રીએ પ્રથમ તો ચોમેર અન્ધારસાગર પેખાતો. પછી ધીમે ધીમે, વેલીને કૂંપળ ફૂટે છે એમ, કળીને પાંખડીઓ પ્રગટે છે એમ, અન્ધકારમાંથી કિરણો પ્રગટ્યાં, અને વિશ્વગુફાએ કાજળકાળો ઉતારીને વાદળશામળો રંગ ધારણ કીધો. પછી વળી ધીમે ધીમે, ક્ષિતિજ પાછળથી ઉષા ઉગે છે એમ, રત્નાકરમાંથી રત્નો નીકળે છે એમ, રત્નોમાંથી જ્યોતિરેખાઓ વહે છે એમ; રાતી પીળી લીલી જ્યોતિરેખાઓ જગત્રેલાતી ને ગગનરમતી થઈ. વિશ્વ સપ્તવર્ણું બન્યું. ઈન્દ્રધનુષ્યોનું ગૂંથેલું વિશ્વબિમ્બ હોય એવું, મોરના ઇંડા સમું, વિશ્વદર્શન થઇ રહ્યું. વિશ્વચિત્રામણો અદ્ભુત અને અનન્ત ભાસ્યાં. સાગરમાંથી શિકરો ઉછળે છે ને રંગરંગ ઉછાળે છે, પૂરના ફેનીલપગથારે પરપોટા પ્રફુલ્લે છે ને અજબ અલૌકિક અગણિત રંગરેખાવલિ ઉઘાડે છે ને મીંચે છેઃ વિરાટ એવો દેવ રંગોની રમત સમો ભાસ્યો.

પછી કૈલાસીજીએ એ માનસદેશમાં પરાપૂજા માંડી. કૈલાસીઓનો સંઘ સદાશિવનો ભક્તસંઘ છે, દુનિયાંને

શિવના સન્દેશા આપે છે.

કૈલાસીઓ કલ્યાણ ઉપાસકો છે.

ઉભો છું એક અંશે હું થંભાવી આખું આ જગતઃ

(ગીતાજી, અ. ૧૦ મો)

એ જગતથંભાવતા એક અંશની મૂર્તિ સમી પ્રથમ તો દૃષ્ટિ સમીપે શિવમૂર્તિ માંડી. નયનોનાં જળથી અભિષેક કીધો. હૈયાના ભાવોની સહસ્રજ્યોત દીપમાળા સમર્પી. મન-વચન-કર્મની ત્રિદળ પણ એકજ્યોત પત્રપાંખડીઓ ચ્હડાવી. પછી હોમનો હુતાશ પ્રગટાવ્યો ને મંહી ઇન્દ્રિયોની અતિશયતાની આહુતિઓ અર્પી. પછી કમળપૂજા માંડવા ઇચ્છાના ધૂપ સળગાવ્યા. ત્‍હાં અદૃશ્યે હાથ ઝાલ્યો ને કહ્યું: 'જગતુકલ્યાણને કાજે હજી ત્‍હારે જીવવાનું છે. જીવજે ને જીતજે.'

કૈલાસીજીનો હાથ થંભી ગયો, આહુતિ લલાટને વધાવી ઉછંગમાં પડી, ને પરાપૂજા સંકેલાઈ. છેલ્લે છેલ્લે આત્મલક્ષ્મીનાં નૈવેદ્ય અર્ચ્યાં, છેલ્લે છેલ્લે એકાદશ ઇન્દ્રિયોની એકાદશ જ્યોત પ્રગટાવી આરતી ઉતારી.

અને પછી એ ઘડીયોગ આવ્યો કે જેને કૈલાસી મહારાજ ઝંખતા હતા.

જમના ગંગામાં ઢળાય છે, ગંગા બ્રહ્મપુત્રામાં ઢળાય છે, અને સરિતમંડળ મહાસાગરમાં ઢળાય છે, એમ વિશ્વરંગોની મહાસરિતાઓ પછી પરસ્પરમાં ઢળાઈ ગઈ; અને રાતાં પીળાં લીલાં પેખાતાં એ ગૂંથાઈગૂંથાઈને પ્રભાવર્ણો એક જ્યોતિપ્રવાહ જગતનો પ્રગટ્યો. અનેકવર્ણું વિશ્વ એકવર્ણું થઈ રહ્યું.

એ હતો માનવપુણ્યનો રંગ, એ હતો વિશ્વકલ્યાણનો રંગ.

તેજમાં તારકમંડળ રમે છે, ફૂલવાડીના તડકાઓમાં ફૂલમંડળી રમે છે, એમ એમાં માનવવંશ રમતો. પ્રજાઓ મટીને માનવવંશ કૈલાસીજીનો દૃષ્ટિદેશ ભરીને ઉભો.

મસ્તક ઢાળીને કૈલાસીજીએ માનવવંશને નમન કીધું.

અદ્‌ભુતનાં દર્શનની તો કૈલાસી મહારાજની એ પછીની ઘડી હતી.

ઘડિયાળમાં પળપળના ટકટકાટ થાય છે, નાડીના ક્ષણુક્ષણુના ધબકારાઓ ધણધબે છે, એવી પળવિપળે મહાકાળની પગલીઓ બોલતી સંભળાતી. હૈયાના અખંડ આન્દોલન સમો કૈલાસીહૈયામાં એ પ્રશ્નટંકાર ટકટકતો.

પછી તેજ પલટાયાં. માનવીને મુખડે મુખડે આત્મપ્રકાશ હતો એ પ્રકાશ પલટાઇને દેવત્વ પ્રગટયાં. આત્મપ્રકાશમાં યત્કિંચિતે પાશવતાનાં કિરણુ હશે એ ઢાળાઈ ગયાં, ઉપટી ગયાં, અલોપ થયાં; અને પુષ્પમાંના પરિમળ સમાં માનવીને વદનવદને દેવત્વના પરિમળ સ્ફુરી રહ્યા. માનવવંશનાં તેજ ખીલીને દેવત્વ ઉઘડયાં.

આંખડી દેખતી નથી એ અન્તરૂઆંખે કૈલાસીજી અત્યારે જગતદર્શન કરતા ને પૃથ્વીનાં પ્રારબ્ધ વાંચતા.

કૈલાસીજી કહેતા કે પોતે ત્ય્હારે વાંચતા હતા એ દેશ ન્હોતો, દુનિયાં હતી; પ્રજા ન્હોતી, માનવવંશ હતો; યુગધર્મ ન્હોતો, ચિરંજીવ કાળધર્મ હતો. દેશોનો, પ્રજાઓનો, ઈતિહાસોનો, ભૂત વર્તમાન અને ભવિષ્યનો, યુગયુગાન્તરોનો એ સમન્વય હતો.

પછી એ પળ આવી જ્યહારે બે દેહે વસેલાં એક થાય છે, બે આરે ઉભેલાંનો યોગ થાય છે.

પછી માનવઆંખડી અને બ્રહ્મઆંખડી વચ્ચે કિરણુ પૂલ બન્ધાયો, વિશ્વના બે આરે ઉભેલાંઓનો એકદોર થયો. આત્માએ પરમાત્માને દીઠો. આત્માપરમાત્મા એકદૃષ્ઠ થયા. આત્મા પરમાત્મમાં અનુરૂપ થઈ રહ્યો.

બ્રહ્મયોગની એ ઘડી હતી.

પછી કૈલાસીજીની અન્તર્ગુહામાં વણબોલ્યા શબ્દો સંભળાવા લાગ્યા.

ફૂલડાં ફૂલડાં શું વાતો કરે છે એવું કંઈક પ્રથમ સંભળાયું, પણ સ્હમજાયું નહિ. આઘેઆઘેની વાંસળી જેવા મધુરા પણ અસ્પષ્ટ એ શબ્દોચ્ચાર હતા.

યોગીના કવિના ને પયગમ્બરના અન્તરમાં પ્રથમ ગુંજે છે એ વાણીપર હોય છે.

પાણીનો શોધનારો પૃથ્વીપડને કાન માંડે છે એમ કૈલાસીએ કાન માંડયા કે ગુફામાંના બોલ ઝીલું. ધીરે ધીરે શબ્દસિત્કાર સંભળાયો કે 'પૃથ્વીને આંગણે ન્હોતરો.'

ફૂલપાંખડીમાંથી મધ ટપકે છે, કિરણુ કિરણુમાંથી તે જ ટપકે છે, એવો પછી પવનલહરીમાંથી પરિમળ નિઝર્યો કે 'માનવવંશને ન્હોતરૂં દ્યો.'

કૈલાસીજીની શ્રવણપ્યાલીઓ એ અમૃતને પીતી હતી.

પછી પાછાં ગેબની ગુફાને તાળાં દેવાયાં ને ભોગળો ભીડાઈ. કૈલાસીજીએ એ ગગનદ્વારે મુક્કી મારી, તો હાથ ભાગ્યો; માથું પછાડયું, તો માથુ ફૂટયું. પછી સાષ્ટાંગ દંડ-

વત્ પ્રણામ કીધા ને પ્રાણુ પાથર્યો ત્હારે પાછો વિરાટનો આદેશ સંભળાયો.

એ ગર્જના ન હતી, ઘોષણા ન હતી. પણ ક્ષિતિજ પાછળનો મહાસાગર બોલતો હોય કે દૃષ્ટિપારનો મેઘ ગાજતો હોય એવો, ઝાલરઢાંકયા દુંદુભિશબ્દ સમો, કાળબ્રહ્મનો એ હૈયાબોલ હતો.

પાંદડે પાંદડે પગલી પાડતાં કિરણો ઉડે છે એમ પ્રજાપ્રજામાં પગલી પાડતો એ શિવમન્ત્ર પછી તો પૃથ્વીભરમાં ઘૂમી વળ્યો હતો.

દેવોનું દેવત્વ બોલતું હતું. વિશ્વવિધાત્રીનું એ વિધિ વાકય હતું. ઈતિહાસનો આરો અને કાળપ્રવાહનો એ છેડો હતો

સ્નેહીની આંખડી સ્નેહબોલ બોલે છે એવી એ પુણ્યપાંખડી પુણ્યબોલ બોલતી. મંહી ઈતિહાસો સમાતા, મંહી યુગયુગાન્તર સંકેલેલા હતા. અન્તરિક્ષ બોલ્યુંઃ

**‘ પૃથ્વીનું ગામડે ગામડું વારાણસી થાય ને માનવી માનવી શંકરાચાર્ય થાય. પૃથ્વીની પ્રજાપ્રજા સ્વતન્ત્ર થાય, વિશ્વવાસી સહુ વિશ્વનાથ થાય. ’**

તે તિથિએ જગતમાં મહાકાળનો સન્દેશ ઝીલાયો.

સિનાઇ ઉપર મૂસા નબીએ ઝીલ્યો હતો એ મહાકાળનો સન્દેશ હતો, પણ એક પ્રજાનો. કૈલાસશિખરે કૈલાસીજીએ ઝીલ્યો એ સમસ્ત માનવવંશનો ઈતિહાસ-સન્દેશ હતો.

તે તિથિએ કૈલાસીને કાળના પડદા સંકેલાયા ને ઇતિહાસનાં બારણાં ઉઘડયાં. એ શિવરાત્રીએ કૈલાસી મહારાજે દુનિયાંનો છેડો દીઠો.

કૈલાસી મહારાજ પછી સદા કહેતા કે ઇતિહાસનો પરિપાક એ છે, કાળપ્રવાહનો છેડો એ છે, સદાશિવનું કલ્યાણકેન્દ્ર એ છે, માનવવંશની મૃત્યુલોકની મહાયાત્રાનું તીર્થધામ એ છે.

ફૂલને વદને ફૂલની સુરખી ફરફરે છે એમ કૈલાસીજીવદને બ્રહ્માનન્દની લહરીઓ તે તિથિએ તરવરી રહી.

વળતી સ્હવારે કાળગુફાના પડદા ઉઘડયા ને કૈલાસી મહારાજ કૈલાસગુફામાંથી બહાર નીસર્યા ત્હારે એક જ મહાશબ્દ ઉચ્ચર્યો કે 'આનન્દો; પરબ્રહ્મ પૃથ્વીએ પરમાનન્દ વરસે છે. આનન્દો.'

તે તિથિએ જગત્સંગ્રામની ઝ્હડતી ભરતી શમી ગઈ.

ગુફાદ્વારે અમરવેલની ડાળીએ બેઠી સુગન્ધા કાળગીત ગાતી હતી.

દુંદુભિ વાગે છે મહાકાળનાં.

સૃષ્ટિએ પાલવ સંકોરિયા રે,
બીડયાં ઉઘડયાં આકાશ;
બીડયાં ઉઘડયાં આકાશ;
ગેબની ગુફાઓ ગાજી ઉઠી,
ઉગ્યા નવલા ઇતિહાસ;
ઉગ્યા નવલા ઇતિહાસ;
દુંદુભિ વાગે છે મહાકાળનાં.

પૃથ્વી ખેડી નવખંડની રે,
ખેડયાં સાગરનાં નીર;
ખેડયાં સાગરનાં નીર;
ખેડયા કંઈ આભઘુમ્મટોઃ હવે
ખેડે કાળ ને નરવીર;
ખેડે કાળ ને નરવીર;
દુંદુભિ વાગે છે મહાકાળનાં.

કાલે પ્રજાઓ પમરી હતી રે,
આજે માનવકલ્યાણ;
આજે માનવકલ્યાણ;
કાલે દુનિયાં થશે દેવની;
એવાં પૃથ્વિનાં પરિયાણ;
એવાં પૃથ્વિનાં પરિયાણ;
દુંદુભિ વાગે છે મહાકાળનાં.

## પ્રકરણ ૨૧ મું, વિશ્વવિધાત્રીના કાળયોગ

એ અન્ધકારયુગ ન હતો.

પૃથ્વીની એ અમાવાસ્યા ન હતી, તેમ મધ્યાહ્નને ન હતો.

ત્હારે કાળનો એ કિયો પ્રહર હતો ?

જોગીઓ જેને કાળયોગ કહે છે, જ્યોતિષીઓ જેને ગ્રહયોગ કહે છે, અગમ્યવાદીઓ જેને આગમયોગ કહે છે, એવો કંઈક ગહનતાનો એ પ્રહર હતો. દિશાઓ બોલતી કે આવે છે.

શું આવતું હતું ? પૃથ્વીનાં પુણ્ય કે પાપ ? ઉદય કે અસ્ત ?

કારાગૃહમાં કૃષ્ણજન્મ થયો ત્હારે એ પ્રહર હતો; લંકાગઢને દરવાજે દસમુખના નાભિકમળમાંની અમૃતકૂંપી ફૂટી ત્હારે એ પ્રહર હતો; ઇશૂ ખ્રીસ્તને વધસ્તંભે જડયો ત્હારે એ પ્રહર હતો; ફ્રેન્ચ રેવોલ્યૂશનની પ્રથમ ચિનગારી ઉડી ત્હારે એ પ્રહર હતો; કુરૂક્ષેત્રની અઢાર અક્ષૌહિણી વચ્ચે કાળલેખિની સમું પહેલું બાણ છૂટયું ત્હારે એ પ્રહર હતો. વિધાત્રી પૃથ્વીનાં પ્રારબ્ધ ઘડે છે ત્હારે ત્હારે એ પ્રહર ઉગે છે.

અડધેરાક ચન્દ્રમા આભમાં લટકતો, ને રાત્રિનો દિવસ કરવાને મથતો. ચન્દ્રમા કાળજોગીના ખપ્પર જેવડો હતો. કોઈક એને અન્ધકારનું કાળખપ્પર કહેતા, કોઈક એને તેજનું કાળખપ્પર કહેતા.

કાળખપ્પર જેવો આભમાં ચન્દ્રમા લટકતો હતો.

તારાઓનાં તેજ ત્‍હારે ન્હોતાં તપતાં એમ નહિ. પણ ફૂલમંડળીમાં છૂટાં છૂટાં ફૂલડાં પરોવેલાં હોય એવા, એ કાળયોગની ફૂલમંડળીમાં તારલાઓની ઝૂમખાં પરોવેલાં હતાં. દુનિયાં બોલતી કે નવે ગ્રહોનો ગ્રહયોગ ઉગ્યો છે.

આકાશ તેજવર્ણું છે કે અન્ધારવર્ણું ? આકાશનો વર્ણ એ ત્‍હારે કાળયોગનો વર્ણ હતો.

માનવવંશના આયુષ્યનો એ રંગ છે.

કૃષ્ણચન્દ્રનો नवीनजीमूतसमान वर्णम् તો ઓળખો-ખીછો છો ને ? ત્‍હારના કાળયોગનો એ અગોચર, કલા-પીંછીપરો, મેઘશ્યામ વર્ણ હતો.

દેશો ડૂબે ને દેશો સરજાય, પ્રજાઓ પ્રલય પામે ને મહાપ્રજાઓ પ્રગટે, જગતની મહાભાવનાઓના આથમવાનો ને ઉગવાનો એ અવસરયોગ હતો.

સૃજનને ને પ્રલયને વાંચનારા મહાજ્યોતિષીઓ એને કાળસન્ધ્યા કહે છે. પિતામહ બાણુશય્યામાં પડ્યા તે તિથિએ એ સન્ધ્યા ઉગી હતી.

સન્ધ્યાકાળની સંન્ધિકા તેજ છે કે અન્ધકાર ? દિવસનું એ તેજ નથી, રાત્રીનું એ અન્ધારૂં નથી; સન્ધ્યાકાળની એ સન્ધિકા છે. સન્ધિકાવર્ણો એ કાળપ્રહર હતો.

હિરણ્યકશ્યપુએ પ્રહ્લાદને કાજે તામ્રવર્ણો લોહસ્તંભ તપાવ્યો, અને એ અગ્નિસ્તંભમાંથી વિશ્વભીષણ નૃસિંહાવતાર પ્રગટ્યા ત્‍હારે એ સન્ધ્યાયોગ હતો.

એ પ્રહરમાં ઇતિહાસો આથમે છે ને નવઇતિહાસો ઉગે છે.

સમાધિમાંથી જોગન્દર જાગે છે ત્હારે એ પ્રહરનાં કિરણો વરસે છે; સુન્દરીનાં નયનમાં પ્રથમ પ્રેમજ્યોત પ્રગટે છે ત્હારે એ પ્રહરનાં કિરણો ઝબકે છે; અર્જુને જ્હારે મત્સ્યવેધ કીધો ત્હારે એ પ્રહરનાં કિરણો ઉડતાં હતાં; કરણે જ્હારે કવચકુંડળ ઉતારીને આપ્યાં ત્હારે એ પ્રહરનાં કિરણો કાળબોલ બોલતા.

સીઝરે રૂબીકોન ઉલ્લંઘવાનો નિર્ધાર કીધો ત્હારે એ સન્ધ્યાયોગ હતો.

વિધાત્રીની અંગુલિઓ જ્હારે જ્હારે મહાપ્રારબ્ધ ઘડે છે ત્હારે ત્હારે એ પ્રહરનાં કિરણો લઈ અક્ષરો ગૂંથે છે.

નૈમિષારણ્યમાં ઋષિવરોએ મહાયજ્ઞ કીધો, અને મહેન્દ્રે સોમપાત્ર બ્રહ્મર્ષિઓને અર્પ્યું, સ્મશાનવાસી હરિશ્ચન્દ્રે સ્મશાનવેરો ઉઘરાવવાને રોહિતકુમારની સળગાવાતી ચિતા અવરોધી; સીતા માતા પૃથ્વીમાં સમાયાં ને રઘુપતિ રાઘવ વાલ્મીકિઆશ્રમેથી અયોધ્યાનગરીએ એકાકી પાછા પધાર્યા, ત્હારે માર્ગમાં એ કાળયોગના પડછાયા પડયા હતા.

દિશાદિશા બોલતી કે માનવવંશની મહાપ્રજા હવે જન્મશે.

ભાગરથીમાં બ્રહ્મપુત્રા ઠલવાય છે એમ ઈતિહાસમાં ઇતિહાસો ઠલવાતા. પૂર્વેથી પાસીફિક ને પશ્ચિમેથી આટલાન્ટિક આવી હિન્દી મહાસાગરમાં ઠલવાય છે એમ યુગમાં યુગ ઠલવાતા; પૂર્વ ને પશ્ચિમ પરસ્પરમાં ઠલવાઇ એક મહાદિશાયોગ સર્જતો.

સ્વર્ગગંગા ગગનસુન્દરીની સેંથી રચે છે એવી એ

રાત્રી પૃથ્વીસુન્દરીની ઇતિહાસસેંથી પાડતી. તિમિરતેજનાં ફોરાંઓ સભી કાળની અલકલટો પછી વામદક્ષિણ ઢળતી.

દેવોએ યજ્ઞ કીધો, ને યજ્ઞમાંથી યજ્ઞપુરુષ પ્રગટયો. યજ્ઞપુરુષે દીઠું કે સમસ્ત સૃષ્ટિનો હોમકુંડ કીધો છે, વિશ્વવિભૂતિઓ મંહિ હોમાય છે, અને એમ સૃજનયજ્ઞ જામ્યો છે. યજ્ઞપુરુષને થયું કે એ સૃજનયજ્ઞને હોલવું. યજ્ઞપુરુષે બ્રહ્માને કહ્યું. બ્રહ્મા કહે 'હું સર્જું છું, હોલવતો નથી.' પછી યજ્ઞપુરુષે વિષ્ણુને કહ્યું. વિષ્ણુ કહે 'હું પોષું છું, હોલવતો નથી.' પછી યજ્ઞપુરુષે મહેશ્વરને કહ્યું. મહેશ્વર કહે 'નટરાજના તાંડવનૃત્યનો ગ્રહયોગ ઉગે ત્ય્હારે આવજો. મહામાયા ત્ય્હારે ઢોલક બજાવશે ને સદાશિવ તાંડવનૃત્ય કરશે.' યજ્ઞપુરુષે જઇને વાર્તા દેવોને કહી. દેવો કહે 'સૃજનપ્રલયનો અધિષ્ઠાતા પ્રભુ મહાકાળ છે, અને મહંકાળેશ્વર વિરાજે છે ઉજ્જયિનીમાં કવિકુલગુરુ કાલિદાસની પાંખે. ત્ય્હાં જાવ.' યજ્ઞપુરુષ વિક્રમનગરીમાં ગયા. કમળપત્ર છવરાયેલું એક મહાસરોવર ત્ય્હાં હોલિયાં લેતું હતું. મહામાનવતા મંહિ ન્હાતી, પાપ ધોતી, પાવન થતી. સરોવરની એક પાળે મહંકાળેશ્વર વિરાજતા હતા, સરોવરની સ્હામી પાળે મહામાયા હરસિધ્ધ માતા વિરાજતાં હતાં. મહંકાળેશ્વરે યજ્ઞપુરુષને કહ્યું 'હું છું ભૂતકાળનો સ્વામી. ભૂતકાળ ભણવાને મ્હારે મન્દિરે આવજો.' પછી મહામાયાએ યજ્ઞપુરુષને કહ્યું કે 'હું છું ભવિષ્યકાળની સ્વામિની. ભવિષ્યકાળ ભણવાને મ્હારે મન્દિરે આવજો.' યજ્ઞપુરુષે કહ્યું કે 'મ્હારે તો વર્તમાનકાળ ભણવો છે. વર્તમાનકાળ ભણવાને ક્ય્હાં જાઉં?' હરસિધ્ધ માતાએ ને મહંકાળેશ્વરે

એક જ દિશા દાખવી, ને ઉચ્ચર્યાં કે 'વર્તમાનગીતા ભણવાને કવિકુલગુરુના કવિતાશ્રમે જાવ.'

યજ્ઞપુરુષને મહંકાળેશ્વર ન હરસિધ્ધ માતાનાં દર્શન થયાં એ કાળયોગ આ હતો.

એ કાળયોગે દુનિયાં ઘડીક દેવોની થાય છે.

રઘુવંશ સમું માનવવંશનું મહાકાવ્ય લખાતું હતું. અને ભગીરથે સ્વર્ગંગંગાને પૃથ્વીમાં ઉતારી હતી એ પૃથ્વી-પાવનકારી કાળપ્રસંગનો દૈવયોગ ઉગતો હતો.

યુગ યુગ શું સ્હારે અથડાતા, ને સંસ્કૃતિઓ સંસ્કૃતિઓ સ્હામે અથડાતી. સૃજન ને પ્રલયનાં મોજાંઓ સ્હામસ્હામાં પછડાતાં હતાં.

સિન્ધુનદના મુખમાં સાગર સ્હામી છોળ મારે છે એ તો દીઠી છે ને? જગતના ઇતિહાસપ્રવાહને કાળસાગર ઘડીક એવી સ્હામી છોળ મારતો હતો. મહાનદના જળપ્રવાહ સમો ઈતિહાસનો કાળપ્રવાહ ફાટી જતો, અને અનેક નવધારાઓએ પછી મહાસાગરમાં ઢળાતો.

દુનિયાંનો ઈતિહાસપ્રવાહ આજ પલટાતો હતો.

એ પ્રહર તેજનો પ્રહર ન હોત તો આજ એને કોઈ સંભારતું ન હોત. પણ એ પ્રહરને અન્ધકારની ઝાલરો હતી એવું ભાખનારા છેક જુઠ્ઠા ન હતા.

પંચ મહાતત્ત્વોમાં પૃથ્વી ને પાણીથી તેજ સુક્ષ્મ છે; અને આકાશ તત્ત્વને પડછે તેજ જડ છે. અને ચેતન તત્ત્વને પડછે આકાશ તત્ત્વ જડ છે. ચેતન તત્ત્વથી સુક્ષ્મતર હજી તો જગતે જાણ્યું નથી. એ કાળયોગે આકાશ તત્ત્વનો પ્રહર તપતો હતો.

વૃક્ષઘટા નાચે ત્‍હારે વૃક્ષઘટામાં થઈને ભોંય પથરાચેલાં તેજચાંદરણાં યે નાચે છે; શેષની ફણાઓ ડોલે ત્‍હારે શેષની નયનકીકીઓ યે ડોલે છે; એમ ઈતિહાસના મેઘાડંબરનો ગોરમ્ભો ડોલતો હતો એટલે ત્‍હારે દેશો ડોલતા અને મહાપ્રજાઓ પણ ડગમગતી.

એ કાળપ્રહરમાં આકાશ એક અડોલ હતું.

એ સન્ધ્યા પછી ઉતરી, પછીની રાત્રિ યે પછી ઉતરી, અને પૃથ્વીમાં પછી મ્હેરોડ પડ્યું.

કેવડાની કુંપળો ફૂટે, ને કુંપળે કુંપળે કુમળી કાંટાઅણીઓની બાણાવલિ હોય, એવી તેજરેખાઓ પ્રથમ પ્રગટી. વીજળીનાં ઉડતાં કિરણો જેવી એને કોઈકે દીઠી, કોઈકે ન યે દીઠી.

પછી એ તેજરેખાઓના પટા થયા. સમશેરોનાં પાનાં ગૂંથાય ને તરવારોની તાળી પડે, એવા તેજપાટાઓ ગૂંથાતા, અથડાતા, પરસ્પરને વીંધતા ઉડતા. પણ સૌના વર્ણ કુંકુમવર્ણા હતા.

પછી ભાગ્યદેશે હિંગળોકની પીચળ કરે છે એવી આકાશભાલે પીચળની અર્ચા અર્ચાઈ રહીઃ જાણે વિશ્વવિધાત્રીએ વિશ્વભાલે ભાગ્યઅર્ચા અર્ચી.

અને પછી—અને પછી નદીઓની તરંગાવલિ રમે છે એવી તેજની તરંગાવલિઓ રમી રહી.

ગગને રવિજ્યોત ડોલતી,
 રમતી કાળપ્રભા યુગોજૂની;
લહરી લહરી શું બોલતી,
 કરતી'તી કંઇ વાત ભાવિની.

પછી વ્યોમમંડળ સમરંગે છવાઇ રહ્યું. ઠામઠામ ઉષાનાં ઇન્દ્રધનુષ્યો દોરાયાં, ઠામઠામ સદાશિવનાં ત્રિપુડ્ર ચીતરાયાં.

સ્હવાર હજી પડદાની પાછળ હતું. ઉષાની રંગલીલા નભોમંડળે હજી તો સાથિયા નાંખતી હતી. વેદઋચાઓએ એ ઉષાનાં ગીતો ગાયાં છે.

અને પછી ?

અને પછી વિશ્વની વાડીઓમાં પ્રભાતની કેસરપગલીઓ પડી રહી. દુનિયાં જાગી, અને જોયું કે પ્રભાત પડયું.

નવપ્રભાતના એ પ્રભાઅક્ષરો લખાતા હતા ત્ય્હારે પ્રભાતિયાની શબ્દાવલિ કોઈ કે ગગનમંડળમાં ફેંકી. તેજ એથી તેજસ્વી થયાં, ને કેસર એથી કેસરિયાં થયાં. સુગન્ધા હરિવરને વિનવતી હતી.

ઇતનો કર કામ હમારો.
　　માનું અહેસાન તિહારો,
ઇતનો કર કામ હમારો.

જીતને અંબરમેં તારે,
　　મેરી ચોલીમેં મઢવા દે;
બિનારંગી અંબરકી સાડી
　　મોહે તું મંગવા દે:
માનું અહેસાન તિહારો.
　　ઇતનો કર કામ હમારો,
માનું અહેસાન તિહારો.

ચન્દા સૂરજ ઔર સમુન્દર
મલકટમેં જડવા દે;
ધરતીકા ઘાઘર બનવા દે,
શેષ નાગકો નારો:
માનું અહેસાન તિહારો.
ઇતનો કર કામ હમારો,
માનું અહેસાન તિહારો. (હિન્દી લોકગીત)

કાળની અંગુલિ એમ વિશ્વનાં પ્રારબ્ધ લખતી હતી.



## પ્રકરણ ૨૨ મું; જીવન એ યજ્ઞ છે.

---

સોણલાં આવે આયુષ્યની વસન્તનાં;
આજ મ્હારે આયુષ્યદેવનાં પર્વ, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

પૃથ્વીજૂની ગુફા હતી, ને ગુફાનાં એ ગુફાવાસીઓ હતાં. પૃથ્વીજૂનાં ગુફાવાસીઓને નવવસન્તનાં સ્વપ્નાં આવતાં હતાં.

આજ મ્હારે આંગણે ઢોળાય તેજ દેવનાં;
તેજ કેરાં કિરણે–કિરણે જયગર્વ, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

'બેટા આત્મજિત ! આયુષ્યની પરીક્ષાની ઘડી આવે છે. આત્માને જીતીશ તો જગતને જીતીશ.' શિષ્યવરને કૈલાસીજી સદ્બોધતા હતા. એ સદ્બોધમાં પ્રાણજગાડણહારી પ્રેરણાની ફૂંક હતી.

'આપણે કંઇ જગતનાં રાજ્ય નથી જોઈતાં.' શિષ્યવરે કહ્યું.

'सत्यम्. ભારતને જગતનાં રાજ્ય જોઈતાં નથી. ભારતનું છે એટલું યે ભારતને જગત માણવા દે ત્હો યે ભારતીય કો ભૂખ્યું ન સૂવે, ને ધરતી યે ધરાય. ઇતિહાસો કહે છે કે ભારત અક્ષયપાત્ર છે. મહાદુર્વાસાનાં યે ખપ્પર ભરાતાં'તાં. માનવવંશનો હૈયારાજવી ભારત હતો ને થશે. બેટા ! વિશ્વની પરમ પ્રેરણા ફરીથી કહું છું: આત્માને જીતીશ તો જગતને જીતીશ.'

દુનિયાંની ભીષણતા હિમાદ્રિમાં ભરી છે; હિમાદ્રિની ભીષણતા એ ગુફામાં ભરી હતી.

'હા; નાલન્દ ને તક્ષશિલાએ ચોખૂટ જગત ભણવાને આવતું. આજ અટપટો અવસર ઉગે છે. જીવનનાં સૂત્રો શીખવો.'

'ત્રૈવિદ્યા યઃ સોમપા પાપપૂતઃ; બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વરે એક એક વેદમન્ત્ર પૂર્વે જગતને આપ્યો છે. ત્રૈવિદ્યા ભણે તે પાપપૂત થાય.'

ધરતીના મોભ જેવો હિમાદ્રિ પડેલો હતો, ને ધરતીના મોભીઓ ત્હાં વસતા.

ત્રિદિશમાંથી એવે પવનપાવડીએ ઉડતી સદાશિવનાં સન્તાનોની ત્રિપુટી આવી, અને વન્દીને કૈલાસીચરણોમાં બેઠી. ગીતટહૂકાર સાંભળાતા તે એ સુન્દરીતિલકોનું આવતું કંઠમાધુર્ય હતું.

ચતુર્દિશાના ચાર સ્તંભો હોય એવાં ચાર શિષ્યસન્તાન દીસતાં, અને વચ્ચોવચ્ચ ચતુર્દિશાઓના દિશાકેન્દ્ર સમા કૈલાસીજી હતા.

પછી આત્મજિત બોલ્યોઃ 'ત્હારે બ્રહ્માદીધું જીવનસૂત્ર એ કે આત્માને જીતે એ જગતને જીતે.'

સન્મુખે યજ્ઞકુંડ ભભૂકતો હતો. કાળી કરાળી-સમ જીહ્વાએ વહ્નિદેવ દેવહવિને દેવલોકમાં લઈ જતા.

એવે યજ્ઞવેદીને એક ખૂણે અમૃતદીવડો પ્રગટ્યો.

'સન્તાનો ! જતન કરજો. માનવવંશની આ છે જ્ઞાનજ્યોત.'

પરાપૂર્વથી કૈલાસી અગ્નિહોત્રી હતા. એમની ગુફામાં ને હૈયાગુફામાં અખંડ દેવઅગ્નિ પ્રજ્જવળતો.

'આત્માજીત ! ધ્રુવખંડેથી ધરતીમાં આર્યો ઢોળાયા ત્‍હારે ચોખંડમાં અગ્નિપૂજા પ્રસરી. સકળ આર્યકુળ અગ્નિહોત્રી છે.'

'આપ ઇતિહાસ કહો છો કે ભવિષ્ય ભાખો છો આજ ?'

'હું તો સનાતન સિધ્ધાન્તો ઉચ્ચારૂં છું. જગતને ને કાળને જીતવાને જીવન છે. આત્માને જીતે એ જગતને જીતે; ને જગતને જીતે એ કાળને જીતે. સન્તાનો ! કપરો અવસર આવે છે; જીવનૂમન્ત્રો મા ભૂલતા.'

'સ્મૃતિમેધા રહેશે ત્‍હાં સૂધી તો નહિ ભૂલિયે.'

આજ મ્હારે કરમાણી કુંપળો પાંગરે;
આજ મ્હારે સૂકાં લીલમલીલાં થાય, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.
આજ મ્હારાં સ્વપ્નાં ઉતરે સંસારમાં;
આજ જગે નવલા પરિમળો વાય, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

વારા ફરતી વાંસળી વાગે એમ પ્રેરણા ને વિધાત્રી વારા ફરતી એકએક ગીતચરણ ગાતાં હતાં.

'પછી વિષ્ણુદીધો જીવનૂવેદમન્ત્ર કિયો ?'

'વિષ્ણુદીધો વેદમન્ત્ર મહાવર્ચસ્વી છે.' સેઘકંઠે કૈલાસજી બોલ્યા. 'એકદા લક્ષ્મીજીએ બ્રહ્માંડની પરમ લક્ષ્મી વિશ્વમાં વેરવા માંડી. લક્ષ્મીજીને એ લીલા હતી, પણ

વિષ્ણુદેવને માથે તો જગતભાર છે. વિષ્ણુદેવે લક્ષ્મીજીને વેરતાં વાર્યાં નહિ, ને કહ્યું: લક્ષ્મી ને હૈયાલક્ષ્મી સર્વસ્વનું સમર્પણ કરો. મુજ કાજે ત્હમે એક રહો એટલોટલું આપો. લક્ષ્મીજીએ પૂછ્યું: ત્હારે મ્હને વારતા નથી ને? વિષ્ણુદેવ બોલ્યા: વારતો નથી; વાળું છું. જરા રિસામણાને શબ્દે લક્ષ્મીજીએ પૂછ્યું: શું કહો છો? કહો. વિષ્ણુદેવે કહ્યું: એમ નહિ કહું. છણકાતે શબ્દે તો પતિ પત્નીના ને પત્ની પતિના ઝીલેલા બોલે ઢાળી નાંખે. પૂછું છું એટલું કે સૃષ્ટિનો આ સંસાર માંડયો છે આપણે, એ સફળ કરવો છે કે નિષ્ફળ? લક્ષ્મીજીની મ્હડેલી ભ્રુકુટિ નમી ગઈ; પરમ પ્રસન્નતા નયનોમાં અંજાઇ; મુખમુદ્રા કમળના જેવી પ્રફુલ્લી રહી. અમૃતશબ્દે લક્ષ્મીજી બોલ્યાં: સૃષ્ટિનું સૃજન સફળ કરવું છે. તો તો કહું છું, વિષ્ણુદેવ ઉચ્ચર્યા કે, વેરશો નહિ, વાવજો. લક્ષ્મીજીએ વળી પુછ્યું: પણ સ્વામિન્! દેવો વેર્યું કોને કહે છે ને વાવ્યું કોને કહે છે? વિષ્ણુદેવ આશ્ચર્યભાવે બોલ્યા: દેવકુળનાં પટરાણી છો; સિંહાસન સન્મુખે અનેક વેળા ઉચ્ચારાયું છે; ભૂલ્યાં ભાસો છો. ધર્મરાજ કહેશે, ચિત્રવિચિત્ર કહેશે. પાપ એ વેર્યું, ને પુણ્ય એ વાવ્યું. લક્ષ્મીજી વળી બોલ્યાં: મહારાજ! અડધેરૂંક સ્હમજાયું. આર્થ વિસ્તારો કે પાપ શું ને પુણ્ય શું? વિષ્ણુદેવે પ્રત્યુત્તર વાળ્યો કે વિસ્તારવા સમું છે કાંઇ એમાં? પાપ શું ને પુણ્ય શું એ તો આત્મવન્તાંઓ સૌ સ્હમજે છે. જુઠાણાંને કોણે પુણ્ય કહ્યું? કે પરોપકારને કોણે પાપ કહ્યો? પૃથ્વીપાટલે તો માનવકલ્યાણ એ પુણ્ય ને માનવઅકલ્યાણ એ પાપ.

લક્ષ્મીજી ! ધરતીપડ ઉપર તો એક જ કાળકસોટી છેઃ માનવકલ્યાણ. સન્તાનો ! વિષ્ણુદેવદીધો એ વેદમન્ત્રઃ માનવવંશનું કલ્યાણ.'

'ત્હારે પ્રજાકલ્યાણ એ પુણ્ય નહિ ?'

'સન્માર્ગનું પ્રજાકલ્યાણે પુણ્ય છે ને વ્યક્તિકલ્યાણે પુણ્ય છે. પૃથ્વીકલ્યાણનું અવરોધી પ્રજાકલ્યાણ કોઈ પ્રજાને પુણ્ય નથી. સંસારશાસ્ત્રનું એકમ દંપતી છે. પતિપત્ની પરસ્પરને કાજે યજ્ઞકુંડમાં હોમાય, ને દંપતી કુળકલ્યાણ કાજે હોમાય. કુળ પ્રજા કાજે; અને પ્રજાઓ માનવકલ્યાણ કાજે હોમઅગ્નિમાં હવિ થાય. પૂર્વે પ્રથમ કુટુંબરાજ્ય હતું, ને પછી પાલવાસીઓનું ગોત્રરાજ્ય થયું. ગોત્રરાજ્યો મ્હોરીને થયાં નગરરાજ્યો, ને નગરરાજ્યો પ્રફુલ્લીને થયાં પ્રજારાજ્યો. એ સહુ રાજ્યોએ પૃથ્વીના ઈતિહાસ લખ્યા. પ્રજારાજ્યોનો યુગ ઉતરે છે હવે. હવે માનવમહારાજ્ય પૃથ્વીમાં અવતરશે. સન્તાનો ! આવતી કાલનું ઈતિહાસસૂત્ર છે માનવમહારાજ્ય.'

આજ મ્હારે આંબે આંબે મ્હોર મ્હોરિયા;
આજ મ્હારે ઉરમાં બોલે છે સિતાર, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.
આજ મ્હારે આશાની વેલડ ફાલતી;
આજ મ્હારે ઉડવાં અનન્ત મોઝાર, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

'જરા ભાષ્ય વિસ્તારો. બુદ્ધિ સ્હમજે છે, પણ હૈયું ઝીલતું નથી હજી.' વેણુનાદમાં ઢોલકશબ્દ બોલે એવો પ્રશ્ન પૂછાયો.

'જૂવો. એક જહાજ સાગરસફરે સ્હડયું છે; ને જહાજને જવાનું છે પ્રભાસતીર્થે. માર્ગે ખડકો આવશે ને વમળો આવશે; સરિતાઓનાં મુખો આવશે ને નગરીઓના સાગરઝરૂખા આવશે. સહુને કલ્યાણમન્ત્ર વર્ષતું, સહુને આત્મલક્ષ્મી અર્પતું, સહુની સેવાશુશ્રૂષા ઝીલતું જહાજ સંચરે છે. પન્થમળ્યાંનું યતકિંચિતે અકલ્યાણ જહાજ ઈચ્છતુંકરતું નથી, પણ જહાજનું કલ્યાણધામ છે પ્રભાસ-તીર્થ. જહાજનું એ લક્ષ્ય ને એ મોક્ષ. સન્તાનો! કાળનો મહાસાગર ખેડતાં માનવવંશના જહાજનું પરમ તીર્થ છે એક જ—માનવકલ્યાણ. વ્યક્તિનો કુળનો નગરીનો દેશનો મહારાજ્યનો મહાપ્રજાનો કાળયજ્ઞમાં દેવોને હવિ અર્પાય માનવકલ્યાણને કાજે. સન્તાનો! સારૂં ગગન ત્હમારૂં છે; ઘૂમાય એટલું ઘૂમજો.'

યોગગુફાની યજ્ઞવેદીએ બીજો અખંડદીવડો પ્રગટ્યો.

'સિન્ધુ ને બ્રહ્મપુત્રા, નીલ કે ડાન્યૂબ એક દેશમાં વહે છે? મહાનદો દેશદેશને રસવન્તા કરે છે, ને મહાસાગરો દેશદેશાન્તરના આરા ધૂવે છે.'

'મહારાજ! સ્હમજાયું. સૂર્યચન્દ્ર કો દેશના નથી, વિશ્વના છે.'

'અમ્મર થજો સહુ, બેટા ધુરન્ધર!'

'ત્ય્હારે ત્રીજો વેદમન્ત્ર કિયો? મહારાજ! ભગવાન મહેશ શું ઉચ્ચર્યા હતા?' ફૂલપાંદડી કો બોલે એમ પ્રેરણાએ પૂછ્યું.

'આ જો કૈલાસ. કૈલાસ શો કાળસન્દેશ ઉચ્ચારે છે?

કૈલાસ બોલે છે એ મહેશના બોલપડઘા છે.' ગિરિવરની વાણે કૈલાસીજી બોલ્યા.

'કૈલાસ શો કાળસન્દેશ બોલે છે?'

'કૈલાસના કાળબોલ નથી સંભળાતા હજી? સંભળાશે. ગિરિવરો ગહન વાણે બોલે છે. હજી સમાધિ સાધજો; કૈલાસનો કાળસન્દેશ સંભળાશે. જૂવો આ માન સરોવર ને પેલું રાવણહ્રદ. આ સરોવરો છે કે સાગરો? મહાસરોવરોને મેવાડ સાગર કહે છે. કૈલાસનો આત્મા નિર્ઝરે છે ને મહાસરોવરો ભરાય છે. એ સરોવરોના સાગર પછી ઉભરાય છે, ને મંહીથી દિશાદિશામાં મહાનદો વહે છે.'

'ને વસુન્ધરાને રસવતી ને ફૂલવતી, હસતી ને આનન્દતી કરે છે.'

'કૈલાસનાં એ આત્મસમર્પણ. કૈલાસના આત્મસમર્પણે દેશદેશ રસવન્તા ને ફૂલવન્તા થાય છે.' કૈલાસી મહારાજ બોલ્યા. 'કૈલાસશિખરે કૈલાસપતિએ ગિરિજાને એ ઉપદેશ્યું હતું. મહંકાળેશ્વરે પૃથ્વીની ચોસઠ ત્રિજિયાઓ દોરી ને, ગંગાને ઘાટે ઘાટે દેવતા સ્થાપે એમ, પૃથ્વીત્રિજિયાને ઘાટેઘાટે સ્થાપી મહામાયાની કાળઅધિષ્ઠાત્રી એક એક જોગણી; અને કહ્યું આ ત્હારો સેવાપ્રદેશ. પોતે અલકાવતીનાં નવ નિધિ ને અષ્ટમા સિધ્ધિ કુબેર ભંડારીને ભળાવ્યાં, અને મહેશે સ્મશાનમાં જઈ રાખ ચોળી, રણશીંગડું ફૂંક્યું, અને એમ આત્મસમર્પણે રાચ્યાનાચ્યા. ત્યહારથી મહેશ સદાશિવનું ભદ્ર નામ પામ્યા. તે તિથિએ

ચન્દ્રમા ઉતરીને સદાશિવને ભાગ્યદેશે બેઠો. સન્તાનો! સદાશિવે કહ્યું કે જીવન એ યજ્ઞ છે. શ્રુતિ ભગવતીએ સદાશિવનો એ પડતો બોલ ઝીલ્યો, અને પછી એ વેદ-ઋચા થઈ.'

'પૃથ્વીનું સિંહાસન સદાશિવનો કૈલાસ છે. કૈલાસ કાળની દીવાદાંડી છે, જગતનાં ઉડતાં જહાજોનો વતારલો છે.'

'કૈલાસ કહે છે કે આત્માને નિચોવી નિર્ઝરી જગતમાં વહાવો. માનવીમાનવીનું હૈયું છે એની યોગગુફા; અને એ યોગગુફામાં છે યજ્ઞવેદી. સન્તાનો! સિંહાસનો સુખશય્યાઓ નથી, યજ્ઞવેદીઓ છે. અને એ યજ્ઞવેદીએ વિરાજે છે અગ્નિહોત્રના અખંડ અગ્નિ. આયુષ્યનો જીવન્-પરિમળ એ અગ્નિહોત્રનો યજ્ઞધૂપ. મહેશદીધો એ વેદમન્ત્ર: અહાલેક જગાવો ને સર્વસમર્પણી થાવ. જીવન એ યજ્ઞ છે.'

યોગગુફામાંના અગ્નિહોત્રની યજ્ઞવેદીએ ત્રીજો અખંડદીવડો પ્રગટ્યો. કૈલાસીજીનાં નેત્રોમાંથી તો તેજફૂવારા અખંડ ઉડતા હતા. પણ પછી ભ્રુકુટિમંડળ વચ્ચેથી એવી તેજધારાઓ પ્રગટી કે જાણે એકસો ચન્દ્રમા સામટા ઉગ્યા.

સોણલાંનાં સાળુડે છંટાણાં રંગછાંટણાં;
સોણલાંનાં ધરતીમાં ઉઘડ્યાં ફૂલ, રાજ!
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.
સોણલાં સંજીવન છાંટે સંસારને;
સોણલાંનાં મનનાં મોતી સમાં મૂલ, રાજ!
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

'પ્રેરણા ! સાંભળ્યું ને ? કે ગાયાં જ કરીશ ?' ધુરન્ધરની મેઘમન્દ્ર ઘોષણા થઈ.

'સાંભળવું એ પ્રેરણા પીવી છે, ગાવું એ પ્રેરણા પાવી છે. સાંભળ્યું ને પીધું. હવે પાઉં છું.' પ્રેરણાની કંઠઘંટડી બોલી.

'પીજે, ધરાઇને પીજે; ને પછી પાજે, ને ધરાઇને પાજે.'

'પ્રેરણા છે પૃથ્વીની રસગંગા;' કૈલાસીજી બોલ્યા. 'પીએ ને પાતી જાય; પાતી જાય ને પીએ. એને ઘાટે ઘાટે તીર્થ મંડાય. જુવો જગત્મોક્ષ સમો આ હિમાદ્રિ.'

'નિરખ્યો-નિહાળ્યો છે. એનાં શિખરો યે દીઠાં છે, ખીણો યે દીઠી છે.'

'એક ઉપનિષદકથા કહે છે કે બ્રહ્માએ પૃથ્વી ઘડી ત્‍્હારે હિમાદ્રિ મહોન્માદે ચ્‍્હડયો કે પૃથ્વીનું પલ્લું ડોલાવું ને ડૂબાડું. એટલે દેવોએ હિમાદ્રિનો ગુણગર્વોન્માદ ઉતારવાને હિમાદ્રિહૈયે ખીલા ઠોકયા. પછી હિમાદ્રિ વિષ્ણુદેવ કને ગયો, તપ કર્યું, વિનવણીઓ કીધી. ત્‍્હારે વિષ્ણુદેવે સદાશિવને કહ્યું, અને સદાશિવે એ હૈયાશલ્યો ખેંચી ક્‍્હાડયા. પાછળ જે શલ્યગુફાઓ પડી તે હિમવાનની મહાખીણો થઇ; એનાં ગુણગૌરવ પ્રફુલ્લ્યાં એ હિમવાનનાં ઉન્નતમુખ ગિરિશિખરો થયાં. દુઃખોની ઝાળ પાપને બાળે છે. પુરુષને કે પ્રજાને વિપત્તિ એ પ્રાયશ્ચિત છે.'

યજ્ઞવેદીએ ચોથો અખંડદીવડો પ્રગટયોઃ જાણે ચતુર્દિશાળી યજ્ઞવેદીની દિશાદિશાએ દેવ ઉતરી બેઠા.

તેજ કેરી અંગુલિ અનન્તને આલેખતી;
કેવી વીતે આજ અને કેવી જશે કાલ ? રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.
દિશાઓની દ્દહેરીએ સ્હડી સૂર્ય થંભીને
કાળમન્ત્ર લખતો વસુન્ધરાને ભાલ, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

પ્રયાગરાજના સંગમઘાટે ઘડીકમાં ગંગાજી બોલે ને ઘડીકમાં જમનાજી બોલે એમ પ્રેરણા ને વિધાત્રી નવવસન્ત-ગીત ગાતાં. એમના ગીતબોલે જગતમાં નવવસન્ત ઉતરતી.

'આપે તો વિદ્યાત્રયી ઉચ્ચારી હતી, દેવત્રયીની મન્ત્રત્રયી કહી હતી. તો ચાર મન્ત્રો ક્ય્હાંથી થયા ?' વિધાત્રીએ ગહન ભેદ પૂછ્યો.

'વેદત્રયીના ચાર વેદ થયા એમ. સન્તાનો ! એ ચતુશ્લોકીના નિરનિરાળા જ્ઞાનપ્રવાહ મા માનતા. વિશ્વયો-મુખજીની ચતુર્દિશાઓ જેમ પરસ્પરમાં ઢોળાય છે, આ યજ્ઞવેદીના ચતુર્દીપની તેજધારાઓ જેમ પરસ્પરમાં પ્રોવાય છે, એમ એ ચતુર્મન્ત્રોના ચાર જ્ઞાનપાયા એક જીવનુવેદી રચે છે. કાળનાં સન્તાનો ! પૃથ્વીનો પરમ શણગાર શો છે ? મનુવંશનો પરમ શણગાર છે મહામાનવતાની સર્જનતા.' કૈલાસીજીના બોલબોલનો દિશાગુફાઓમાં પડઘો પડતો.

આનન્દ ઉછળતે ઉરે પ્રણામાંજલિ કરી રહીને ચારે જ્યોતિર્ધરો ઉભાં હતાં: બે નર ને બે નાર. પછી ઉચ્ચર્યાં ને વાચ્યું: 'ત્હારે અમને શો આદેશ છે ?'

'સૌને કૈલાસીનો એક જ છે આદેશ: સર્જનો સરજો ને

અવનીને અમૃત પાવ. પૃથ્વી પુણ્યમયી કરો. જાવ, જીવનનાં વ્રત પૂરાં કરો. દિશાઓને ખેડો ને વાવો.'

સોણુલાં બાંધે ત્રિકાળને તોરણો;
સોણુલાં સરજે નવા સંસાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.
આજ મ્હારે આકાશ આંગણે ઉતરે;
આજ નવસૃજનનાં મ્હારે સ્હવાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

આભને એક આરેથી ચન્દ્રલેખા અને બીજે આરેથી શુક્રતારા દેવગીત ગાય એમ પ્રેરણા ને વિધાત્રી ગાતાં હતાં.

દિશદિશના એ દિગ્પાળોને તે તિથિએ કૈલાસી મહારાજે નવબ્રહ્માસ્ત્ર અર્પ્યાં. પ્રેરણા ને વિધાત્રી, ધુરન્ધર ને આત્મજિત કને જગતવિજયી વિજયજન્ત્ર તો હતાં. એમની ચાંપો દાબે ત્ર્હાં મંહીથી કિરણો વછૂટે તે દુનિયાંનાં છાપાંછાપાંમાં છપાય. તે તિથિએ કૈલાસી મહારાજે નવબ્રહ્માસ્ત્ર ચતુર્દિશાના નિજ દિગ્પાળોને દીધાં. એ હતાં હૈયાવિજયી નવબ્રહ્માસ્ત્ર. જોગન્દરની જમાત એમની વીજચાંપો ચાંપે, મંહીથી કિરણો વછૂટે, અને એ કિરણો જઇને માનવતાને હૈયે હૈયે આલેખાય.

એક પગલું પૃથ્વી પાતાળ ભણી ભરતી હતી, બીજું પગલું પૃથ્વી આભ ભણી ભરતી હતી.

'પૃથ્વી' 'પૃથ્વી' શું કરો છો? આજની પૃથ્વી એટલે પાંચ સંસ્કૃતિઓ અને પ્રાચીન નવ ખંડ સમી નવ મહાપ્રજાઓ. એમાંની તો એક સ્વયં બ્રિટિશ મહાપ્રજા. પૃથ્વીના ૧/૪ ને માનવવંશના ૧/૫ ની સ્હામે આજ અવશેષ દુનિયાં છે. એમાંથી યે અણુઘડ કાળાઓ જાય, એટલે રહે એકની સ્હામે બે કે ત્રણ. બેની સ્હામે એક ન ઉભી શકે તો એ પ્રજા પ્રજામંડળને મોખરે ઉભવાને યોગ્ય છે એમ ઇતિહાસ કહે ખરો?'

'બ્રીટન ત્રણની સ્હામે એક ઉભશે, ને ઇતિહાસ જોશે.'

'ત્રણની સ્હામે એક તો ઉભો'તો પૂનામાં. એ એક હિન્દુ હતો, ને ત્રણ બ્રિટિશરો હતા.'

નં. ૧૦, ડાઉનીંગ સ્ટ્રીટ, લંડનમાં આખી રાતના દીવા બળતા હતા, અને પ્હેરોડના અન્ધકારને અત્ય્હારે અજવાળતા હતા. પ્રેરણા અને બ્રીટનના મહામન્ત્રીશ્વર જગતવસ્તુસ્થિતિનું સરવૈયું કહાડતા હતા.

'૧૯૧૪માં યૂરોપ સળગ્યો હતો; ૧૯૫–માં ચોખંડ સળગ્યા છે. બ્રિટિશ મંડળમહારાજ્યને ભાગવાને દુનિયાંએ જાણે કાવત્રું રચ્યું છે. દુનિયાં દેખશે કે સૂરજ કેવાક ઉગે છે.' મહામન્ત્રીશ્વરે કહ્યું.

'હા. ફ્રાન્સ જર્મની ઈટાલી રશિયા જાપાન ને અમેરિકાનાં વાદળ ચ્હડયાં છે. ઇસ્લામાબાદ ડગમગે છે; હિન્દ ઇતિહાસસમાધિમાં છે.' ચારે દિશાઓ ને ચારે ખૂણા અવલોકી વળતી પ્રેરણા બોલી.

'બ્રિટિશ મંડળમહારાજ્ય ભસ્મીભૂત થશે તો પૃથ્વી ને ભસ્મીભૂત કરીને પછી ભસ્મીભૂત થશે.' એ બોલ ભગ્નાશના ભાસતા હતા. પણ મહામન્ત્રીશ્વર ઇતિહાસના ખડક જેવા વજ્રકાય હતા.

પ્રેરણાએ પ્રથમનો અર્થ વાંચ્યો, ને ગાજીઃ 'શું ? અવધો આવી રહી ? બ્રિટિશ રાજનીતિજ્ઞોએ દેવાળાં કહાડયાં ? હું માનતી નથી હજી. વિક્ટરી જર્જરી થઈ હશે; ઇન્ વિન્ સ્ટિબલો ને એગેમેમનનો જર્જરાં નથી થયાં.'

વીજળી સન્દેશા લઈ જતી ને લાવતી હતી

'ચીન જાપાન ને જર્મનીની એકસંપી છે. પશ્ચિમ એશિયાનો ઈસ્લામી ઝૂમખો આપણી કિલ્લેબન્ધી હતો તે તૂટયો.' મહામન્ત્રીશ્વરે છેલ્લા સમાચાર કહ્યા.

ઘડાતા ઇતિહાસના દૂરબીનમાંથી બન્ને ય યુગદ્રષ્ટાઓ દુનિયાંને દેખતા હતા.

'આયર્લૅન્ડ ભણી જર્મન નૌકાઓ ધપે છે. અને ગઇ કાલે કેનેડામાં ફ્રેન્ચો બોલ્યા કે અમેરિકામાં ભળિયે. દક્ષિણ આફ્રિકાની હીરાખાણમાંથી તો હોળી સળગી છે. અમેરિકાના કાળા આફ્રિકાના કાળાઓના નેતા થાય ત્હાં સૂધી કાળાનો ભય દુનિયાને નથી. હા, હિન્દ જાગ્યું છે.'

'ને પીળા ભેળા કાળા ભળે તો ?' પ્રેરણાએ ભાવી સંજોગોનો પ્રશ્ન પૂછયો.

'તો તો ઉંધું જ વળે બધુંઃ જાણે ભર્યો પ્યાલો ઉંધો વળ્યો.'

'યૂરોપી પ્રજામંડળે પ્રથમ બેઠકમાં રંગભેદ ન ઘોયો એ વિધિખવરાવેલો મહાભૂલાવો હતો.'

'ત્હારે શું કાળાઓ ગોરાઓને પરણે ?'

'કેટલા યે પરણ્યા.–અને ઘઉંવર્ણાનું શું ?'

'એ ય તે કાળા ને ?' મહામન્ત્રીએ કહ્યું.

'આંખ ખોલે છે કે આભડછેટ ? ઈટાલી કે સ્પેઈન પોર્ટુગાલથી ઘઉંલા લેશે કાળા નથી. દક્ષિણ યૂરોપથી ઉત્તર ભારત ગોરૂં છે. અને ત્હાંના ગોરાઓ તો રૂસજર્મનના જેવા. મહર્ષિ દાદાભાઇને Black Man કહ્યા એ સોલ્સબરીની આંખભૂલે હતી ને રાજભૂલે હતી; ઉપરાન્ત અપમાનનું જુઠ્ઠાણું હતું.'

'પણ પારસીઓ તો અમારા છે.'

'બધા ય તે ? ને હિન્દના ન્હેલા કે ન્હેલા બ્રીટનના ?'

ત્હાં તો ધસમસતે પગલે માર્શલ આવ્યાઃ જાણે સળગતી તોપ. બોલ્યાઃ 'વીજસન્દેશો આવ્યો છે કે સિંગાપુરની સામુદ્રધુનીમાં જાપાન બીજી સુશીમા જીત્યું.'

'ત્રીજી સુશીમા જાપાન હારશે.' પ્રેરણા બોલી.

'સિંગાપુરનો નૌકાદુર્ગ તો સજીવન છે ને ?' મહામન્ત્રીશ્વરે સ્થિર શબ્દે પૂછ્યું.

'તાર સુંગો છે એ વિશે. પણ એકલવાયું દીર્ઘ કાળ કેટલુંક જીવશે ?'

એવી ઘડી ઉગી હતી કે વાતચીતને અન્તે પરસ્પરને સૌ પ્રશ્નો પૂછતા. કોઈ નિશ્ચયાત્મક મન્ત્રોચ્ચાર ઉચ્ચરતું નહિ. સુદર્શન ચક્ર દ્વારકાનગરીને ફરી આવતું એમ એક મીટમાં જગદ્રષ્ટાઓનું દૃષ્ટિચક્ર પૃથ્વીપરકમ્મા કરી આવ્યું. પછી દિશાઓને નિહાળતા માર્શલ બોલ્યાઃ

'દિશાઓ ઘેરાય છે, મહારાજ્યમંડળ જોખમાય છે. એક હીરાખાણ જતી કરવી ' તી ને ?'

'એટલે ? વર્ષે વર્ષે કરોડ–કરોડ પાઉન્ડ લૂંટાય એ લૂંટાવા દેવા ? હીરાખાણનો પ્રશ્ન નથી; પૃથ્વી Prestigeનો પ્રશ્ન છે.'

'અત્યહારે સાથીશૂન્ય છીએ.' માર્શલને 'પોલિટિકલ' ભાષા ન આવડી, સાચું બોલાઇ જવાયું.

મહામન્ત્રીશ્વર ખોંખાર્યા: 'એમાં શું ? Splendid isolation આપણી રાજનીતિ હતી. તે ખરી પડી ને ફળી.'

'પછી તો Triple Entente, ને પછી Balance of Europe, ને પછી Collective Security, ને પછી Balance of the West સહુ પક્ષના અગ્રેસરોએ સ્વીકાર્યાં હતાં ને ? દાવે દાવે સોગઠાંરમત બદલાઇ. અને પછી સહુ કળી ગયું કે આ તો છે બ્રીટનના સંરક્ષણનો પથારો.'

'આપણી એક રાજનીતિ ધ્રુવતારલો, ને બીજી બધી ધૂમતાં નક્ષત્રમંડળો. એક અવિચળ કે બ્રીટન પૃથ્વીશિખરે. એક પાંખે ઇસ્લામમંડળ ને બીજી પાંખે સીંગાપુર એ રાજરક્ષણના આપણા દુર્ગો હતા. માર્શલ ! સીંગાપુરને સાચવજો. નહિ તો ન્યૂ ઝીલેન્ડ ઓસ્ટ્રેલિયા ને હિન્દ ભયમાં આવી પડશે.'

'હિન્દ નિર્ભય છે સદાનું. હિન્દ વિનાના હિસાબ ગણજો.'

ઉંઘમાં બોલતા હોય તેમ વિચારનિમગ્ન મહામન્ત્રીશ્વર સ્વગતભાવે પણ મ્હોટેથી બોલ્યા : 'Japan proclaims

Emancipation of the Coloureds from Domination of the Whites; and establishes Yellow Dominance.'

માર્શલના મન્ત્રીજી આવ્યા, લશ્કરી સલામ ભરી, ને માર્શલને પરબીડિયું આપ્યું. ઉડતી નજર નાંખી લઇ માર્શલે વાંચ્યું:

'વાદળાં કરા વરસે એમ જાપાની વિમાનો બંબગોળા વરસ્યાં, પણ દુર્ગનો કાંકરો ખસ્યો નહિ. એક રાજદ્રોહી મલાયને નવડાયનામીટ મૂકી, ત્હો યે પાયા ડોલ્યા નહિ. છેલ્લે એક હવાઇ જહાજ, આકાશરંગે રંગેલું, દૃષ્ટિ છેતરી અણુદીઠું આવ્યું; અને વિદ્યુત્બાણ છોડયાં. ડફ્કો ભાગી ઠીંકરાં થયાં, કિલ્લેબન્ધીની ઇંટો થઇ, મનવારોમાં ચીરા પડયા. Singapore is thoroughly wrecked. જાપાની વિમાનો ને મનવારો પછી વાયવ્ય દિશે પરવર્યાં.' સન્દેશો બ્રહ્મદેશમાંથી છે:' માર્શલે છેલ્લે છેલ્લે ઉમેર્યું.

'ઝેરી ગ્યાસમાંનું ઝેર શોષતા નવવાયુની શોધ અડધેરેક આવી છે.—પણ વાયવ્ય દિશા એટલે શું ? હિન્દ કે આફ્રિકા ?'

'હીરાની ખાણ. હીરા વેરાયા.'

'હીરાની ખાણ તો વર્ષોનું ઓઠું છે,' મહામન્ત્રીશ્વરે માર્શલને સ્હમજાવ્યું. 'જેપનાં ખૂન એ બ્હાનું છે. Freedom of Seas કારણ છે, Expansion of Japan ખરૂં કારણ છે. જાપાની મનવારોને ખેડવાને સાગર ને જાપાની પ્રજાને ઘૂમવાને પૃથ્વી. જાપાનઅમેરિકાએ એકત્ર માગણી પહેલી કરી. એ ખરીતો મળ્યો એ જ સ્હાંજે ફ્રાન્સ-

જર્મનીઇટાલીએ કહ્યું અમ સ્હામેની જકાતી ભોગળો ઉઘાડો.'

'બ્રાઇટ ને કોબ્ડન ખરા હતા. 'સદા ઉઘાડાં બાર' ભીડયાં ત્ય્હારથી દુનિયાંની આંખોમાંથી ઈર્ષ્યાના તણખા ખરતા થયા.' પ્રેરણાએ જગતસંગ્રામનું મૂળ શોધીને ઉચ્ચાર્યું.

'અમેરિકાએ કહ્યું જીબ્રાલ્ટરનો દુર્ગ ઉતારો; જાપાને કહ્યું સીંગાપુરની તોપો ઉતારો. હિન્દ ખરે તો બ્રીટનની સારી સૂરજમાળા વિખેરાય.'

'યૂરોપના મન્ત્રીશ્વરોને પરસ્પરની સ્વાર્થસન્ધિઓ–Treaties of common self-interest આવડે છે, પરસ્પરની ભાવસન્ધિઓ–Treaties of common feelings આવડતી નથી.હજી હિન્દમાં શ્રદ્ધા સ્થાપશો?'

''૫૭ને ભૂલીને?'

'૧૯૦૨ ને ભૂલ્યા; ૧૯૧૪ને ભૂલ્યા; ને ૧૮૫૭ને સંભારો છો હજી? '૫૭ને તો સૈકો થયો–સૈકો. ફૂગર વખતે ને કયસર વખતે હિન્દી પલ્ટણો હોત નહિ તો આફ્રિકા કે ફ્રાન્સ આજે હોત ખરાં કે ઘરે?'સાચા બોલા સેનાની બન્ધૂકોની તડાફૂડીની પેઠે બોલ્યા.

'બર્ક બ્રિટિશરોને Expediency ભણાવી ગયો છે.'

'જેને મ્હોંમાથું જ નહિ. તો Treaty Rightsનો પરોપકાર ઉચ્ચારી બેલ્જીયમની વ્હારે કેમ ધાયા હતા?'

'તો શું ઝીબ્રુગ ને કૅલેમાં જર્મનીનાં થાણું થપાવા દે? એટલે તો પછી ચેનલ ઓળંગી તોપગોળા બ્રીટનમાં જ વરસે ને?'

મહામન્ત્રીશ્વરનો મન્ત્રી આવી ચીઠ્ઠી આપી ગયો. મન્ત્રીશ્વર મૂંઝાયા.

'શું થયું ? ધરતી રસાતાળ ગઈ?' માર્શલે પૂછ્યું.

'ના. ક્લીનર કહે છે શોફર અલોપ થઈ ગયો.'

'લાખ્ખો શોફરો મળશે. શોફરોનો દુકાળ છે કંઈ ?'

'આ તો હિન્દી જનરલ——એ આપ્યો હતો. કહ્યું હતું કે જીવ ખોશે, પણ જીવને જાળવશે.'

'મ્હારો શોફર લેજો. હું એ રાખું છું.'

'શબ્દો કરતાં ક્લીનરની ચીઠ્ઠી અધિકું બોલે છે. ક્લીનર છે સ્કોટલાન્ડ યાર્ડનો. સર——એ કહ્યું હતું કે શોફર પરદેશી છે, ક્લીનર દેશી રાખો; મોટરને ને શોફરને સાફ રાખશે. આ તો શોફર એકલો નથી ગયો; મોટરમાં થયેલી બધી મન્ત્રણાઓ ગઈ.'

એ શબ્દે શ્રોતામંડળની અન્તર્આંખો ઉઘડી ગઈ, ને 'શોફર અલોપ થયો' એ વાક્યનું ગંભીર અર્થરહસ્ય ત્ય્હારે સ્હમજાયું.

અઠવાડિયાક પછી સ્કોટલાન્ડ યાર્ડે મહામન્ત્રીશ્વરને સમાચાર આપ્યા કે એકાકીનું એક વિમાન–a solo plane crossed over to Europe & beyond on—, And P. M.'s chauffer was a Captain—, son of General—.

તૂટેલી દોરી સન્ધાય એમ પાછો વાર્તાલાપ મંડાયો. સટ્ટાબજારમાં પાસો નાંખે એમ ક્ષણેક વિચારીને માર્શલે પાસો નાંખ્યો. 'એકલવાયાપણું પાલવશે ખરૂં ? યુરોપના પ્રજાસંઘની અસાધારણ સભા ન્હોતરો, ને નાંખો બધું લંબાણે ને ખોરંભે.'

'વમળોમાં નંખાય, પણ તોપગોળા છૂટયા પૂર્વે એ બને. બન્ધૂકડી ફૂટી એટલે મશીન તોપો વછૂટે. જાપાનજર્મની એ શીખ્યાં છે. એમનો શબ્દ છે તત્ક્ષણ. અંહી યાદી આપે, ત્ય્હાં તોપો ફોડે.'

'અરે ! એ ચે સારૂં.' માર્શલે સાક્ષી પૂરી. 'કય્હારેક તો એમની તોપો પહેલી ફૂટે, ને યાદી પછી મળે.'

'પણ યૂરોપ રંગભેદ ત્યાગવા ના પાડે છે એનું શું ?' પ્રેરણાએ પૂછ્યું.

'હજી યે ?' માર્શલ આશ્ચર્યભાવે બોલી ઉઠયા.

'હા, હજી યે. હવે ઈંગ્લાંડની હા છે, પણ યૂરોપ હઠીલો છેઃ' મન્ત્રીશ્વરે કહ્યું.

'કોણ કોણ છે કટ્ટા દુશ્મનદુર્ગો ?'

'સ્પેઈન ને ઈટાલી.'

'એમને કહિયે અરીસામાં મોઢાં જૂવો જરા; કેટલા ગોરા છો એ પેખાશે. કાળાઓની સમીપે છે એ કાળાઓના વિરોધધર્મીલા છે.'

'સીમાડાની જ અથડામણો છે સદાઃ' મન્ત્રીશ્વર ઈતિહાસનું સૂત્ર ઉચ્ચર્યા.

વળી વીજળી બોલીઃ અફ્ઘાનિસ્તાનનો વીજસન્દેશ હતો.

'અફ્ઘાનનો ઈતિહાસ છે એવું છે અફ્ઘાનિસ્તાન આજેઃ ચળવિચળ. બગદાદમાં નવખલીફો જાગ્યો છે; જેરૂસલેમમાંનાં ખ્રીસ્તી મન્દિરો તારાજ કીધાં.'

'ત્ય્હારે ઈસ્લામ ફરી બેઠો શું ? અડધી સદીની

રમત ધૂળ મળી આપણી ?' માર્શલે પૂછ્યું.

'ઈસ્લામ હજી નથી ફર્યો કે વિફર્યો. પણ ઈજીપ્ટ-અંગોરા મિયાન ખડખડાવે છે.' મહામન્ત્રીશ્વરે બગાસું ખાધું, જાણે નિદ્રાદેવીએ વદનપુષ્પ ઉઘાડયું.

માર્શલ બોલ્યાઃ 'કાફી પીએ કે જાગરણ કરાય.'

મહામન્ત્રીશ્વરે પૂછ્યુંઃ 'શું ઉંઘ આવે છે ?'

કાફી આવી. મન્ત્રસંડળ નિદ્રા અવરોધવા બેઠું. બુન્દના ચૂર્ણ ઉપર ઉકળતું પાણી માંડ રેડાયું હશે ત્ય્હાં બારણે ટકોરા વાગ્યા.

'પધારો.'

બારણું ઉઘડયું અને ઈજીપ્ટ આવ્યું.

'ઓહ્હો ! આજના અન્ધારામાં ! પધારો. ત્હમારૂં પીણું પીએ છીએ.'

'હું તો અજવાળું કરવાને આવ્યો છું. શું કાફી છે ? શી છે ખુશબો ! કાવો તો અરબસ્તાનનો; મિસરનો યે નહિ. મિસરી સરકારે યાદી મોકલાવી છે.'

'યાદી ?' મહામન્ત્રીશ્વરથી બોલઈ જવાયું.

સંપૂર્ણ વિવેકની સલામ સાથે મિસરના એલચીએ મન્ત્રીશ્વરના હાથમાં યાદી સૂકી.

'વળી શું છે કૌતુક ?' માંર્શલે પૂછ્યું.

સ્ફીંક્ષ સમું ઈજીપ્ટ મૌન હતું. મહામન્ત્રીશ્વરે યાદી વાંચી, બીજી વાર વાંચી, માર્શલને આપી. પછી બોલ્યાઃ

'પણ એમ સૂવેઝની ન્હેર સર કરાય નહિ. આ તો યુધ્ધનું કહેણ છે.'

'લેશ માત્રે નહિ. અમારૂં અમે લીધું. એમાં યુદ્ધનું કહેણ શાનું ? મિસરી સરકાર બ્રિટિશ સરકારની મિત્રાચારીની ઉમ્મેદ રાખે છે. બ્રીટને મિસરનું Protection જાહેર કર્યું હતું એ ય તે Declaration હતું અને આ યે Declaration છે.'

'પણ ત્હમને Complete Independence આપિયે. સૂદાન ત્હમારૂં થાય ને નહેર અમારી રહે.'

'બ્રિટિશ લશ્કર નહેરકાંઠે જઈને પડે. એક લીટી અમારે બસ છે.'

વીજળી વળી બોલી. ગૂઢાક્ષરનો તાર મહામન્ત્રીશ્વરના હાથમાં મૂકાયો.

ડુંગર મીટ ભરે તો મન્ત્રીશ્વર મીટ ભરે; ડુંગર ડોલે તો મન્ત્રીશ્વર ડોલે. મિસરમુખડે નીલલહરીઓ સમાં સ્મિતફોરાં રમતાં હતાં.

'પણ જૂવોને. નહેરની બાબત લીગને સોંપિયે:' મન્ત્રીશ્વરે વિચારપાસો નાંખ્યો.

'અમારા ઘરની વાત છે આ. લીગને સોંપવા મિસર સંમત નથી. અમારૂં અમે લીધું છે;' કાફીનો ઘૂંટ ભરતાં મિસર બોલ્યું.

આભમાં વીજળીઓની નહેરો વહી રહી હતી. જોનારને થતું કે આટઆટલી આકાશગંગાઓ ઉતરી આવે છે ક્‌હાંથી ?

'યાદી રાખું છું. બપોરે કેબીનેટ મળશે, વિચારશે. ને સ્હાંજે કહેવરાવીશ.' મન્ત્રીશ્વરે મુલાકાત સંકેલી.

'અમે તો કર્યું એ કહ્યું:' કાફીનો છેલ્લો ઘૂંટ પીને મિસર ગયું.

'માર્શલ! ઈસ્લામ ફરી જશે.'

'હિન્દમાંનો કે હિન્દ બહારનો?'

'વાંચો આ ગૂઢાક્ષરો.'

માર્શલે વીજસન્દેશ લીધો, ચસ્માં ચ્હડાવ્યાં, વીજસન્દેશ અધૂકડો વાંચ્યો. તરતબુધ્ધિ માર્શલ બોલ્યા: 'આ તો ફાટ છે, ચૂરા નથી. ફાટમાં હાથ નંખાશે. એકના બે ખલીફા થયા. બે પલ્લાં વચ્ચે આપણે દાંડી થઈશું.'

'પણ હિન્દને ઈસ્લામમંડળનું ગુરુત્વમધ્યબિન્દુ કરવાનાં સ્વપ્નાં તો આથમ્યાં ને?'

'બગદાદ ઉગે, એથી હિન્દી ઈસ્લામ આથમે?' માર્શલે પૂછ્યું.

'સિનાઈ સીરિયાએ લીધું. એડન ઉપર અરબ હુમલાઓ મંડાયાં છે.'

'પૂર્વ સામનો ચે ન ઝીલતું તે હુમલે ચ્હડ્યું છે! આખો મૂકી દઈ અડધા રોટલાની રમત માંડો.'

'માર્શલ! સમશેરના પાનાને બે પટા છે; અને સમશેર ખોલાય ત્ય્હારથી જ બન્ને પટા ઝળકે. અમેરિકાને કહાવ્યું ભૂગોળો વ્હેંચી લઈયે, રશિયાને કહાવ્યું યૂરોપ વ્હેંચી લઈયે.'

'અમેરિકા ને રશિયા જેવાં હિન્દને ને ઈજીપ્ટને ને આયર્લૅન્ડને જાળવ્યાં હોત તો આજની ઘડી ન ઉગત; ઈતિહાસયોગ અનોખો હોત.' સેનાનીઓના સ્વભાવાનુ-

સાર માર્શલ ભડભડી ઉઠયા. ‘ દુનિયાંનો આમલો વિચારવાને યૂરોપના પ્રજામંડળને ન્હોતરો. ’

‘ Exploded shell. એથી તો આ કૈલાસીની સૂચના કારગર. આવતી કાલે આખી રાત નાટકસિનેમા ભજવો; બ્રીટનના ઇતિહાસવિજયો દાખવો; સૂતા સિંહને છંછેડો. લંડનના નેવુ લાખને ઇતિહાસનાં પરાક્રમચેતન પાવ. ૯૦ લાખને સંગ્રામરંગે રંગો, તો ઓટની ભરતી ન્હડે પાછી. ’

‘ કૈલાસીઓ જગતહિતસ્વીઓ છે. War Cabinet મંજૂર કરે છે કૈલાસીની લંડનજાગૃતિની-મહાયોજના. ’

માર્શલે મંજૂરી આપી. સમાધાનવૃત્તિલા બ્રીટને યૂરોપી પ્રજાસંઘને આમન્ત્રણ મોકલાવ્યું.

બ્રીટનનાં આમન્ત્રણ ન્હોતાં એક ભારતને. બ્રીટન સહુને પૂછતું, ભારતને આજ્ઞા કરતું. હિન્દ મન્ત્રીના ભારતને હુકમો છૂટતા. વિફરેલો અશ્વરાજ ચાબૂકે ચાબૂકે વધુ વિફરે એમ હુકમે હુકમે ભારત વિફરતું જતું.

સારા દિવસ કાજે સજ્જ થવાને પ્હેરોડિયે ૧૦, ડાઉનીંગ સ્ટ્રીટ, લંડન ખાલી થઇ. માર્શલનો ઉપશોફર મહામન્ત્રીશ્વરનો સારથી થયો.

એ મધ્યાહ્નને લંડન વિજયોત્સવ ઉજવવાની સામગ્રી સજતું હતું.

પણ લંડન એટલે દુનિયાંનું બજાર. સટોરિયા ને દલાલો સટ્ટાની શેરીઓ ભરે. એ મધ્યાહ્નને લંડનમાં સંગ્રામસટ્ટો ખેલાતો, લશ્કરી વાજાં વાગતાં, શેરીશેરીમાં પલટણો ફરતી. પણ પ્રભાતે તો લંડન ઉંઘતું હતું. મંડ-

ળમહારાજ્યના અખંડ પહેરેગીરો માત્ર મન્ત્રીશ્વરોને આખી રાતનાં જાગરણ હતાં.

મહામન્ત્રીશ્વર સિધ્ધા સ્નાનગૃહમાં ગયા. ઉષ્ણોદકની નળી ઉઘાડી, સ્નાનગૃહનું દ્વાર ભીડ્યું, કે મંહી આશ્ચર્ય ઉગ્યું.

સ્નાનગૃહની છત ઉપર મહાભારતનું પેલું જગતવિખ્યાત સૂત્ર ઝગમગતું હતું: ' यतो धर्मस्ततो जयः ન્યાયે ચાલશે એ જીતશે. '

મહામન્ત્રીશ્વર ન્હાતા જાય, વળી વળીને વીજમન્ત્ર વાંચતા જાય, અને અર્થમર્મને વિચારતા જાય. પણ અર્થમર્મ આભના જેવો ગહન ભાસતો.

બહાર શાહમાર્ગે આજ ધામધૂમ હતી. રણનાં રણશીંગડાં વાગતાં, કાળના બોલ જેવી પડઘમો ગાજતી. આજ બ્રિટિશ મહાપ્રજાનો પરાક્રમોત્સવ હતો, વિજયઈતિહાસો ભજવાવાના હતા. શેરીશેરીને નાકે જાહેરખબરો ચ્હોડાઈ. નિશાનડંકા લઈ મોટરો દોડતી. ટ્રફાલ્ગર ચોકમાં તો ધજાગરો ઉડતો ને ધજાગરે શબ્દમાળા ચીતરી હતી, કે નાટકશાળાએ નાટકશાળાએ રોશની થશે, રાજારાણી ખુદ નાટક જોવાને પધારશે, અને આમવર્ગ ભેળાં વિરાજશે. સૌ નાટકસિનેમાઓનું આજનું બધું ખર્ચ રાજવીભંડાર આપશે.

ચૂડેલના વાંસા જેવું લંડનનું તળિયું પોલું છે. આજ એને ચોગણો ધમધમાટ ચ્હડયો હતો.

બે કૈલાસીઓ રાજમાર્ગે વાતો કરતા જતા હતા. એકે કહ્યું: ' દુનિયાં એટલે નવ મહારાજ્યો. યુરોપનાં પાંચ: બ્રીટન ફ્રાન્સ જર્મની ઈટાલી રશિયા; અમેરિકામાંનું એક

અમેરિકા; એશિયામાંનું એક જાપાન; અને બે ઉમેરો તો ઇસ્લામમંડળ ને ભારતમંડળ. એ નવ એકમત ન થાય એવાને વિશ્વહિત માને, અને એવા કુસંપીલા વિશ્વહિતને કાજે કરોડો સંહારાય ને અબજોના ધૂમાડા થાય. નવ જણુ સંપે તો સંગ્રામ સદાના આથમે.'

બીજા કૈલાસીએ કહ્યું: 'નવ તો જગતનાં મહારાજ્યો. પણ જગતની મહાસંસ્કૃતિઓ તો પાંચ: હિન્દુ, બૌધ્ધ, ખ્રીસ્તી, ઇસ્લામી, ને રૂસની. પાંચ આંગળીઓ ભેળી થાય તો માનવકલ્યાણનો કોળિયો વળે; માનવવંશ ધરાઇને ખાયપીએ ને પ્હેરેઓઢે, આનન્દે ને માણે.'

પહેલા કૈલાસીએ કહ્યું: 'ઝાર, કયસર, એમ્પરર, ખલીફાઃ ૧૯ મી સદ્દી ઉતરતાં આભના થંભ મનાતા એ ૨૦ મી સદ્દી બેસતાં કાળસાગરમાં ડૂબી ગયા. આજ તો જાળવશે ને જતન કરશે એ જીવશે. આંખદીઠા બોધપાઠે જગત ભણતું નથી એ ઇતિહાસચીતર્યા બોધપાઠ કેટલાક ભણશે ? સહુ માને છે કે હું-મુંજની સાથે પૃથ્વી જરૂર જવાની.'

બીજો કૈલાસી બોલ્યો: 'દુનિયાં કાળની ચોપાટ છે. મંહી પ્રારબ્ધ ને પુરુષાર્થ પાસા નાંખે છે.'

એ કૈલાસીઓના બોલ દિશાઓ ઝીલતી ને બોલના પડઘા પાડતી.

એ રાત્રીએ નવયુગની નવગોપિકા ગુજરાતણો લંડનમાં ટેમ્સને ઘાટે ઘાટે નવગોપિકાગીત ગાતી ઘૂમતી. મધુરવે પ્રેરણા ટહૂકતી હતી.

જગતને ડોલતું જોઇ પ્રેરણાની નિદ્રા ઉડી ગઈ હતી. પ્રેરણાને વૃન્દાવનની ગોપી સાંભરી ને ગોપીનું ગીત સાંભર્યું. માનવીનાં વિસ્મરણો કરતાં સ્મરણો સતેજ છે.

અમે તો આહીરિયાં અજાણ,
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

સૂર્યના સોહાગમાં કે ચન્દ્રના પરાગમાં
ફૂલડાંના પ્રફુલ્લેલા પ્રાણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

ઉગન્તી આશનાં કે આથમી નિરાશનાં
સજ્જનોના આત્મનાં ઉંડાણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

સલૂણા સ્હવારની કે શીળીમીઠી સ્હાંજની
પ્રેમીઓના પ્રેમની રસમાણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

પુણ્યના પ્રકાશમાં કે પાપના અન્ધારમાં
હૈયાંનાં રત્ન કેરી ખાણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

માનવીની મેદની કે ગહન કો એકાન્તમાં
સુન્દરીની આંખડીની આણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

અમે તો આહીરિયાં અજાણ,
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

ø

તે રાત્રીએ લંડને ઇતિહાસના ઉત્સવો ઉજવ્યા.

લંડન એટલે ત્રણ કાઠિયાવાડો, કે ત્રણ ગાયકવાડી રાજ્યો, કે ગુજરાતના દસ જીલ્લાઓની વસ્તીવન્તું એક શહેર.

ઘું બ્રીટન લંડનનગરીમાં વસે છે. વસ્તુતઃ લંડન એટલે બ્રીટન.

ઇતિહાસના દૂરબીનમાંથી કે સૂક્ષ્મદર્શકમાંથી નિહાળતાં બ્રીટનનું મંડળમહારાજ્ય એટલે, રોમ અને એથેન્સના સમું, આજનું City State.

તે તિથિએ લંડને રાત્રીનો દિવસ કીધો હતો. બ્રિટિશ સામ્રાજ્ય ત્ય્હારે ચોખંડમાં હારતું હતું. પણ જાણે ચોખંડને જીતતું હોય એવી દીવાળી લંડનનગરી એ રાત્રીએ ઉજવતી. અશ્રદ્ધાળુ પરદેશી કો હસતાં કે સિનેમા અને નાટકોથી સંગ્રામો જીતાતાં હશે ? એવાને ઉત્તર મળતો કે ઇતિહાસ પ્રજાને સંજીવની પાય છે.

નગરનગરે વિમાનઉત્સવો ને યાત્રાઓના ધર્મોત્સવો ઉજવતા અશોકવર્ધન મહારાજવીના યુગઅભ્યાસી ઓક્ષ-ફર્ડના ઇતિહાસાચાર્યે કૈલાસીએ સૂચવેલી મહાયોજનાની સાક્ષી પૂરી હતી. મહામન્ત્રીશ્વરની ઇતિહાસઉત્સવની વિરલ યોજના મન્ત્રસભાની પસંદગી પામી હતી, અને ચોખંડમાં હારતી લંડનનગરી બ્રિટિશમંડળમહારાજ્યનો

પરાક્રમોત્સવ ઉજવતી હતી. મન્ત્રીશ્વરો પ્રજાગણુને આજ પરાક્રમનાં પાણી પાતા હતા.

પ્રજાનાં વિલાસમન્દિરો આજ વિજયમદભર્યાં વિલસતાં. વિહારગૃહોએ મધરાતસંકેલનનો કાયદાભંગ કીધો હતો. શેરીઓમાંના ચોક ને બગીચાઓ નૃત્યગૃહો બન્યાં હતાં. હાઇડ પાર્કમાં લોકમેદની સંહારનો ઉત્સાહ ને વિજયમદની વારુણી પીતી હતી.

દુનિયાંની સમશેર સ્હામે, સાત્વિકતા નહિ, રાજસતા ઉમંગે ચ્હડી હતી.

ચળચિત્રગૃહોમાં એક ચળચિત્ર બતાવાતું. કાળો ભમ્મર, ભયાનક, વેરાન, કાળના કો કાળમીંઢ પગથિયા સમો, પૃથ્વીનો સીમાસ્તંભ, જીબ્રાલ્ટરનો ખડક. ભીષણુતાના ઢગલા સમા ખડકની પૂર્વપાંખે ભૂમધ્યસમુદ્ર ઉછળતો ને પશ્ચિમપાંખે આટલાન્ટિક મહાસાગર. રજનીશ્યામ એની ખડકછાટે નરલોકમાં અગ્નિ ઉતારનાર પ્રોમથિયસને પ્રારબ્ધે જડયોજકડયો હતો. એ હૈયાવિદારણુ દૃશ્ય દર્શાવાતું કે જગત્‌ઉપકારકોને જગત આમ વધસ્તંભે જડે છે. પછી દાખવાતાં ત્ય્હાંનાં બેચાર કુંજો અને ઉદ્યાનો. સેનાનીઓ ત્ય્હાં ખેલતા, લેડી હેમીલ્ટનની શૃંગારીલી પુત્રીઓ ત્ય્હાં શૃંગારરસ માણુતી, માનવતા સ્વછન્દ મલપતીઃ જાણે વોટરલૂની પૂર્વરાત્રીનો નૃત્યસમારંભ. અને પછી દાખવાતી ભૂમધ્યસમુદ્રના એ શિલાદ્વારમાં વજ્રખીલા જડયા હોય એવી, અન્ધારનલિકાઓ સમી, યમદેવનાં ત્રિકાળદૃરબીનો સરખી, સંહારની ભાલાઅણીઓ સમોવડી, મૃત્યુમુખાળાં

તોપજંજાળોની હારમાળા. અને પછી એમની નીચે થઇને જતીઆવતી, બ્રીટનનો જગત્વ્યાપાર ખેડતી, આગબોટો.

એ સિનેમાનું છેલ્લું દૃશ્ય હતું કવિવર શેલીના મહાનાટકમાંથી લીધેલું પ્રોમીથિયસની સ્વતન્ત્રતાનું.

એક સિનેમાગૃહમાં ટોકી બોલતી હતી. મહામિનાર પડે ને ધરતીધ્રૂજામણો ધડાકો થાય એમ આદિમાં ધડૂડુમ કરતીકને મહાજંજાળ ગાજતી. પછી ટેમ્સ નદીના બ્હારામાં પચ્ચીસ ખાલી બારકસો ગોઠવાતાં.–ને પછી પચ્ચીસ ટોર્પીડો છૂટતી. ભાગેલા પચ્ચીસે બારકસોની ડુંગરધાર એમ ટેમ્સના બ્હારાને પૂરી નાંખતી. દેશના દરવાજા આડી ભોગળ ભીડાય એવો ટેમ્સને દરવાજે દાંડો રચાતો. અને પૂછાતું કે ઈંગ્લાંડને દરવાજે આમ ભોગળ ભીડાવવી છે? This is the freedom of the Seas. લોકવૃન્દ ઉત્તરગર્જના ગજવતું કે Never.

એ ટોકીગૃહમાં જળવરૂઓ સમા ખલાસીમંડળની વચ્ચે ખલાસીવેશે પ્રીન્સ ઓફ વેલ્સ–બ્રીટનના રાજ્યુવરાજ જોવાને બેઠા હતા.

બીજે સ્થળે તો જાણે લોક ગાંડું થયું હોય એવું ઉલટે ઉછળતું. સ્પેઈનના Invincible Armada– અજીત કાફલાનાં જહાજો બ્રિટિશ ખાડીમાં ડોલતાં મલપતાં વિજય વાંચતાં આવતાં હતાં. મધપૂડાને માંખીઓ વળગે એમ પછી ઈંગ્લાંડની નાવડીઓ એક એક જહાજને બાઝી પડી. મધની ધારાધારાને ચૂસી લે એમ અજીત કાફલાની ચેતનધારાઓ ચૂસી લીધી, ને જહાજોનાં પ્રાણહીન ખોખાં જળગુફાઓનાં વિકાસેલાં જડબાંઓમાં ફગોળ્યાં.

બીજું દૃશ્ય હતું કોપનહેગનનું. હાર્ડી ને નેલ્સન

તૂતક ઉપર ઉભા હતા. હાર્ડીએ કહ્યું: સરદાર ! યુદ્ધનકારનું નિશાન ફરકે છે નૌકાપતિનું. નેલ્સન બોલ્યોઃ હાર્ડી ! ન દીઠાનું કંઈક દેખ છ તું. લાવ, હું જોઉં. એક ગેબી હાસ્ય હસીને નેલ્સને હાર્ડીનું દૂરબીન લીધું, પોપચાંની પાંખો સ્મિતઊર્મિએ મટમટાવી, અને સંગ્રામફૂટી આંધળી આંખે દૂરબીન મૂક્યું. પછી દિશામંડળને ક્ષણમાં નિહાળી વળ્યો ને નેલ્સન બોલ્યોઃ હાર્ડી ! યુદ્ધનકારનું નિશાન હું જોતો નથી. જા, ઝૂકાવ, ને જીત.

વંટોળિયો વાય ને ઝાડનાં ઝુંડો ખડખડે એમ પ્રેક્ષકગૃહનાં માનવઝુંડો ખડખડાટ હસી પડયાં. ઈતિહાસનોંધાયેલી એ એક કારમી મશ્કરી છે. એ લોકહાસ્યમાં શિવજીના અટ્ટ-હાસ્યનો પડઘો હતો. નેલ્સનનો કાફલો આગળ ધપ્યો, ઝૂઝયો, ને જીત્યો. બ્રીટને પછી નેલ્સનના Glorious Dis-obedienceને વધાવ્યું.

પછી દાખવાયો અબૂકર બે. કિનારાની પટ્ટી સ્હામે ફ્રેંચ મનવારો નાંગરેલી હતી. હોડકાં જતાં જ્હીએ ત્હાં નેલ્સનનાં વહાણો પેઠાં: જાણે નેળમાં ધણ પેઠું. ને પછી શીંગડાં ઉછાળ્યાં. શેરીમાં પેસતાં પેસતાં બ્હારવટિયો જેમ એક એક હવેલી પાડતો જાય એમ એક એક નૌકાનું ખંડેર કરતો નેલ્સન આગળ ધપ્યો. ફ્રેંચ નૌકાસૈન્ય મંડળ રચી શક્યું નહિ, વ્યૂહ ખેલી શકયું નહિ, એકે એકે આવતી નૌકા માથે સમસ્ત એકાગ્ર બળ ઢોળી શકયું નહિ. જહાજજહાજનું દ્વન્દ્વ-યુદ્ધ ખેલાયું. અને કુરુક્ષેત્રમાં સાત અક્ષૌહિણીએ અગિયાર અક્ષૌહિણીને જીતી હતી એમ, દ્વન્દ્વયુદ્ધની વ્યૂહરચના

ખેલી, ન્હાના કાફલાએ મ્હોટા કાફલાને છેદીછેદી છિન્ન ભિન્ન કીધો.

અને છેલ્લે દાખવાયો ટ્રફાલગરનો ઐતિહાસિક સાગરસંગ્રામ. છાતીના પાટ જેવો, દેશના મોભ જેવો, પર્વતની પ્રલંબ ધાર જેવો, વિલેન્યૂનો કાફલો ફરકતા નેજાએ જતો હતો. છાતીમાં બે ભાલા ભોંકે, મોભને બેવડા કરવતે વ્હેરે, પર્વતધારમાં બે મારગ કોરે, એમ બે પાનાંની સમશેર સમો નેલ્સનકાફલો ધ્વજાગરા ફરકાવતો ફ્રેંચ નૌકાસૈન્યના હૈયામાં પેઠો, ને સરિતાપૂર પર્વતમાળને છેદે છે એમ ફ્રેંચ નૌકામાળાને છેદી–વિદારી.

ઇતિહાસપૂજાતું નેલ્સનનું વીરત્વ બ્રીટનને આજે પવાતું. સહુ સાહસવીરોનો હોય છે એ જ નેલ્સનનો સારા ભાષામંડળમાંથી પ્રિય શબ્દ હતો: Attack–હૂમલો. એ રાત્રે નેલ્સનનું વીરત્વ બ્રીટન પીતું, પણ નેલ્સનની પેલી વ્યૂહરચનાની નૈસર્ગિક પ્રેરણા કોનાકોનામાં પ્રગટતી? પ્રેરણા વિનાનું સાહસ પાંગળું છે. બ્રીટન નેલ્સનના જયપરાક્રમ જોતું, વીરતાને વધાવતું. નેલ્સનની વ્યૂહરચનાની War Genius –સંગ્રામપ્રતિભા દોઢ સૈકામાં તો પછી બ્રીટનમાં પ્રગટી ઇતિહાસે દીઠી નથી. નેલ્સનનું વીરત્વ કેસરિયાં કરતા રાજપૂતનું હતું; નેલ્સનની વ્યૂહરચનાની War Genius પાંડવકૌરવના ગોચરાજની હતી.

એક ચળચિત્રગૃહમાં ખુરદી સેનાનાં વિજયપરાક્રમો દર્શાવાતાં હતાં. ૫૭૦૦ના લશ્કરે પ્લાસીનાં પલાશવનોમાં ૫૦૦૦૦ને હરાવ્યા હતા એ બતાવાતું. પણ એ વિજય

તો પ્રપંચખેલનો હતો, અઝરાની સરસાઈનો હતો, શૂરાતનનો ન હતો. ફ્રવીએકના ખડકપગથાર ઉપરનો વૂલ્ફનો મૃત્યવિજય ત્ય્હાં દાખવાતો. સ્પેઇનપોર્ટુગાલના સીમાડાની પર્વતધાર ઉપર રણછાવણી નાંખી પડેલા, વનઝુંડ જેવા અવિચળ, સેનાશિબિરો બતાવાતાં. અને છેલ્લે છેલ્લે બતાવાતો હતો વોટરલૂનો રણસંગ્રામ. શ્વેતવર્ણા અશ્વરાજે વિરાજેલો પ્રથમ પ્રવેશતો અર્વાચીન યૂરોપનો યુદ્ધદેવ નેપોલિયન. હાથમાં દૂરબીન હતું, અગ્નિઝરતાં નયને આદેશ આપતો. પછી શકરાબાજની ઉડતી હારમાળા સમોવડી, અગ્નિમુખા ને અંગારનેની, ઘોડેસ્વાર પલ્ટનો વછૂટી. લોહીવર્ણા, પત્થરના ચોરસચોકવાળી, અડગપાય બ્રિટિશ સેના ખડી હતી. સાગરમોજાંઓની ઉછળતી પરંપરા આવી આવીને કિનારાના કાળમીઢકાંગરાઓને ભટકાય, અને એ પ્રચંડ તરંગાવલિ ભાગે, પણ કિનારકાંગરા ખંડિત કણીએ ચે અડોલ ને અખંડિત ઉભે, એમ ફ્રેંચ ઘોડેસ્વાર પલ્ટનોનાં પ્રચંડપૂર ઉછળતા મહાતરંગો અથડાઈ –અથડાઇને ભાગી પડતા, પણ બ્રિટિશ સેનાના ગઢચોક વિડારાતા નહિ. બ્રિટિશ વ્યૂહરચના હતી સેનાનીઓની ન્હાની-ન્હાનકડી દુર્ગમાળાઓની: જાણે સંગ્રામયજ્ઞના અડોલ યજ્ઞકુંડ માંડયા, જાણે રણદેવતાના અવિચળ ચોક પુર્યા. અને અન્તે એ હરાવનાર હાર્યો. અને પછી એ સેનાનીઢાલો સમી મહાસેનાની, ઈપેમિનોન્ડાસની ઇતિહાસપ્રખ્યાત ભાલાપલ્ટન સમી, હરોળ રચાઈ, સ્હામેનો ઢોળાતી ધરતીનો ઢોળાવ ચ્હડી, ને ફ્રેંચ મહાસેનાની ગિરિધારને જાણે રૂધિરછોળે ધોઈ.

વોટરલુમાં અજાયેબ થયું– ભાલો ભાગ્યો ને ઢાલ જીતી.

બ્રીટનની કુળમાતાઓ ને કુળવધૂઓના સહિયરવૃન્દમાં, ગોપિકાવૃન્દમાં રાધિકાજી સમાં, એ સિનેમાગૃહમાં બ્રીટનનાં મહારાણી વિરાજતાં હતાં.

ને શેક્ષપીઅર નાટકમન્દિરમાં ને પ્રજાકીય નાટકમન્દિરમાં નાટયપ્રવેશો ભજવાતા, અને કલાકે કલાકે સૈકાઓની વાતો કહેવાતી. પ્રવેશક હતો ૧૬૦૦ના ડિસેમ્બરની ૩૧મી તારીખનો. મહારાણી ઈલિઝાબેથના રાજદરબારે લંડનના ૧૦૧ મહાજનિયા પધાર્યા હતા. આતમગર્વિષ્ટ મહારાણીએ આદર્યા અને આવકાર્યા, પ્રજામાગણી સ્વીકારી. સાગરની મહારાણીએ પ્રજાને સાગર ખેડવાનો પરવાનો આપ્યો.

અને બીજું દૃશ્ય હતું ૧૭૮૩નું. અમેરિકાનો આરો છેલ્લો બ્રિટિશ સેનાની છોડતો હતો, અને અમેરિકાને જાણે કહેતો હતો કે ‘ સેનાબળને પ્રજાબળે હરાવ્યું. જગતમાં પ્રજાબળ સર્વોપરી બળ છે. સેનાબળ પ્રજાબળને બાંધી શકે નહિ. શીખ ઈતિહાસ કહે છે કે ઉગામેલી તરવાર આત્મવન્તાના આત્માઓને ડગમગાવતી નથી. પેલા બ્રાહ્મણો કહે છે તેમ પુત્ર ને શિષ્ય સવાયા નીવડે એ ભાવ ભજું છું. બ્રીટન હાર્યું છે, પણ ત્હારો જય વાંછે છે. તું યે બ્રીટનની કૂખે પાકેલો છે ને ? કાળવાટે જા, ને બ્રીટનને વિસ્તારજે. ’

ને ત્રીજું દૃશ્ય હતું ૧૮૪૫નું. બ્રીટનની દેશનગરીએ ત્યહારે જાણે બારે વાટ ખુલ્લી મૂકી. કોઈ આવો કે જાઓ: અમારાં દેશદ્વાર સદા ખુલ્લાં છે, ભીડાતાં નથી. જગત્‌યા-

પારીઓને ન્હોતરશં છે. નથી દાણ કે નથી દાણી. આવને ભાગોળે ખુલ્લી છે. દેશદેશાન્તરના શાહસોદાગરો ! આવો, આપો, અને લઈ જાવ. બ્રીટનમાં ત્ય્હારે યાંત્રિકયુગનું સ્હવાર પડ્યું હતું. બ્રીટન ત્ય્હારે સસ્તામાં સસ્તું જગતને વેચતું; બ્રીટન ત્ય્હારે પૃથ્વીપ્રજાઓના વ્યાપારસિંહાસને હતું.

અને છેલ્લું દશ્ય હતું ૧૮૯૭નું, મહાભાગ્યશાળી મહારાણી વિક્ટોરિયાકુમારીના મણિમહોત્સવનું. એ તિથિએ બ્રિટિશ ઇતિહાસના મુગટે જયકલગી સ્હડી હતી. દ્વીપો ને દેશો ત્ય્હારે લંડનમાં સમાતા, સમુદ્રો ને સાગરો ટેમ્સમાં ઠલવાતા. પૃથ્વીની વાડીઓનાં ફૂલડાંથી લંડનની ફૂલછાબ ઉભરાતી. દેશદેશાન્તરના, દ્વીપદ્વીપાન્તરના ધન ધાન્ય સોનાં ઝવેરો લંડનની શેરીઓને શણગારતાં. જમાનાએ જોયું કે મહારાજ્ય એટલે શું ? દુનિયાં દેખતી કે રેનીમીડનો મેગ્ના કાર્ટા, ૧૮૩૨નું રિફોર્મ બીલ, ૧૮૪૦નો લૉર્ડ ડર્હામનો રીપોર્ટ, અને ૧૮૫૮નો મહારાણીનો ઢંઢેરો: ઇતિહાસની એ ભૂલો ન્હોતી, ઇતિહાસના એ પાયા હતા. બ્રિટિશ મંડળમહારાજ્ય એટલે એ ચાર પાયા ઉપર ઉભેલો રાજમહેલ. પાંચમા ભાગની પૃથ્વીના ને છઠ્ઠા ભાગના પૃથ્વીલોકના ન્હોતર્યા જગતમહેમાનો, બુદ્ધિબાહુલ્યશણગાર્યા હાથીઓ જેવા, લંડનનગરીમાં મલપતા. તે તિથિએ લંડન ઘડિક પૃથ્વીનું મધ્યબિન્દુ હતું. પ–અ–ણ– પણ વળતા પ્રભાતના પ્રથમ પ્રહરે જ પેશ્વાઈની પાટનગરીમાં અસૌભાગ્યની પહેલ્લી બન્દુકડી ફૂટી.

ઈ. સ-૧૯૫–માં પૃથ્વીપડ ઉપર બે બાદશાહતો

હતીઃ જાણે પૂર્વગોળાર્ધની બે પાંખો. એક હતા જપાન-દ્વીપોના બાદશાહ, બીજા હતા બ્રિટિશ દ્વીપોના બાદશાહ. બ્રીટનના બાદશાહ આજ આમવર્ગની વચ્ચે બેઠા હતા. ચન્દ્ર ફરતા તારલા વીંટળાયેલા હોય છે એમ ફરતા બ્રિટિશ પાર્લમેન્ટના પ્રજાપ્રતિનિધિઓ વીંટળાયેલા હતા.

પૃથ્વીની પ્રજાઓની કીકીઓમાં તે તિથિએ ઈર્ષ્યાની શિખાઓ પ્રગટી. ૧૯૫—માં દુનિયાં છેક બ્રીટનવિરોધિણી બની હતી. આગલ્યો સારો જમાનો ભરીને, બ્રીટનના અવગુણો એણે ગાયા હતા. દાલની બીજી બાજુ બ્રીટન બ્રિટિશરોને બતાવતું હતું અને નિજના ઇતિહાસોત્સવો ઉજવતું હતું. ઈતિહાસ એ પ્રજાજાગૃતિનો અમરપ્યાલો છે.

એ રાત્રે લંડનનગરીમાં પ્રજાપરાક્રમોનાં ઐતિહાસિક બપોરિયાં ફૂટતાં. મૃત્યુઘડીએ મહાયોજનાઓ યોજાય છે એવી પ્રજામન્દવાડની પ્રચંડ ઉપચારપરંપરા મંડાઇ હતી.

ક્‌હાંક કેનેડાના બરફપગથારોના ધઉંક્યારાઓ બનાવ્યા એ બતાવાતા; ક્‌હાંક ઉત્તર આફ્રિકામાં નીલ નદી બાંધીને રેતીરણનાં કીધેલાં રૂઉઝરાતાં ખેતરો બતાવાતાં; તો ક્‌હાંક દક્ષિણ આફ્રિકાની ડુંગરછાયામાંની ફળવાડીઓ હિન્દમાંની શારદાપીઠો ને દવાખાનાંઓનાં છાયાચિત્રો દાખવાતાં, ને સિન્ધુ ગંગા બ્રહ્મપુત્રાના પ્રચંડ પૂલો બતાવાતા. આભમાં પંખીમંડળ ઉડે એવાં, પંખીપડછાયા સમાં, સાગરપગથારની ગલીગલીમાં પરવરતાં, નૌકાપંખીડાં બતાવાતાં. પૂર્વગોળાર્ધ ને પશ્ચિમગોળાર્ધમાં, ઉત્તર શીતકટી-બન્ધ ને દક્ષિણ શીતકટીબન્ધમાં ઉડતો યૂનિયન જેક બતાવાયો ત્ય્હારે તો ધરતીકમ્પ જેવી લંડનની ધરણી

ધ્રૂજી ઉઠી.

યાદવસેના કુરુક્ષેત્રે જવાને અવસરે દ્વારકા ડોલી હતી એવી લંડનનગરી ડોલતી.

એ રાત્રીએ બ્રીટનનું મન્ત્રીમંડળ ઇતિહાસયજ્ઞ ઉજવતું હતું અને બ્રિટિશ મહાપ્રજાને પ્રજાગૌરવનો સોમરસ પાતું હતું.

એ રાત્રીએ લંડનનગરી વિજયપરાક્રમો ઉજવતી હતી ત્ય્હારે દિશદિશમાંથી વીજસન્દેશા પરાજયસમાચાર લાવતા હતા. રાજમન્ત્રીઓ દીપાવલિ પ્રગટાવવાને મથતા હતા, પણ કાળયોગ અન્ધારઝાલરો ઢાળતો.

અને પછી એ કૌતુકરાત્રી ઉતરતાં એક મહાકૌતુક ઉગ્યું, અને કરોડેક બ્રીટનવાસીઓની બે કરોડ કરતલિકાઓ ઝાંઝોની પેઠે ઝમકી ઉઠી.

એ આમ બન્યું. આકાશના દરવાજા કો ઉઘાડે એમ એણે ઈતિહાસના કાળદરવાજા ઉઘાડયા.

વૃક્ષરાજના ઘટાઘુમ્મટમાં ચકલાં ઉડે એમ લંડનની મહાનગરીના ઘટાઘુમ્મટમાં વિમાનો જતાંઆવતાં; અને એ પોતાનાં છે કે પારકાં એ પારખવાને શોધનપ્રભાપ્રવાહના તેજફૂવારા, દીવાળીની દારૂકોઠીઓ સમા, આભમાં નંખાતા. કોઈક કહેતું કે જર્મની ને ઇટાલીના સારા વિમાનકાફલા બ્રીટનને હુમલે સ્હડયા છે. કોક કહેતું કે ઝેપેલીનની હોડીઓમાં ગોલંદાઝો ભરી–ભરીને બ્રીટનના મહામન્ત્રીઓ ને મહાસેનાનીઓ, મહાવ્યાપારીઓ ને મહાનાયકોને વીણી–વીણીને ઠાર કરવાને ઓસ્ટ્રિયાહુંગરીના ખૂનખાર પર્વતવાસીઓ ઉપડયા છે. ભરદરિયે વડા જહાજને ડાઇ-

નામિટથી ઉડાવે એમ બ્રીટનના સમસ્ત ટાપૂને ડાઈનામિટથી મૂળમાંથી ઉખાડી ઉડાવવાનો એક મહાપ્રજાનો મહામનોરથ છે એવી પણ ગપ હતી. વાતાવરણમાં તારસૂનાં વીજમોજાં ઉછળે એવાં ગપ્પાંઓનાં મોજાંઓ લોકવખારોમાં ઘૂમડીઓ ખાતાં. કાન સાંભળતાં ભૂલતા, પણ જીભ બોલતાં નહોતી થાકતી. ભયનાં સાચાંખોટાં વિદ્યુત્‌બાણ દશે દિશાઓમાંથી આવતાં.

એમ રાત્રી વહતી હતી.

પૂંછડિયો તારો ઉગે એવો એક તોપગોળો, પાછળ તેજપૂચ્છનાં પીંછાંઓ વેરતો વેરતો, આવ્યો. હવાઇનો ગોળો ફાટી મંહીથી તારામંડળ ખરે છે એવું તારામંડળ વરસતો અન્તરિક્ષમાં ફાટ્યો, અને પાર્લમેન્ટ હાઉસના કાળદર્શક ઘડિયાળમિનારને જમીનદોસ્ત કીધો. બીજા એવા ધૂમકેતુએ વેસ્ટમિનિસ્ટર એબીનો મન્દિરઘંટ પાડી ટેમ્સમાં ડૂબાડ્યો. ઘડિયાળ કે ઘંટ ભાગ્યે કંઈ રણસંગ્રામ જીતાતા નથી એ ખરૂં, પણ દુશ્મનનાં દિલને ડંખ દેવાય છે. હૂમલાકાર વીસરે છે કે પોઢેલા મણિધરનાં વિષ છંછેડવાના એ મારગ છે. બ્રિટિશ પ્રજાનો મણિધર જાગ્યો, છંછેડાયો, ને વિફર્યો.

કાંકરીઓ માર્યે કાંઈ અજગર મરતા નથી, સતેજ થાય છે. એ બે બોમ્બકાંકરીઓએ બ્રિટનના અજગરને જગાડ્યો, ફૂંફાડે ચ્હડાવ્યો, ઝેરની જ્વાળાઓ ફાકતો કીધો. મન્ત્રીશ્વરોનાં ભાષણોએ, છાપાંઓમાંની કટારોએ, રાજકુટુંબના સન્દેશાઓએ, નાટકસિનેમાની ઇતિહાસપ્રશસ્તિઓએ નહોતું

છંછેડયું એટલું બ્રીટનને એ પરદેશીઓના અવિચારી અપમાને છંછેડયું. Dogs bark, but the Caravan goes on: બ્રિટિશ પાર્લમેન્ટ વચ્ચે વણુવાંધે ઉચ્ચારાયેલા હિન્દમન્ત્રી-ના એ વિચારશૂન્ય બે વાગ્બાણે ત્રીશેક વર્ષો ઉપર હિન્દી મહાપ્રજા છંછેડી હતી એવી બ્રિટિશ પ્રજાને આ બે અવિ-ચારી બમ્બગોળાએ છંછેડીઃ જાણે પ્રજાનો જવાળામુખી ફાટયો.

અપમાન ઝેર પાયેલું બાણ છેઃ વાગે છે ત્હેમને ઝેર ચ્હડાવે છે.

એ રાત્રીએ મન્ત્રીપરિષદે દીઠું કે બ્રીટને કસુમ્બો પીધો છે, કેસરિયે ચ્હડયું છે, મરણિયો નેતા માગે છે. દોરશે એ દિશા ખેડશે.

એમ મધ્યરાત્રી ઉતરી.

પછી મન્ત્રીશ્વરોના હાથમાં એક વીજસન્દેશ આવી પડયો કે જાપાને સિંહલદ્વીપ સર કીધો. જૂજ બન્ધૂકો છોડવી પડી, એકકે યુદ્ધ જીતવું નથી પડયું. બૌદ્ધો બૌ-દ્ધ બન્ધુના હૈયામાં જઈને સમાયા.

મહામન્ત્રીશ્વરે હિન્દમન્ત્રીને પૂછયું કે હિન્દથી સિલોન કેટલે આઘે છે? હિન્દમન્ત્રીએ કહ્યું કહું છું. આસિસ્ટન્ટ પરમેનન્ટ સેક્રેટરી આવ્યા, ને બોલ્યાઃ વીશેક માઈલ હશે. ત્ય્હાંથી મોતી નીકળે છે; પણ કિલ્લેબન્ધી નથી. એક ટ્રી-કોમાલીમાં નૌકાગઢ બાંધ્યો ’ તો. ભાગ્યોતૂટયો રામસેતુ છે. મહામન્ત્રીશ્વર તારશબ્દે ધૂંચવાયેલા જેવા બોલતા હતાઃ ‘ રામસેતુએ થઈને હિન્દ ઉપર હુમલો આવે ખરો? –પણ– અરે ! વીજસન્દેશો તો અઠવાડિયુક મોડો છે ! ’

હિન્દ મન્ત્રીશ્વરે કહ્યું: 'હિન્દના બિનતારી સન્દેશા જાપાન ઝીલી લે છે. હિન્દનો તાર આજે મળ્યો મ્હને.'

ઉપમન્ત્રીએ કહ્યું: 'આપણી ઉતરેલી યુદ્ધસામગ્રી આપણે—ને આપિયે છીયે ને.'

એશિયા અને યૂરોપને ઓળંગીને જાપાનનું ભૂત બ્રીટનને ભડકાવતું હતું. રાતાએ કાળાએ ઘંઉલાએ ન્હોતા ચમકાવ્યા એટલા ગોરાઓ પીળાઓથી ચમકતા. ડહાપણ કે દૂરઅન્દેશીના ગુણપ્રતિનિધિત્વે નહિ, પણ સંખ્યાપ્રતિનિધિત્વે રાજબન્ધારણ બાંધનારાઓ પીળાઓનું સંખ્યા પરિમાણ ગણતા ને સંખ્યાસમૃધ્ધિથી ભડકતા.

પણ એ અંકગણિતના આંકડા ગણતાં બ્રીટન ગણિતાચાર્ય ન્યૂટનના જેવડી વિસ્મરણની ભુલ કરતું કે તળ જાપાન કરતાં હિન્દ દસગણું વસ્તિયાણું છે.

એમ રાત્રી વીતતી હતી. ઘૂઘવતો લોકસાગર કંઈક મન્દ, પણ અધિકો ઘેરો, ગાજતો. ઓજાંમોજાંના ઘૂઘવાટ વચ્ચે અન્તર વધ્યું હતું, પણ થતી ત્હારે ક્રુદ્ધ ભયંકરતા વ્યાઘગર્જના સમી ઘોરમતી. લોકટોળાંઓ શાર્દૂલવિક્રીડિત ગતિએ વહતાં.

પ્રજાનો ક્રોધાગ્નિ સર્વભક્ષી ચિતા સમો ભભૂકતો.

એમ કરતાં કરતાં પ્રભાતની પહેલ્લી ઝલક પૂર્વાકાશમાં ઝગઝી; અને પછી એ પ્રભાતાકાશમાં ન્હાનકડા ચન્દ્રમાઓ ઉગ્યા. શુક્ર તારલા કરતાં એ તેજબિંબો મ્હોટાં હતાં, ને ચન્દ્ર કરતાં ન્હાનાં હતાં. એ તેજબિંબોનાં બીબાં ગોઠવાયાં, ને પછી અક્ષરો થયા, અને

અક્ષરોની વળતી વાકયરેખા રચાઈ.

એ કૌતુકરાત્રીનું મહાકૌતુક એ વાકયાવલિ હતી. બ્રીટનના ભાગ્ય આડું પાંદડું પડેલું હતું; ત્હેને કાળવટોળે ફૂંક મારી; પાંદડું ઉડી ગયું, ને ભાગ્ય પ્રકાશ્યું.

કહે છે કે બ્રીટનના મન્ત્રીશ્વરો ન્હોતા જાણતા તે બ્રીટનનાં પ્રજાજનોએ ત્હારે જાણ્યું. લંડન ફરતા સો-સો માઈલના પરિઘમાં, ધરતી ને સાગર ઉપરથી, એ અક્ષરો વંચાતા.

મધરાતે ઉંઘતું બ્રીટન જાગ્યું હતું; પાછલી રાતે જાગેલું બ્રીટન છંછેડાયું હતું; પ્હો ફાટતાં તો બ્રીટન ઉન્મત્તતાની પરાકાષ્ઠાએ ચ્હડયું.

હારેલી બાજી જીત્યા છો? એ જીવનઅવસરે શું શું અનુભવ્યું હતું? જરા સંભારી જોજો.

હારેલી બાજી જીતનારા ભરતીએ નહિ, પૂરે ચ્હડે છે.

મૃત્યુશય્યા માનીʼતી એમાંથી પ્રિયજનને ઉઠતાં તો દીઠાં છે ને? એ મૃત્યુશય્યા પછી જીવનૂશય્યા થઈ ત્યહારે દિલના ધબકારા શા બોલ બોલતા હતા? જરા સ્મરણોને સંકોરજો.

એક ગુન્હેગારને ફાંસીની સજા થઈ. ફાંસી દેવાને માંચડે એને લઈ ગયા. ફાંસીખોરો હીરદોરનો ફાંસો ગૂંથતો હતો. ત્હાં સજામાફીનો રાજકાગળ આવ્યો. ફાંસીમાંચડેથી સજા પામેલાને ઉતાર્યો ને ઘેર મોકલ્યો ત્હારે એને કેવોક હર્ષોન્માદ થયો હતો? કલ્પના હોય તો કલ્પજો.

બ્રીટનનું એ પ્હરોડ એવું હતું. એ પ્રભાતે બ્રીટનને

એવા અનુભવો થયા. 'બ્રીટન ઘેલું થયું,' 'બ્રીટન ગાંડું થયું,' 'બ્રીટન હર્ષોન્માદે ચ્હડયું' એ સૌ હળવા શબ્દો છે. વિમાનો Looping the loop રમે છે. એમ એ પ્રભાતપ્હોરે બ્રીટનનું વિમાન Looping the loop of the loop ખેલતું હતું.

મહામન્ત્રીશ્વરો હજી ન્હોતા જાણતા તે જામમિત્ર લૉર્ડ –એ લંડન ફરતાં સો-સો માઇલમાંના ગ્રામજનોને આભચીતર્યો વીજમન્ત્ર વંચાવ્યો કે

Ranji's flying submarines successfully torpedoed & pounded all the battle-ships of Jap's World Armada near Aden.

જાપાનનો વીસ વર્ષનો શ્રમ, બે અબજ રૂપિયા, ને વીસ હજાર સુભટો તે તિથિએ એડનના અખાતમાં હોમાયાં. બ્રીટનવિરોધી અડધી પૃથ્વી તે તિથિએ રસાતાળ ગઈ.



## પ્રકરણ ૨૫મું; સંસ્કૃતિઓનો સંગ્રામ

---

એ પ્રભાતે બ્રીટન ઉંઘ્યું ન્હોતું. બ્રીટનને આખી રાત્રીનાં જાગરણ થયાં હતાં.

'રન્જી' 'રન્જી' ના શબ્દે સારૂં બ્રીટન વળતી સ્હવારે ગાજી ઉઠ્યું. દેશદેશમાં એક બોલ બોલાતો, પૃથ્વીની કુંજોમાં એક પડઘો પડતો, 'રન્જી.'

તે તિથિએ બ્રીટને ને પ્રજાપ્રજાએ ભારતને જાણે મુગટે સ્થાપ્યું. દુનિયાં બોલી ઉઠી કે પ્રજાઓનો પિતામહ સજીવન છે. ભાષાભાષાનાં છાપાંઓમાં અગ્રલેખ લખાયા ને ભાષણો થયાં કે નવમહાભારત ખેલાયું ને પ્રજાઓના પિતામહે પૃથ્વીને તારી.

એ લેખમાળામાં ને વ્યાખ્યાનઘોષણાઓમાં બે મહાભાવ મન્ત્રોચ્ચાર સર્વત્ર ગાજતા કે ગુર્જર મહાપ્રજા જળબહાદુર સાગરપરાક્રમી પ્રજા છે, સાગર એમને સરોવર છે. અને બીજો કે હુમલા પૂર્વે એ કૃષ્ણગોત્રીએ દુશ્મનકાફલાને ક્ષાત્રભાવે સાવધાનતાનો પડકાર કીધો હતો કે આ કૃષ્ણદેશ છે, આ માર્ગે મા જશો.

જાપાનનો મહદાશય એ હતો કે એડન સર કરી, એડનના દરવાજા ભીડી, પછી કરાંચી ને મુંબઇ સર કરવાં; ને સૂવેજની નહેરમાંથી મનવારો ઠલવાય ત્હેમનો રાતા સમુદ્રમાં જ ખૂરદો કરવો.

એક છાપાએ છાપ્યું કે ચોધરાજે નવબ્રહ્માસ્ત્ર શોધ્યું છે. બીજા છાપાએ લખ્યું કે જયપ્રભા કને નવસુદર્શન

ચક્ર છે, જે ગગનમંડળમાં યોજનવા ઉડે છે, ને જટાયુની પાંખો કાપી'તી તેમ વિમાનોની પાંખોને કાપે છે.

યન્ત્રવિદ્યાની અજાયબ શોધોના યુગમાં છાપાં વાંચનારૂં જગત એ કલ્પનાશોધોને સાચી માનતું. કૈલાસીઓનો ઇતિહાસગ્રન્થ કહે છે કે યોધરાજ ને જયપ્રભાનાં અસ્ત્રશસ્ત્રો પ્રાચીન યોગવિદ્યાની અર્વાચીન આવૃત્તિઓ હતી.

ઓક્ષફર્ડના સંસ્કૃત ભાષાના પ્રોફેસર સર જોન્સ—એ લંડન ટાઇમ્સમાં પત્ર લખ્યો, અને છ દાયકા બ્રીટન ભણવાને બેપરવા હતું તે ભણાવ્યું કે એ કૃષ્ણવંશી જગત તેજસ્વીનું નામ Ranji નથી, પણ Ranjit છે; અને રણજિતનો મહાઅર્થ છે Victor of War-fields.

સાઠે વર્ષે બ્રીટન નિજના પરમ સન્મિત્રનું સાચું નામ ભણ્યું.

મધ્યાહ્નોત્તર ઓક્ષફર્ડમાં પછી બ્રીટનની વિદ્વત્‌સભા મળી. પીઠપીઠના વિચારવિશારદો આવ્યા હતા. એક વિજ્ઞાનશાસ્ત્રીના નવશોધેલા વિદ્યુત્‌બાણની પરીક્ષા કરવાની હતી. ભારતનાં સરસ્વતીસન્તાનોને ને બ્રીટનની સરસ્વતીપુત્રીઓને ઓક્ષફર્ડની વિદ્વત્‌સભામાં તે તિથિએ પ્રથમ વારકાં આમન્ત્રણ હતાં.

બુલબુલબોલે શારદપુત્રી પ્રવેશતાં જ બોલીઃ 'બ્રીટને ભીડેલાં બારણાં ઈતિહાસ ઉઘડાવે છે.'

પરસ્પર વન્દન વન્દાયાં, નવપરિચિતની પિછાનો થઇ, અલ્પાલ્પ–યુદ્ધસમયનો ઉપાહાર પીરસાયો, ઉત્સાહનું વાતાવરણ પથરાયું, ને પછી ચર્ચા જામી. મીમાંસકોએ બુદ્ધિની તિજોરીઓ ઉઘાડી.

કેમ્બ્રીજ વિજ્ઞાનશાસ્ત્રે આદિવચન ઉચ્ચાર્યું: 'જર્મની-એ વિદ્યુતબાણો વરસાવ્યાં.'

'હા; થોડાંક નગરોમાથે પડયાં, ઘણાંખરાં ગિરિશિખરે ઝીલાયાં. સો–સો યોજનવા ઘૂમતાં વીજચુમ્બક સ્તોડન-શિખરે માંડયા છે ને તાર ખાણોમાં ઉતાર્યા છે:' મહામન્ત્રીશ્વરના ખાનગી મન્ત્રીએ વિદ્વત્સભાને છેલ્લી હકીકતો કહી.

ઓક્ષફર્ડ ઈતિહાસશાસ્ત્ર બોલ્યું: 'પુરુષપરાક્રમમાંથી બુદ્ધિપરાક્રમનો ઉત્ક્રાન્તિઇતિહાસ છે યુગયુગની શસ્ત્રસજાવટનો. ગદાઓ લ્હેડતી ત્હેમની સમશેરો ઘડાઈ. સમશેરોની સાંગો સજાઈ, ને સાંગોનાં છોલાયાં તીર. બાણુચાપની પછી બન્ધૂકો થઇ, ને બન્ધૂકોની બની તોપો. તોપોના વરસ્યા વિમાની બંબગોળા. અને વિમાની બંબાગોળાના હવે વરસે છે વીજળીફોરાં. વરસે ત્હાં વેરાન કરે. માનવવંશની સંહારસામગ્રીનો એ ઈતિહાસસરવાળો.'

'સમશેર સાંગ ને તીરની સ્હામે ઢાલકવચ હતાં; બન્ધૂક સ્હામે ઢાલકવચ ન રહ્યાં. જડતા ચેતનને ચીરતી. દુર્ગો વૃથા નીવડયા—' કેમ્બ્રીજ ઈતિહાસે કહ્યું.

'પોર્ટ આર્થર, નામૂર, ને લીજ ખોટા સિક્કા નીવડયા. પણ વર્દૂન ને જીબ્રાલ્ટર છે સાચા સિક્કાઓ;' સેન્ડહર્સ્ટના સંગ્રામઈતિહાસે કહ્યું.

વિદ્વત્સભામાં રસ જામ્યો. બુદ્ધિની સૂક્ષ્મદર્શક ને દીર્ઘદર્શક યન્ત્રમાળાઓ સતેજ થઇ. પછી પેલા વિજ્ઞાનશાસ્ત્રી-એ પોતાનું નવશોધ્યું વિદ્યુતબાણ વિદ્વત્સભા સન્મુખે

આણી મૂક્યું. એ વિદ્યુત્બાણની વિગતવાતો વર્ણવી લોકની છૂપી યુધ્ધસામગ્રી અંહી છતી નહિ કરિયે કે લોકના કાયદેસર પેટન્ટહક્કનો ભંગ નહિ કરિયે. વાંચક સજ્જનસજ્જનીએ એટલાથી સન્તોખાવું પડશે કે પિરિનીઝ કે આલ્પ્સ કે યૂરલના ગિરિકોટ અન્તરાયે ન ઉભા હોય તો એ વિદ્યુત્બાણ દેશોને ઓળંગીને ઉડે. વિદ્વત્સભાએ સશાસ્ત્ર પ્રમાણપત્ર ઉચ્ચાર્યું, એટલે થયેલો ખર્ચ ઢગલો ને હજારો પાઉન્ડ કીંમતના આપીને મહામન્ત્રીશ્વરના મન્ત્રીએ એ મહામૂલા વિદ્યુતબાણના પેટન્ટહક્ક બ્રીટિશ પ્રજા કાજે ખરીદી લીધા.

ત્હાં તો મન્ત્રીની હાથેળીમાં વીજસન્દેશ આવી પડ્યો કે રશિયાપરહેલ બીજી ભારતરમણીરત્ને રશિયાને રણભૂમિમાંથી વાળ્યું. રશિયા પછી સંસ્કૃતિઓને પડખે ઉભી નિજનો કલ્યાણમાર્ગ ખેડતું.

પર્વતમાળામાં મેઘગર્જના ગાજે ને શિખરશિખરેથી પડઘાનો મહાઘોષ ઘોરાય એવી મહાઘોષણા એ વીજસન્દેશ સાંભળીને વિદ્વત્સભાએ ગજાવી, કે ધન્ય હો જયપ્રભાની સહિયરને.

હિન્દને બક્ષવાની શરતોના એ પરાક્રમશાળી ભારતરમણી સાથે ચાલેલા સન્દેશાઓ વિશે મન્ત્રીજી ત્હારે પેલા મિસરના મમી જેવા મૌનશાળી હતા.

ઓક્સફર્ડે ને કેમ્બ્રીજે પાડેલી ઘોષણા બ્રીટનની શારદાપીઠોએ ઝીલી, નગરમન્દિરોએ ઝીલી ને! ઉછાળી, રાજસભાએ ઝીલી ને વધાવી, બ્રીટનના સાગરપરિઘના ઘાટેઘાટે

કેમ્બ્રીજ વિજ્ઞાનશાસ્ત્રે આદિવચન ઉચ્ચાર્યું: 'જર્મની-એ વિદ્યુત્બાણો વરસાવ્યાં.'

'હા; થોડાંક નગરોમાથે પડયાં, ઘણાંખરાં ગિરિ-શિખરે ઝીલાયાં. સો–સો યોજનવા ઘૂમતાં વીજચુમ્બક સ્નોડન-શિખરે માંડયા છે ને તાર ખાણોમાં ઉતાર્યો છે:' મહા-મન્ત્રીશ્વરના ખાનગી મન્ત્રીએ વિદ્વત્સભાને છેલ્લી હકી-કતો કહી.

ઓક્ષફર્ડ ઈતિહાસશાસ્ત્ર બોલ્યું: 'પુરુષપરાક્રમમાંથી બુદ્ધિપરાક્રમનો ઉત્ક્રાન્તિઇતિહાસ છે યુગયુગની શસ્ત્ર-સજાવટનો. ગદાઓ લ્હડતી લ્હેમની સમશેરો ઘડાઈ. સમશે-રોની સાંગો સજાઈ, ને સાંગોનાં છોલાયાં તીર. બાણચાપની પછી બન્ધૂકો થઇ, ને બન્ધૂકોની બની તોપો. તોપોના વરસ્યા વિમાની બંબગોળા. અને વિમાની બંબાગોળાના હવે વરસે છે વીજળીફોરાં. વરસે ત્‌હાં વેરાન કરે. માનવ-વંશની સંહારસામગ્રીનો એ ઈતિહાસસરવાળો.'

'સમશેર સાંગ ને તીરની સ્હામે ઢાલકવચ હતાં; બન્ધૂક સ્હામે ઢાલકવચ ન રહ્યાં. જડતા ચેતનને ચીરતી. દુર્ગો વૃથા નીવડયા—' કેમ્બ્રીજ ઈતિહાસે કહ્યું.

'પોર્ટ આર્થર, નામૂર, ને લીજ ખોટા સિક્કા નીવડયા. પણ વર્દૂન ને જીબ્રાલ્ટર છે સાચા સિક્કાઓ;' સેન્ડહર્સ્ટના સંગ્રામઈતિહાસે કહ્યું.

વિદ્વત્સભામાં રસ જામ્યો. બુદ્ધિની સૂક્ષ્મદર્શક ને દીર્ઘદર્શક યન્ત્રમાળાઓ સતેજ થઇ. પછી પેલા વિજ્ઞાનશાસ્ત્રી-એ પોતાનું નવશોધ્યું વિદ્યુત્બાણ વિદ્વત્સભા સન્મુખે

મહાસાગરો આજે ખળભળ્યા છે.' સ્પેન્સરશિષ્ય ઓક્ષફર્ડના સંસારશાસ્ત્રીએ વર્તમાનકાળ વાંચ્યો.

'ત્હારે બ્રીટનડાહ્યાઓની આ વિદ્વત્પરિષદ કહેશે કે બ્રીટનને ઈષ્ટ રાજનીતિ આજે કઈ ?' મહામન્ત્રીશ્વરના મન્ત્રીજીએ પ્રશ્ન નાંખ્યો.

કેમ્બ્રીજ ઈતિહાસ તત્કાળ બોલી ઉઠ્યું કે 'એમાં પૂછવાપણું છે શું ? ઉત્તર ઉઘાડો છે. બ્રીટનનું હિત એ બ્રીટનની પરમ રાજનીતિ.'

'એ તો જગતસત્ય ભાખ્યું. પૃથ્વીના દેશેદેશ સ્હમજે છે કે નિજનિજનું હિત એ નિજનિજની પરમ રાજનીતિ. પ્રત્યેક પ્રજાવાદને પ્રજાકલ્યાણ પ્રધાન છે, પૃથ્વીકલ્યાણ ગૌણ છે. અર્વાચીન ઇતિહાસનો આપણો મહાપ્રશ્ન એ છે કે અત્ય્હારે બ્રીટનનું પરમ હિત શેમાં છે ?' મન્ત્રીએ નિજ પ્રશ્નની સ્પષ્ટતા કીધી.

વિદ્વત્પરિષદને પ્રમુખસ્થાને બેઠા હોય એમ કૈલાસી બેઠા હતા તે બોલ્યા. 'તેજના અક્ષરો વાંચતા આવડે છે તે સહુ કો કહે છે કે આજનો કાળયોગ ઉચ્ચારે છે કે બ્રીટનનું પરમ હિત ભારતવર્ષની સન્મૈત્રીમાં છે. પૃથ્વીપ્રજાઓમાં બ્રીટન એકલવાયું પડ્યું છે. ભારતના ચાળીસ કરોડને બ્રીટન પોતાના કરે તો દેન નથી કો પ્રજાની કે પ્રજામંડળની કે બ્રીટન સ્હામી આંખે ઉંચી કરે. આટલો ઈતિહાસઅર્ક બ્રીટન સ્હમજે એ અવસરયોગ આજે ઉગ્યો છે. મહાકાળ બ્રીટનને પ્રશ્ન પૂછે છે કે જીવન કે મરણ ?'

આકાશ ઉઘડે એમ ઈતિહાસનાં પાનાં સૌને ઉઘડયાં; પણ ત્ય્હારે તો આકાશ જેટલાં સહુને ગહન રહ્યાં.

કેમ્બ્રીજ પોલિટિક્સ પછી બોલ્યું: 'બ્રીટનના હિતમાં જગતહિત છે. લંડન ટાઈમ્સમાં આજે જ અગ્રલેખ મોકલ્યો છે, કાલે છપાશે, ને ચાળીસ લાખ માનવતા સ્હવારે વાંચશે કે બ્રીટન જગતશાન્તિ વાંછે છે.'

ઇસ્લામ: 'અને ચાળીસ લાખ માનવતા એ માનશે ખરી કે? દાયકાઓથી બોલાય છે એ શબ્દાવલિ. પરદેશોને પત્રાળી પીરસી, પણ એ જમશે ખરા? સાચું શું છે?'

કેમ્બ્રીજ ઈતિહાસ: 'રાજકારણવાદમાં સાચું કહેવા સાંભળવાનો યુગ ઉગ્યો છે હજી?'

કેન્ટરબરીના આર્ચબીશપ: 'આખર ઘડીએ પણ નહિ ઉગે?'

યોર્કના આર્ચબીશપ: 'સાગરનાં ખુલ્લાં દ્વાર જગત માગે છે. એટલે કે જીબ્રાલ્ટર સિનાઇ એડન ને સિંગાપુરની તોપો ઉતારી નાંખો ને કિલ્લાઓ જમીનદોસ્ત કરો.'

ઓક્ષફર્ડ પોલિટિક્સ: 'પાસીફિક ને આટલાન્ટિક ને ભૂમધ્યસમુદ્રને કાંઠેકાંઠે કોટકાંગરાની તોપો નીચે જ્હાજો નાંગરે છે ને ભરાય છે ને ઠલવાય છે એવાં સાગરનાં ઉઘાડાં દ્વાર? બોલનારને પૂછો તો ખરા.'

ભારતીય રમણી: 'પૂર્વની દૃષ્ટિએ પશ્ચિમનો રોગ કહું?'

મન્ત્રીજી: 'એ કહેવાસાંભળવાને તો આ વિદ્વત્‌પરિષદ છે.'

ભારતરમણી: ' પુર્વની દષ્ટિએ પશ્ચિમનો રોગ એ છે કે યૂરોપઅમેરિકા આજ ઇશૂ ખ્રીસ્તને ભૂલ્યાં છે. '

મન્ત્રીજી: ' એટલે ? ત્હમે અમને ગાળ દ્યો છો. એવું તો સૌ કાજે બોલાય. '

ભારતરમણી: ' સૌની વાત કરો ત્હારે સૌને કહેજો. આજ તો પશ્ચિમની સંસ્કૃતિ મરણપથારિયે પડી છે એને ઔષધ પાવ. હકીકતને ગાળ કહેશો તો ઈતિહાસનાં ભણતર ભણી રહ્યા. '

આર્ચબીશપ: ' પણ કંઈક અર્થવિસ્તાર તો કરશોને ? '

ભારતરમણી: ' આપ ધાર્મિક સજ્જન છો, જગતના ધાર્મિક ઇતિહાસના અભ્યાસી છોઃ તરત સ્હમજશો. રામ કૃષ્ણ બુદ્ધ ભગવાન મૂસા નબી ઝરથૂસ્ત્ર કૌનફ્યૂશિયસ મહમ્મદ પયગમ્બરઃ દુનિયાંના મહાધર્મસંસ્થાપક એ સહુ પયગમ્બરો ગૃહસ્થાશ્રમી હતા; માત્ર ઈશૂ ખ્રીસ્ત ભગવાન શંકરાચાર્ય સહજાનન્દ ને મહર્ષિ દયાનન્દ સરસ્વતી નૈષ્ઠિક બ્રહ્મચારીઓ હતા. ઈશૂ ખ્રીસ્તના બે મહાસદ્‌ગુણ-ગૌરવોઃ જ્ઞાનગરીબી અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય. પૂછું છું કે ખ્રીસ્તની જ્ઞાનગરીબી ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પશ્ચિમની સંસ્કૃતિની ચક્રવર્તી ભાવનાઓ છે આજે ? ખ્રીસ્ત એશિયાનો અમ સાધુવર હતો; ભારત અને એશિયા હજી ખ્રીસ્તીને ઓળખે છે એટલાં યૂરોપઅમેરિકા ઇશૂને ઓળખે છે ખરા ? '

સૂરજના જેવજેવડા ઇતિહાસના અક્ષરો હતા ને સહું વાંચતાં બેઠાં હતાં.

ભારતરમણી: ' પિઝારો સોનાની શોધે ન્હડયો ત્હારથી

પશ્ચિમની સંસ્કૃતિ સોનાના ભાર નીચે ચંપાય છે. અને સોનાને પગલે પાંગરે છે વિલાસલાલસા. પશ્ચિમની સંસ્કૃતિ સોનાના પથરા ગળે બાંધીને ડૂબશે. '

કેમ્બ્રીજ ઇકોનોમિક્સ: 'ત્હમે તો પ્રાચીનવાદ બોલો છો.'

ભારતરમણી: ' સૂર્યચન્દ્ર પ્રાચીન છે ને પૃથ્વી યે પ્રાચીન છે; અમારો ભારતે પ્રાચીન છે ને ત્હમારો યૂરોપે પ્રાચીન છે; અને સૌથી પ્રાચીન છે પૃથ્વી સત્ય અને શ્રી હરિ. પ્રાચીન છે માટે એ સહુ ખોટ્ટાં છે ? જૂનું કેટલુંક તો સોનું છે. Preserve the values of History.'

કેમ્બ્રીજ Modernism: ' છેલ્લા સમાચાર સાંભળ્યા ને ? ન્યૂ ફાઉન્ડલેન્ડમાંથી વીજળીઓ વરસી અને અમેરિકન કાફલો ઘવાયો. ન્હાસી છૂટેલી મનવારો સ્હામે આર્કટિકમાંથી Iceberg–હિમડુંગરો ફેંકાયા. '

ઓક્ષફર્ડ સંસ્કૃત: ' પચ્ચાશેક વર્ષ પૂર્વે રામાયણમાંના હનુમાનજીને ને વિમાનને આપણે હસતા હતા. હજી તો કંઈ કંઇ જૂના સૂર્યચન્દ્ર નવે અવતારે ઉગશે. '

એવે એ હવેલીનું છાપરૂં ને છત ફોડીને બંબગોળો આભમાંથી ઉતર્યો, ને ઉપર ત્રીજા માળને પગથારે ફાટયો. વિદ્વત્પરિષદ ભોંયતળિયે પાયામાં બેઠી હતી.

ઓક્ષફર્ડ Modernism: ' અરિસંઘે જાણ્યું કે બ્રીટનની વિદ્વતપરિષદ અંહી મળી છે. રાજનીતિનો કો મહામન્ત્ર શોધીને ઉઠશે. પશુબળને બુદ્ધિબળ જીતશે. એટલે આ પહેરામણી. '

મન્ત્રીજીઃ ' વિદ્દ્વવરોને એ જ છે પ્રશ્નઃ કિયું અધિકું ? પશુબળ કે બુદ્ધિબળ ? '

કેમ્બ્રાજ Political: ' લોહ ગયું, દારૂ ગયો, ડાઇનામિટ ગઈ, રેડિયમ ગયું: આજના જગતે તો વીજળી વીજળી શું લ્હડે છે. '

ઓક્ષફર્ડ સંસ્કૃતઃ ' એ તો ઇન્દ્રનું આયુધ. પડે જ્હાં પર્વતને ચીરે. '

ભારતરમણીઃ ' ના, ના; પોલાદે નથી લ્હડતું કે વીજળી યે નથી લ્હડતી. જગતની સંસ્કૃતિઓ લ્હડે છે આજ.

' પશ્ચિમને એક પ્રશ્ન પૂછું ? છેલ્લી ચાળીસીમાં દુનિયાંની રાજમન્ત્રપરિષદો અનેક મળી. ૧૮૯૩ પછી વિશ્વધર્મપરિષદો કેટકેટલીક મળી ? '

કેમબ્રીજ ઇતિહાસઃ ' ત્હમે શું કારણ સૂચવો છો ? '

ભારતરમણીઃ ' હું તો ઇતિહાસનો પ્રશ્ન પૂછું છું. અર્થશાસ્ત્રની, શસ્ત્રબન્ધીની, જ્ઞાનવિજ્ઞાનની, રાજકારણની, કાફલાવિમાનોની મર્યાદરેખાનીઃ,એવી એવી અનેક પરિષદો ચાર દાયકામાં મળી ગઈ. પણ— '

ઓક્ષફર્ડ સંસ્કૃતઃ ' Oriental Congressની સભાઓ નથી ભરાતી હવે; ખરૂં. કારણ દીવા જેવું છેઃ Religious Studies ને Oriental Studies માં યૂરોપઅમેરિકાને રસ નથી રહ્યા આજ. '

કેમ્બ્રીજ Modernism ' કે ભણવા શું ભણી રહ્યા ? '

ઓક્ષફર્ડ ફિલસુફીઃ , તો તો જ્ઞાનને અવધો મંડાઈ, અનન્તને આણ મૂકાઈ. '

બ્રીટનની શ્રીમેધાઃ ‘ સાચું જ કહી નાંખોને કે આજના પશ્ચિમના Superiority Complex ને Comparative Studies સાનકૂળ નથી.’

ઓક્ષફર્ડ ફિલસુફીઃ ‘ જડવાદ, જડવાદ, ને જડવાદ. જડવાદે હદ કીધી. પર્વતને કોરવો, સાગરને બાંધવો, અન્તરિક્ષને જીતવું, વીજળીને વશ કરવી, સુર્યકિરણોને ગુલામ સર્જવાં, વસુન્ધરાનાં હૈયાં કોતરી કહાડવાંઃ પ્રકૃતિને જીતવી એ પુરુષાતન મનાયું. ભલે. પણ પ્રકૃતિને જીતવા જતાં પુરુષોતમને પશ્ચિમ ભૂલ્યું. દેહધારી માનવવંશને એકલો અધ્યાત્મવાદે અધૂરો છે, એકલો જડવાદે અધૂરો છે.’

કેમ્બ્રીજ ફિલસુફીઃ ‘ સુખ ને સોના કાજે ચોખંડ ઢૂંઢયાં, ને ભગવાન ખ્રીસ્તની જ્ઞાનગરીબી ને ધનનિઃસ્પૃહાને વિસાર્યાં.’

ભારતરમણીઃ ‘ એ ધનવૈરાગ્ય છે આજે ભારતના જોગન્દરોનો. ચારસો વર્ષ પૂર્વે સોનાની શોધમાં ચ્હડચે ઇશૂ ખ્રીસ્તની જ્ઞાનગરીબીમાં જહાંગીરી માણવાનું પશ્ચિમ ભૂલ્યું. કેથોલિસિઝમ ખ્રીસ્તનાં બ્રહ્મચર્ય ને જ્ઞાનગરીબી–બન્ને મહાવ્રતોને પૂજતું. ચાર સકાથી પ્રોટેસ્ટેન્ટિઝમ બ્રહ્મચર્યને ને વૈરાગ્યને પૂજે છે, કે સુખને ને વિલાસને? હિન્દ ગરીબીમાં ડૂબે છે, પશ્ચિમ સોનામાં ડૂબે છે. નામ કે કારણ ગમે તે આપો, આજનાં યુદ્ધ એટલે સોનાની વ્હેંચણીના પ્રજાસંગ્રામો.’

કેમ્બ્રીજ અર્થશાસ્ત્રઃ ‘ એ તો ભાવનાવાદ થયો. વાસ્તવવાદે અર્થશાસ્ત્રનો પરમ પ્રશ્ન કિયો આજનો ?’

ભારતરમણીઃ ‘ સૈકાઓથી હિન્દ ભાખે છે એ જ છે આજના જગતનો પરમ અર્થશાસ્ત્રીય પ્રશ્નઃ ‘જગતનું બચોળપણું

ઉતારો ને મોંઘવારી મટાડો. એટલે કમાવું ઓછું પડશે ને પૃથ્વીનાં ધન વીણવા રહડવું નહિ પડે; એટલે સંગ્રામો શમી જશે. જૂવો. There is an enormous waste in social economy of the West to-day. Wasted crumbs of the rich, if collected, can feed the world's poor. ગરીબીને સન્માનો, ફકીરીને આદર દ્યો, સંન્યાસને સ્હમજો. ભારત સંન્યસ્તને પૂજતું ને પૂજે છે. ખ્રીસ્તનાં વૈરાગ્યને ને બ્રહ્મચર્યને પાછાં પૂજો. ખ્રીસ્તમંડળે ખ્રીસ્તની પુનઃ સ્થાપના કરો. '

ઓક્ષફર્ડ કવિતાઃ Plain Living and High Thinking વર્ડ્ઝવર્થનું વ્રત હતું, ભારતનું જીવનવ્રત છે, જગતનું જીવનૂવ્રત કરો. ખરેખાત! ભારતીય સંસ્કૃતિ જગતની ભાવી સંસ્કૃતિ છે.'

ઓક્ષફર્ડ ઇતિહાસઃ ' ખરૂ. મહાનુભાવ વર્ડ્ઝવર્થનો ભાવ સરોવરપ્રાન્તે જ પૂરાઈ રહ્યો, સારા બ્રીટને યે એ ન ઝીલ્યો. બ્રિટિશરોનાં રાજ્ય ને વૈભવ એ જ છે આજનાં પ્રજાપ્રજાનાં ઈર્ષ્યાકારણ; અને એ ઇર્ષ્યાના અગ્નિ છે આજના સંગ્રામકારણ. પૃથ્વીપ્રજાઓમાં બ્રીટન આજ એકલું ને અટૂલું છે.'

ભારતરમણીઃ ' વિશ્વધર્મપરિષદ ભરો; ઈશૂ ખ્રીસ્તના જીવનૂવારસ કો કેથોલિક સંન્યાસી, કે ઇસ્લામના કો કલન્દર, કે ભારતના કો જોગન્દરને સિંહાસને સ્થાપો. તપ બ્રહ્મચર્ય પ્રાયશ્ચિત્ત વૈરાગ્ય સંન્યાસઃ જગતનો ઇતિહાસ બોલે છે કે એ Practical ભાવનાઓ છે. સંન્યાસિણીઓ-

ના મઠો ભૂંસી Night clubs સ્થાપી છે આજ; એ પ્રગતિ છે કે અધોગતિ ? દેશદેશની પ્રોટેસ્ટેન્ટિઝમની આ પરીક્ષાતિથિઓ છે.'

ઓક્ષફર્ડ ફિલસુફીઃ 'ખરૂં ભાખો છો. આજના સંગ્રામો શસ્ત્રોના નથી. જગતસંગ્રામો આજે છે સંસ્કૃતિઓના સંગ્રામો.'

ભારતરમણીઃ 'અને એ પણ એટલું જ મહાસત્ય છે કે વિશ્વકલ્યાણ સંસ્કૃતિઓના સંગ્રામોમાં નથી; જગતકલ્યાણ સંસ્કૃતિઓના સમન્વયમાં છે.'

આર્યસંસ્કૃતિની પુત્રી, મહર્ષિ દયાનન્દનું સન્તાન, કૈલાસીજીની શિષ્યા જગતનો નવગાયત્રીમન્ત્ર ઉચ્ચરતી હતી, ને બ્રીટનની વિદ્વત્પરિષદ એ નવગાયત્રીમન્ત્ર ઝીલતી હતી. જ્ઞાનભારે વાતાવરણ ભારેખમ હતો.

'છેલ્લો પ્રશ્ન પૂછું છું,' ભારતરમણી બોલી. 'પૂર્વ પશ્ચિમને પૂછે છે કે પૂર્વે પશ્ચિમને ઈશૂ ખ્રીસ્ત આપ્યા. પશ્ચિમે એવું પૂર્વેને શું અર્પ્યું ?'

ઉત્તર કાજે સૌ નિજનિજના જ્ઞાનભંડાર શોધી વળ્યા મંહી કંઈ કંઈ હીરા ને માણેક મોતી હતાં; પણ સંન્યસ્તનો પારસમણિ કે સાધુતાનો ચિન્તામણિ કોઈને ન લાધ્યો.

ઓક્ષફર્ડ ઇતિહાસ બોલ્યાઃ 'ઇતિહાસો ફરીથી ભણવા પડશે હવે.'

ઈસ્લામઃ 'જગતસત્યો જાણે બોલશે જ નહિ, કાળબ્રહ્મ જાણે મુંગા છે ને મુંગા રહેશે એવું માનીને ઇતિહાસો લખતા'તા.'

ધાડાં ઉલટયાં છે, જાપાનની સરદારી છે. રશિયા પોતાની શેતરંજ ખેલે છે. પશ્ચિમગોળાર્ધ કહે છે કે પૂર્વગોળાર્ધ પાસીફિકઆઘો ને આટલાન્ટિકનિરાળો છે; પૂર્વગોળાર્ધમાં અમારે લેવાદેવા નથી. ફ્રાન્સ ઇટાલી જર્મનીની આંખોમાં સળગે છે ઇર્ષ્યાની આગો. પૃથ્વીની પ્રજાઓમાં બ્રીટન આજ એકલવાયું ઉભું છે. ભૂત ભવિષ્ય ને વર્તમાનની બ્રીટનની પરમ રાજનીતિ એક જ છે કે હિન્દને મિત્ર કરવો.'

બે સૈકે બ્રીટનની આંખ અન્તે ઉઘડી ને ઇતિહાસનું મહાસત્ય દીઠું. બ્રીટનના વિદ્વતમંડળમાં કેન્ટરબરીના આર્ચબીશપે દરખાસ્ત મૂકી કે 'હિન્દ શું સમાનતાની સન્મૈત્રી બ્રીટનની આજે પરમ રાજનીતિ છે.'

સર્વાનુમતે ઠરાવ પાસ થયો, ને બે સૈકે બ્રીટન સાચી ને નિજહિતસ્વી રાજનીતિ શીખ્યું.

તે તિથિથી બ્રીટન માનવઇતિહાસના ખરા પ્રવાહમાં વહ્યું. અને તે તિથિથી લેખો ભાષણો શિક્ષણો ગ્રન્થો ઇતિહાસો મીમાંસાઓ એ રાજસૂત્રનાં રચાવા માંડયાં. એક દિવસ પાર્લમેન્ટ મળી, અને 'Safe guards એટલે બ્રીટનની નિર્બળતાઓ ને ભારતના અણુવિશ્વાસો' એમ ઉચ્ચારીને સહુ રદ કીધા, ને કોમી પ્રતિનિધિત્વ ભૂંસીને પ્રજાપ્રતિનિધિત્વના પાયા માંડયા. ભારતીય આર્ય પ્રજા એટલે જગતના આર્યપ્રજામંડળની પરદાદી; અને ભારતીય સંસ્કૃતિ એટલે પૃથ્વીકલ્યાણક યુગઉધ્ધારક સંસ્કૃતિઃ એમ બોલાવા માંડયું. બ્રીટનમાં ને જગતમાં ઈતિહાસના ઉત્તરાયન થયા.

यत्र योगेश्वरः कृष्णः, यत्र पार्थो धनुर्धरं;

મેક્ષમૂલરના વારસ ઓક્ષફર્ડના સંસ્કૃતાચાર્યે પછી એ શ્લોકાર્ધનું મહાભાષ્ય લખ્યું, અને અર્થ ઘટાવ્યો કે ભારત એટલે નવયુગનો સારથી, અને બ્રીટન એટલે નવયુગનો પાર્થઃ પાંચ હજાર વર્ષ પૂર્વે એ ભવિષ્યવાણી કુરૂક્ષેત્ર વચ્ચે ને ફળી બેસતાં બોલાઈ છે.

જગતચોકમાં એમ નવયુગનું નવપ્રભાત પ્રકાશવા માંડયું.

ખ્રીસ્તી ધર્મોપદેશકોએ પછી ખ્રીસ્તની વૈરાગ્યકન્થા ને ખ્રીસ્તનું બ્રહ્મચર્યવ્રત અંગિકાર્યાં. રાજમન્ત્રણાની મહાપરિષદોમાં હિન્દબ્રીટન સજોડલે બિરાજતાં, અને એ પિસ્તાલિસ કરોડની નયનવીજળીની સ્હામે પૃથ્વીની પ્રજાઓ ઉંચે પોપચે નિહાળી શકતી નહિ. માનવઈતિહાસના રંગો નવા ઉઘડયા, દુનિયાંમાં નવો દિવસ ઉગ્યો.

પછી બ્રીટનના રાજવી રાજબોલ બોલ્યા કે બ્રીટનના મંડળમહારાજ્યની હિન્દબ્રીટન બે આંખો છે. પછી ગુર્જર કવિએ ૧૯૦૫માં કાળપ્રશ્ન પૂછયો હતો એનો અર્ધી સદી પછી પાર્લમેન્ટે ઉત્તર આપ્યો કે હિન્દબ્રીટન એક રાજકુટુંબીઓ છે.

બ્રીટનની આંખે આખરે નવયુગનાં અજવાળા દીઠાં-

મોડી સ્હાંજે વિદ્વત્પરિષદ વિખેરાઈ. દિશદિશમાં મોટરો વીજળીવેગે દોડવા માંડી. એ સન્ધ્યાયોગના આકાશરંગો કાંઇ અવનવા ને અલૌકિક હતા. સહુની રગરગમાં લોહી શુધ્ધ વહતું, સહુનાં હૈયાં સાચે ધબકારે ધબકતાં.

પછી સ્હાંજનાં છાપાંઓ છપાયાં. એ સન્ધ્યાએ પ્રત્યેક વર્તમાનપત્રે લાખની બેબે લાખ પ્રતો છાપી હતી. નામાક્ષર જેવડજેવડા અક્ષરે સૌ છાપાંઓએ મથાળે એક તારસમાચાર છાપ્યા હતા-

## ભારતનું બ્રીટનને આમંત્રણ

ઉદયપુરના હિન્દવા સૂરજનો તાર છે કે કપરો કાળ-યોગ ઉગ્યો છે. એ પનોતી ઉતારવાને બ્રીટનનું રાજકુટુંબ મહારાણાના પાટનગરે પધારે. શાહજહાનનાં આતિથ્ય કીધાં હતાં એ જ સરોવરપ્રાસાદ બ્રીટનનાં આતિથ્ય કરશે. ચાર કરોડમાંથી લવાય એટલી જનતાને લાવજો, ચાળીસ કરોડમાં સમાશે. અન્નપાણીનાં અંહી પ્રભુબક્ષ્યાં અખેપાત્ર છે.

મહારાણા, એકલીંગના દિવાન.

વતન ત્યાગીને ચાર કરોડમાંથી કોઈ આઠ હજાર માઇલ જવાને બેઠું ન્હોતું. પણ યોગરહમથી કાળની કટારો ભોકાતી હતી એ દૈવાપત્તિના અવધિઅવસરે હિન્દશિરોમણિ, રઘુવીરગોત્રી, ને મુગલાઈના અણુનમ અટંકા પ્રતિ-રથીનું આમન્ત્રણ બ્રિટિશ મહાપ્રજાને અમૃત જેવું લાગ્યું.

રાત્રી પડયે હિન્દનો એ આમન્ત્રણમન્ત્ર બ્રીટનનાં નગરે નગરે આભમાં તેજઅક્ષરે ઉગ્યો—પ્રકાશ્યો અને સારા બ્રીટને આનન્દઘોષણાએ વાંચ્યો—વધાવ્યો.

તે તિથિએ રામસીતાના ગોત્રજ હિન્દવા સૂરજે બ્રીટનને અમૃત પાયું. બ્રીટને જાણ્યું કે પૃથ્વીતળમાં હજી એને એક ખ્હાંય રહી છે.

ॐ

'સાચું કહું ! આજથી White Peril પૃથ્વી માથેથી ઉતર્યું.'

'એટલે ?'

'હવે સત્ય સાંભળી શકો છો ને પૂછો છો, તો કહું છું. The Cultural Superiority of the West was a mythe of the Past. In truth, it was an armed superiority. ૧૯૦૫ અને ૧૯૧૪થી દુનિયાંની આંખ ઉઘડી ગઇ.'

પ્રેરણા બોલતી હતી; બ્રીટનના મહામન્ત્રીશ્વરે એને બોલાવી હતી.

'પણ પ્રેરણા ! સાહિત્ય એટલે શું એ નથી શીખવ્યું ત્હમને અમે ?'

'કાદમ્બરી સમી નવલકથા, શકુન્તલા સમું નાટક, મેઘદૂત સમું ખંડકાવ્ય, મહાભારત સમું વિરાટ કાવ્ય, ગીતા સમું ત્રિકાળભાવી ધર્મશાસ્ત્ર, ઉપનિષદ સમી અગમ્ય-દેશની ગાથાઓ પશ્ચિમનાં કો સાહિત્યે જોવાનાં બાકી છે મ્હારે હજી.'

'Orient આ આત્મસંપૂર્ણતાનાં ઘેન ઉતારશે, પછી પ્રગતિને પંથે પળશે.' મહામન્ત્રીશ્વર બોલ્યા.

'કઈ દિશા કે દેશને એ આત્મસંપૂર્ણતાનાં ઘેન નથી ચ્હડયાં ? પશ્ચિમનાં Superiority Complex નાં ઘમંડ હવે ઉતરે છે ત્ય્હારે સંસ્કૃતિઓનો સમન્વય જગતે શકય થાય

છે. Harmonization of civilizations નો દુશ્મન ગઇ કાલે યૂરોપ હતો. ત્ય્હાં સૂધી હતા સંસ્કૃતિઓના સંગ્રામ. સ્વતન્ત્રતા એટલે શું ? Splendid Isolation ? એ રાજનીતિએ કાળગુફાનું મુખ દેખાડ્યું બ્રીટનને. અને પછી બોલવા પડયા Collective Security ના બોધપાઠ.' વીણીવીણીને મોતી પરોવે એમ વિચારી–વિચારીને પ્રેરણા બોલ બોલતી હતી.

'પણ આ કાજે નથી ન્હોતર્યાં ત્હમને આજ. અમારે સોનું જોઈએ છીએ. હીરાની ખાણનો તો સંગ્રામ છે આ.'

'મંડળમહારાજયેથી નીકળી જવાને હોર્ટઝોગ નાચતોકૂદતો. ઘડીક તો લ્હડવા દેવો'તો ને એને એકલે હાથે.' પછી ટોળટીખળ મૂકી પ્રેરણાએ સમયગંભીરતા ધારી. 'સપ્તધાતુમય હિમાદ્રિમાં કુબેર ભંડારીના ભંડાર ભર્યા પડયા છે. હિમાદ્રિમાં હજી શ્રદ્ધા ક્ય્હાં છે ત્હમને પૂરી ? ભારત એટલે પૃથ્વીનું અખેપાત્ર. યૂરોપે દેવાં વાળતાં દેવાળાં ફ્હાડયાં. ભારત સૈકે સૈકે લૂંટાયો છે; પણ પછી ચાર ચોમાસાં પાંશરાં ઉતરે કે ધરતીમાંથી ધનના ઢગલા ઉભરાય. પા સદ્દી પૂર્વે દુનિયાંનાં બજારોમાં બ્રીટનની આબરૂ હિન્દના ત્રણ અબજનાં સોનાંએ રાખી હતી. પણ બ્રીટનને હજી ભારતમાં વિશ્વાસ છે ક્ય્હાં ?'

'હિન્દને બ્રીટનનો વિશ્વાસ નથી.' મહામન્ત્રીશ્વરે નિશ્વાસ નાંખ્યો.

'કાયદાસર્જેલી Inequalities ધોઈ નાંખો ને હિન્દ સ્હામે ભીડેલાં બાર ઉઘાડી દો એટલે હિન્દને વિશ્વાસ બેસશે.

હિન્દને બ્રીટનનો વિશ્વાસ નથી, કારણ કે બ્રીટનને હિન્દનો વિશ્વાસ નથી. જેટલી રાજાની પ્રજાભક્તિ, એટલી પ્રજાની રાજભક્તિ. ઈતિહાસ સાંભરતા હોય ને ભૂલ્યા ન હો તો મહારાણીનો જમાનો સંભારી જૂવો. ૧૮૯૭ માં ફૂલની ઝડીઓ વરસતું'તું હિન્દ બ્રીટનને માથે; ને ૧૯૦૭ માં ફિટકાર વરસતું'તું. શાને ?'

'એક દાયકામાં એ યુગપલટો શાથી થયો ? બ્રીટન આશ્ચર્ય પામે છે હજી એ ઈતિહાસપલટાથી.'

'એ તો હતો સૈકા પલટાયાનો મહિમા. અને પ્રધાન કારણ એ હતું કે ૧૭૮૬ માં બર્ક હતો બ્રીટનમાં; ને ૧૯૦૭માં કો બર્ક ન્હોતો બ્રીટનમાં.'

'ત્હમે કૈલાસીઓ તો ઈતિહાસની અવળવાણુ બોલો છો. એટલે ?'

'જોગીઓ સદા જોગભાષા બોલે. જૂવો; ૧૮મી સદી ઉતરતાં વોરન હેસ્ટિંગ્સને Impeach કરનાર હૈયાવિશાળો બર્ક હતો બ્રીટનખોળે; પણ ૨૦મી સદી બેસતાં ભારતના ચોખૂટમાં રાજદ્રોહના મહાદવ પ્રગટાવી ભારતને ક્રાન્તિને માર્ગે વાળનાર કર્ઝનને Impeach કરનારો બર્ક ન પાક્યો બ્રીટનમાં. બંગાળાના ભાગલા પાડનારે ૨૦મી સદીના પ્રથમ દાયકાનો રાજદ્રોહનો દવ ભારતભરમાં સળગાવ્યો. ને હોર બીલે મંહી ઘી હોમ્યું. બંગાળાના ભાગલાએ સિદ્ધ કીધું કે ભારતનો એક પ્રજાદેહ છે; એક હાથે નસ્તર મૂકે ત્હો યે આરો દેહ ચમકી ઉઠે. મહારાણી દેવ થયાં ને લ્હાય લાગી. મહારાણીને માથે ભારત ફૂલડાં વરસતું; પછી અગ્નિના

અંગારા ઝરતા. કર્ઝને વન ન સળગાવ્યાં હોત તો વન-માંથી અંગારા નહિ, ફૂલડાં વરસતાં હોત. હવે મંડાણ માંડયાં છે. પણ હિન્દને અપનાવ્યા વિના બ્રિટિશ મંડળ-મહારાજ્યનો માનવકલ્યાણક નવઅવતાર સંભવનીય નથી.'

'એ નવઅવતાર કિયો ?'

'માનવવંશના નેતૃત્વનો. કૈલાસીઓની જમાત માને છે કે આવતી કાલે ભારત જગતસારથી થશે, ને બ્રીટન મહારથી થશે. મહંકાળેશ્વર કૈલાસીની કૃપા તો એ ઇતિહાસયોગ ઉગશે.'

'વિશ્વાસ એટલે શું ? પૃથ્વીપ્રજાઓને સ્વતન્ત્રતાના પાઠ બ્રીટને શીખવ્યા છે.'

'ઇતિહાસ એમ ઉચ્ચારત, જો અમેરિકા આજ બ્રિટિશ મંડળમહારાજ્યમાં હોત તો.'

'હિન્દે બ્રીટનનો બાયકોટ ન્હોતો ઉચ્ચાર્યો ?'

'બ્રીટને હિન્દના કેટકેટલા યે બાયકોટ ઉચ્ચાર્યા પછી કે પહેલાં ? ૧૯૨૫ સુધી બ્રીટન હિન્દને ડોમીનિયન કોનફરન્સોમાં બોલાવતું. પછી હિન્દનો બાયકોટ ઉચ્ચાર્યો નથી ડોમીનિયન કોનફરન્સોમાંથી ? સાઇમન કમીશનના સાત શાણા નીમતાં ૩૫ કરોડનો બાઇકોટ બ્રીટને ન્હોતો ઉચ્ચાર્યો ? બાયકોટ અનિષ્ટ છે; બ્રીટને ઉચ્ચારેલો હિન્દનો કે હિન્દે ઉચ્ચારેલો બ્રીટનનો–બન્ને બાયકોટ અનિષ્ટ છે. નવયુગના આદિ કવીશ્વર ને અર્ધી સદી ભર નવગુર્જર-પ્રજાના પ્રજાસ્રષ્ટાની પેઠે અમ કૈલાસીઓની જમાત પૂર્વ પશ્ચિમની સંસ્કૃતિઓની સમન્વયવાદી છે.'

પ્રેરણાને શબ્દે શબ્દે ઇતિહાસના પ્રકરણ ઉઘડતાં.

'ત્હારે ત્હમે શરતી સોનું ધરો છો?' મહામન્ત્રીશ્વરે મુદ્દાની ઘંટા વગાડી.

'અમારે કૈલાસીઓને શરતો કેવી? શરત એક—માનવકલ્યાણ. પણ બ્રીટને બીનશરતે કોને કોને ને શું શું ધીર્યું છે? બીનશરતે ધીરવાના ઇતિહાસ બ્રીટને જગતને ક્ય્હારે ને કિયા ભણાવ્યા?'

'ચાળીશેક વર્ષો ઉપર અમેરિકાએ સોનું ધીર્યું હતું; પચ્ચીશેક વર્ષ પૂર્વે હિન્દે—'

'અમેરિકાએ ને હિન્દે તો ચારસો વર્ષથી યૂરોપને સોનું આપ્યું છે.'

'આજે અમેરિકા સ્હામી હરોળમાં છે. બ્રીટને જીતવું હોય તો સોનાખાણ—'

'ખરૂં. છેલ્લી ઘડીની માત્રા હોય છે હિરણ્યગર્ભની. આયુષ્ય હોય એ ઉઠે. અમ કૈલાસીમંડળને શ્રદ્ધા છે કે હિન્દબ્રીટનનાં આયુષ્ય હજી ખૂટયાં નથી. પણ આજનો મન્દવાડ તો છે ભારે. આજ ઉગરશે એ સો વર્ષ જીવશે.'

'કેટલું સોનું ધીરશો?'

'અવસરયોગ તરી ઉતરવા જેટલું.'

'ને વ્યાજ?'

'ભારતમાંથી વાર્ષિક ધનરેલ લાવો છો એટલું વ્યાજ.'

'મહામન્ત્રીશ્વર વિમાસણમાં પડયા. Balance of Trade આન્તર્દૃષ્ટિમાં આવીને ઉભો. વાંચ્યો, ને પછી ઉચ્ચર્યાઃ 'હિમાદ્રિ નહિ, વિન્ધ્યાચળ સોનાનો કરી આપો. પછી ઉત્તરદક્ષિણનો આડકોટ નહિ રહે ત્હમારે.'

'ત્હમે તો સોનું ઉછીતું લ્યો છો ભારત કનેથી, એ ય તે ભારતના કલ્યાણ કાજે. રાજભાષા મૂકી દઇ સજ્જન-ભાષા ભારત સાથે ભાખશો તો જીતશો. પણ વીસર્યા છોઃ સોનાનો વિન્ધ્યાચળ ઉછીતો આપ્યે યે પાછળ સાતપૂડાના સાત સાત કોટકાંગરા પડયાપાથર્યા રહેશે.'

'વ્યાજ કંઈક ઓછું કરો.'

'બે ટકા વ્યાજે નથી આપવું ? બે ટકા તો કમી-શન માગશે ત્હમારો દલાલ.'

હૈયામાંનું શલ્ય ખેંચી કહાડતા હોય એમ મહામ-ન્ત્રીશ્વર બોલ્યાઃ 'મ્હારો રાજદ્વારી પક્ષ હિન્દ માટે બનતું કરશે. વિશ્વાસ રાખો.'

'Trust begets trust. વિશ્વાસ રાખે ત્હેમનામાં વિશ્વાસ રહે. ત્હમે વિશ્વાસ રાખતાં શીખ્યું નથી. અને આપનો રાજદ્વારી પક્ષ કેટલી વરઘો અધિકારપદે રહેશે ?'

મહામન્ત્રીશ્વર દિશાઓ જોઇ વળ્યા. દસે દિશાઓ ઘેરાયેલી દીઠી; અને વચ્ચે ઉભો 'તો બ્રીટનનો ટાપૂ. દુનિયાં એ દ્વીપને દરિયામાંથી ઉખાડી નાંખવાને ઉઠી હતી. પડખે ઉભી' તી એક જગતકલ્યાણક કૈલાસીની જમાત.

'આજથી નવો દિવસ ઉગશે. લાવો ત્હમારો હાથ. ઈશૂ ખ્રીસ્તની સાખે—'

'સૂર્યદેવની સાખે—'

'આજથી હિન્દબ્રીટન પૃથ્વીપ્રજાઓમાં ને મંડળમ-હારાજ્યમાં સમાન અને સ્વતન્ત્ર.'

'હિન્દે તો અર્ધી સદી પૂર્વે–૧૯૦૫માં પૂછ્યું હતું કે

હિન્દ ને બ્રીટાનિયા બ્હેનોને

જમણા ને ડાબા નયન જેવાં ગણશોને ?

બ્રિટિશ રાજ્યમંડળનું હિન્દ કુટુમ્બી કે નહિ ?

'હિન્દને મંડળમહારાજ્યમાં રહેવું હતું. ઉત્તર આપતાં બ્રીટનને અર્ધી સદી લાગી. એ અર્ધી સદીમાં પરસ્પર કેટકેટલાં ઝેરવેર વવાયાં અને વાવ્યાં ? એ કૌવચનાં વન ઉખેડવાં અઘરાં પડે છે આજ. આજનો ઉત્તર અર્ધી સદી પૂર્વે અપાયો હોત— '

'ઉતાવળા મા થાવ. વિશ્વઈતિહાસના કાળવ્હેણમાં અડધી સદી એટલે માંડ એક મોજું.'

'ખરૂં. પણ એક મોજું જીવાડે કે ડૂબાડે. દુનિયાં વીજવેગે દોડે છે, ને ભારતને કહો છો ઉતાવળો થા મા. પણ આજથી જગતઇતિહાસનું નવું પ્રકરણ આરંભાશે હવે. આજથી બેસશે અનાક્રમણનો યુગ. પૃથ્વીની સહુ પ્રજાઓ સમાન અને સ્વતન્ત્ર. બ્રીટન હા ભણે છે એ જગતરાજનીતિની ?'

'બ્રીટને સૌની સ્વતન્ત્રતાને પોષી છે સદા.' છેલ્લો શ્વાસ મૂકતા હોય એમ મહામન્ત્રીશ્વર બોલ્યા.

'તો પાઠવો માનવવંશને ન્હોતરૂં.'

'કૈલાસી પાઠવે. બ્રીટનને બોલાવ્યે કોઇ નહિ આવે આજ.'

'એ જ બ્રીટનના ઇતિહાસનો સારોદ્ધાર કે ? ભલે. હિમાદ્રિ માનવવંશને ન્હોતરશેઃ કૈલાસીની જમાત. દુનિયાંની દિશાદિશા કૈલાસીને જગતકલ્યાણક કહે છે.'

'બીજાઓ પૃથ્વી જીતે છે; કૈલાસીની જમાતે હૈયું જીત્યું છે.'

'દુનિયાંનાં સૌ અંગો અમારે સરખાં. કિયું કાપિયે? હાથ કે પગ? કિયું ફોડિયે? આંખ કે કાન? માગશો એટલું સોનું ધીરીશું. કૈલાસીની જમાત પૃથ્વીની મહામાનવતાને ન્હોતરશે, ને પૃથ્વીનાં પ્રારબ્ધ ઘડશે. જાઉં છું.'

'સહી નથી લેવી?' વીજચમકે ચમકીને મન્ત્રીશ્વર બોલ્યા.

'બોલ્યું ને લખ્યું અમારે સરખાં. મુખ મ્હોટું કે હાથ? બોલ્યાં ફોક કરે એ લખ્યાં શાં પાળવાનાં હતાં? જાઉં છું.'

પ્રેરણાએ પાંખો પ્રસારી ત્હાં એક વીજસન્દેશ આવી હાથમાં પડયો. પ્રેરણાએ હાથેળી વાંચી ને કહ્યું: 'ન્યૂ ફાઉન્ડલેન્ડે કેનેડાને વાળ્યું.'

'હેં!' મહામન્ત્રીશ્વરથી એટલું જ ઉચ્ચારાયું. ક્ષણેક પછી શ્વાસ બેઠે બોલ્યા: 'ન્યૂ ફાઉન્ડલેન્ડમાં તો કૈલાસીઓનો મહામઠ છે તે કૈલાસીઓએ વાળ્યું કહોને?'

'એથી તો આપનાથી પહેલો આ વીજસન્દેશ મ્હારો. હૈયું સુધર્યું એટલે સન્ધુ સુધરે. પશ્ચિમ દિશા પહેલી સુધરી. ત્હાંજ સૂધીમાં સાંભળશો ચારે દિશાઓના કલ્યાણસન્દેશ. ને કાલે થશે યુદ્ધવિરામ.' પર્વતધારમાંથી પાણીનાં ટીપાં ટપકે એમ પ્રેરણા શબ્દો ટપકતી.

'આવતી કાલે જ? તો તો અમારે સોનું નહિ જોઇયે.'

'ખરૂં. પશ્ચિમ સોનાથી ધરાઈ ગયું; પાશ્ચમે પૃથ્વી-સોનાના ધૂમાડા કીધા. પણ સોનાથી સહસ્ત્રમૂલા હૈયા-ભાવ જોઇશે હજી. બ્રીટને સોનાનાં મૂલ ઓળખ્યાં છે,

હૈયાભાવનાં મૂલ ઓળખ્યાં નથી. હવે હૈયાભાવનાં મૂલ પારખવાં પડશે. પણ દિલ દઈને દિલ જીતાય છે. બ્રિટિશ મંડળમહારાજ્યના પાયા પચ્ચીસી પૂર્વે ઓટાવામાં સ્વાર્થની આપલે ઉપર માંડવાને બદલે હૈયાભાવની આપલે ઉપર મંડાયા હોત—'

'તો બ્રીટન આજ જગતસિંહાસને હોત. બ્રીટને જગતસિંહાસન ખોયું. સુલેહ માગવાને પૃથ્વીપ્રજાઓ બ્રીટન કને આવતી; આજ બ્રીટન પૃથ્વીપ્રજાઓ કને જાય છે.'

'ના, ના. અવળી ગંગા નહિ વહે એવી. હિન્દ-બ્રીટનની સન્મૈત્રી ઉભયને જગતસિંહાસને સ્થાપશે.' પ્રેરણાની આંખો ભવિષ્ય વાંચતી, જીહ્વા આશ્વાસન બોલતી.

પ્રેરણાએ વીજકલમ કહાડી. એક બે ત્રણ–ચાંપો દાબી. ચોખંડમાં પ્રેરણાના વીજસન્દેશ પરવર્યા.

'મહામન્ત્રીશ્વર! ઇતિહાસની આવતી કાલ હિન્દ-બ્રીટનની સહિયારી છે' એટલું બોલીને, વીજળી અલોપ થાય એમ, પ્રેરણા અલોપ થઈ. મહામન્ત્રીશ્વરે પ્રેરણાને બ્હારીમાંથી નીકળતાં દીઠી, પણ શેરીમાં જતાં ન દીઠી. ગરૂડિણી જેવી પગથિયાંમાંથી જ પ્રેરણા આકાશમાં ઉડી અને દિશાઓમાં અદૃશ્ય થઈ.

આટલાન્ટિક મહાસાગરના હૈયા ઉપર પ્રેરણાનો પડછાયો પડતો હતો, ને નીચે સેન્ટ હેલીનાનો દ્વીપબિન્દુ એ પડછાયા જેવડો ઝંખાતો.

ત્ય્હાં પડઘો પડ્યો. સેન્ટ હેલીનાનો ટાપૂ સાંભળે તે સહુને પૂછતો હતો કે 'Liberty Fraternity Equality એ ખ્રીસ્તભાવનાઓ ન્હોતી ? ફ્રેંચ રેવોલ્યુશનના વિરોધને બદલે બ્રીટને ત્ય્હારે સંગાથ પૂર્યો હોત તો ? નેપોલિયનને દુશ્મન કરવાને બદલે બ્હાંય કીધી હોત તો ? નેપોલિયન પડ્યા પછી દોઢ દાયકે બ્રીટન ફ્રેંચ રેવોલ્યૂશનના પાઠ ભણ્યું. અમેરિકાનો નેપોલિયનનો આયર્લેન્ડનો ઈતિહાસ બોલે છે કે બ્રીટન ભણે છે, પણ મોડું ભણે છે; પહોર વીત્યા પછી ભણે છે.'

દરિયાઓ ઓળંગીને પ્રેરણા ઉતરી.

એ તો દ્વીપે ન્હોતો; જાણે એક વિશાળ ખડક હતો. ચોમેર મહાસાગર ઉછળતો, અને એ સાગરતરંગો ચોખંડના જગત્‌સન્દેશા અવિરામ લાવી લાવીને કહેતા. એ જગત્‌સન્દેશ સાંભળી સાંભળીને કૈલાસીઓ જગતક્લ્યાણના પુણ્યમાર્ગ શોધતાં.

'આવ્યો, મ્હારો ધુરન્ધર આવ્યો. ચન્દની સમો હસતો હસતો આવે છે. આફ્રિકાના શુભના સમાચાર હશે.'

વૃક્ષશિખરેથી મોરલો ઉતરે છે એમ એક માનવમોરલો અન્તરિક્ષેથી ઉતર્યો. પ્રેરણાનો પ્રીતમ એ ધુરન્ધર હતો.

ફૂલપાંખડીએ ભમરો બેસે એમ એ પ્રેરણાની પાંખમાં બેઠો. બન્નેએ પરસ્પરનાં નયનો વાંચ્યાં.

'પ્રેરણા ! તું સફળ થઈ.'

'ના; કૈલાસી મહારાજ સફળ થયા, કૈલાસીની વિશ્વદ્રષ્ટિ સફળ થઈ. આફ્રિકાં કેમ છે ?'

'જાપાને કેપ ટાઉનને ચૂડ ભેરવી છે. ઉછાળો ડુંગરઉંચો છે. મિસર નહેરનો પશ્ચિમ કાંઠો ખાલી કરાવે છે.'

પછી એક મોરલો પૂર્વમાંથી આવ્યો; એ આત્મજિત હતો. અને એક ઢેલણ પશ્ચિમમાંથી આવ્યાં; એ વિધાત્રી હતી. એમણે પરસ્પરના ભાગ્યદેશને સ્પર્શ્યા.

પૂર્વે પશ્ચિમને પૂછ્યું: 'કેમ-અમેરિકા કેમ છે?'

પશ્ચિમે કહ્યું: 'સહુ થાકયાં છે. પણ કોણ કહે કે હું થાકયો છું?'

'છ માસમાં જ સહુ થાકી ગયાં?'

'આજના રણસંગ્રામમાં દારૂગોળા નથી ઉછળતા, સોનાં ને રૂપાં ઉછળે છે અકબરશાહની સ્હામે વીર ક્ષત્રાણી સમી ચાંદબીબીએ છોડી હતી સોનારૂપાની ગોળીઓ. ચાંદબીબીની પેઠે બ્રીટનના એક મહામન્ત્રી બોલતા કે રૂપાની ગોળીઓ.–સોનારૂપાની ખાણો કને હોય એ રણસંગ્રામે સ્હડે આજ.'

'પણ બ્રીટને કહ્યું કે થાકયો છું.' પ્રેરણા બોલી

'બ્રીટને ત્હને કહ્યું એમ અમેરિકાએ મ્હને કહ્યું. સહુને વિગ્રહ સંકેલવો છે. પણ–'

'પણ શું?'

'પણ 'મિયાં પડયા, પણ ટાંગ ઉંચી.' સહુને ટાંગ ઉંચી રાખવી છે કે પછી ઇતિહાસો લખાય કે 'અમે જીત્યા,' 'અમે જીત્યા."

'એમ ઇતિહાસો દાટયા દટાતા હશે? ખોટા ઇતિહાસો તો ભૂંસાવાને લખાય છે.'

'પણ ઘડીક તો વંચાય ને ? ઘડીક તો નાટકપડદો મનમાન્યો ચીતરાય.'

યોગીની છત્રી જેવો તાપનિવારતો ત્ય્હાં એક વેલમાંડવો હતો. ચતુર્દિશાનાં અધિષ્ટાતા દેવ જેવાં સહુ ત્ય્હાં જઈને બેઠાં. સહુની આંખોમાં વિજયનાં તેજ હતાં. સહુ માનતાં કે જગતસંગ્રામ સંકેલાશે. સહુ સ્હમજતાં કે એમનાં જીવન સફળ છે.

વિધાત્રીએ કહ્યું: 'પ્રારબ્ધના બારણાનું તાળું ઉઘડ્યું.'

ધુરન્ધરે કહ્યું: 'હા. પૃથ્વીના ભાર ઉતરે છે.'

પ્રેરણા બોલી: 'ને આપણાં પ્રારબ્ધે ઉઘડશે.'

આત્મજિત મૌન હતો: આભને ને સાગરને, અને આભની ને સાગરની પાર એ નિહાળતો હતો. નારંગીને નિચોવીને પીએ એમ બ્રહ્માંડને નિચોવીને તે પીતો હતો. પછી કો ગુફાનું મુખ બોલે એમ બોલ્યો:

'સૂર્ય ને ચન્દ્ર કહે છે, અને નવલખ તારલિયા સાખ પૂરે છે, કે પૃથ્વી પ્રારબ્ધી છે. માનવવંશ કલ્યાણમાર્ગે વળશે.'

એ ચતુર્મૂર્તિએ ચાર ટીકડીઓ કહાડી, અને એકએકના ખંડ કીધા. એ એમનાં અન્નજળ હતાં, ને સહુએ વ્હેંચીને ખાધાંપીધાં. એક વાર ખાય એટલે બે દિવસનાં આહારપાણી થાય.

'દુનિયાં ભૂખીતરસી છે—' ટીકડી વાગોળતાં વાગોળતાં પ્રેરણા બોલી.

'દુનિયાં ભૂખી યે ન હોય કે દુનિયાં તરસી યે ન

હોય. સૌનાં પેટ ભરાય એટએટલું પૃથ્વી પીરસે છે. ભૂખી છે એક જગતજીતનારાંઓની ભૂખ; તરસી છે એક પૃથ્વીનાં સોનાં પીધે યે નથી છીપાતી એમની સોના-તરસ. લોભીને ત્ય્હાં છે આજ લાલચુ મહેમાન. સિકન્દર ને લૂટારાનો પાઠ દુનિયાં ભજવે છે. જગતનો જ્વાળામુખી એક ભૂખ્યોતરસ્યો છે. માનવીનાં હૈયાં ભૂખ્યાંતરસ્યાં છે, હૈયાં. '

સહુ હસી પડયાં. વિધાત્રી બોલીઃ 'ભૂખથી દુકાળ-કાળે મરે છે; અતિખોધરા વિનાદુકાળે રોજરોજ મરે છે.'

આત્મજિત હુલ્લાસે ઉછળતો બોલ્યોઃ 'આપણો ભગવાન લ્હેરખડો હતો; માણતો ને મણાવતો. કહેતો ગયો છે કે

યોગ્ય આહારવિહાર, યોગ્ય ચેષ્ટા જ કર્મમાં,
યોગ્ય જાગે-ઉંઘેઃ સાધે યોગ તે દુઃખહારક.'

'ને હેં આત્મજિત ! યોગ્ય એટલે શું ?' ધુરન્ધરે પૂછ્યું.

'પ્રેરણાને પુછ, સ્હમજાવશે. યોગ્ય એટલે સ્નેહીઓ ને સજ્જનો સન્માને તે. સ્નેહીઓ અસત્કારે એ અયોગ્ય.'

'ત્ય્હારે આપણે યે આજ 'યોગ્ય' કરવાનું છે ને ? પૃથ્વીને યોગ્ય.'

'હા; માનવવંશને યોગ્ય.'

'એક જાપાન હઠીલું છે,' આત્મજિતે કહ્યું. 'જાપાન ને ઇટાલી કહે છે 'બીજાએ કીધું એ અમે કરિયે છીએ. હાથે હાથ ન હોય એ આવે ને અમને વારે."

'બાળ મહાપ્રજા છે. બાળક હઠીલાં હોય. બ્રીટને

બાળક હતું ત્ય્હારે હઠીલું હતું. હવે અનુભવવૃદ્ધ થયું.'

'બોલે છે Asiatic Unity, ને આચરે છે Japanese Supremacy. કહે છે કોરિયા ન છોડું, માન્ચૂરિયા ન મૂકયું, મોંગોલિયા ન ત્યાગું.'

'કહિયે 'જાપાનનો દ્વીપસંઘ કેવડોક છે? આણ ઉપર ઉભા છો. બ્રીટનનો એકદંડિયો મહેલ કમ્પે છે એમ કમ્પશો.' પણ બૌદ્ધમંડળનો સમભાવ સાચવજો. બુદ્ધની જન્મભૂમિ યે સમભાવીલી છે.—ચીનજાપાનને મૈત્રી થઇ છે ને?'

'Politics માં કય્હારેક મૈત્રી એટલે આજ્ઞાધારણ.'

'ત્ય્હારે હિન્દબ્રીટનની મૈત્રીમાં કોણ કોની આજ્ઞા ધારશે?'

'ખરી મત્રી હશે તો પરસ્પરનાં ડહાપણની; ખોટી મૈત્રી હશે તો કાળના વજ્રપાતની.'

'મ્હને ભાસે છે કે હિન્દબ્રીટને Politicsની શેતરંજ સંકેલી, ને ઘર માંડયું હવે.' આત્મજિત આતમવાણી બોલ્યો.

'ખરૂં. હવે હિન્દબ્રીટન પરસ્પર Political ભાષા બોલતાં નથી, કુટુંબભાષા બોલે છે.' પ્રેરણા બોલી.

'તો તો પૃથ્વીપ્રજાઓ પણ એ કુટુંબભાષા શીખશેઃ' વિધાત્રીએ કહ્યું.

'ત્ય્હારે પાઠવો માનવંશને હિમાદ્રિનું ન્હોતરૂં. સ્વર્ગની સમીપમાં સમીપનો પૃથ્વીદેશ છે હિમાદ્રિદેશ.'

'હિન્દબ્રીટનની મત્રી છે માનવંવંશના કલ્યાણમન્દિ-

રનો પાયો. વિધાત્રી કેમ મૌન છે ? હિન્દબ્રીટનની મૈત્રી સત્ય છે કે આડંબર આજ ?'

'આજની દુનિયાનું મહાસત્ય છે એ. સૌને થાય છે એમ અન્તકાળે બ્રીટનને સત્યદર્શન થયું. હું તો ભવિષ્યને પૂછતી હતી કે કેટલોક કાળ પળાશે એ મૈત્રી ?' વિધાત્રી બોલી.

આત્મજિતે કહ્યું: 'અંગીકાર્યા પછી મરણપથારીએથી કો ભાગ્યશાળી ઉઠે છે ત્હો યે આતુર સંન્યાસ ઉતારાતો નથી. લાગે છે કે બ્રીટન બોલ પાળશે. અને બ્રીટન પાળશે ત્હાં સૂધી હિન્દ ફોક નહિ કરે નિજનો બોલ.'

'તો ન્હોતરો માનવવંશને હિમાદ્રિસિંહાસને, માનસરોવરની પાળે, કૈલાસીની છાયામાં.'

'મુસદ્દો ઘડયો છે. વાંચો, વિચારો, ને પાઠવો.'

ધુરન્ધરે મુસદ્દો વાંચ્યો ને એક શબ્દ સુધાર્યો. વિધાત્રીએ વાંચ્યો ને એક વાક્ય ઉમેર્યું. આત્મજીતે વાંચીને સહી કરી. કૈલાસીની જમાતનું માનવવંશને આમન્ત્રણ ઘડાયું. ચતુર્મહાજનોએ કલમો કહાડી, ચાંપો ચાંપી. દેશદેશમાં વીજસન્દેશા જઈ પડયા કે આજથી યુદ્ધવિરામ છે; નગાધિરાજ હિમાદ્રિમાનવવંશને ન્હોતરે છે.

તે તિથિએ જ વિશ્વસંગ્રામ ચોખંડમાં વિરમી ગયો. મનવારો બન્દરોમાં વળી, સેનાનીઓ બરાકોમાં ગયા, તોપોને ખીલા ઠોકાયા, બન્ધૂકો ભીંતે લટકાવાઈ. મન્ત્રીશ્વરોની મન્ત્રસભાઓ મધપૂડા જેવી ગુંજી ઉઠી. પ્રજાપ્રજાએ હાશ ઉચ્ચારી.

સદાશિવને શિખરે જ્વાળા જાગી, અને ચન્દની જેવું અજવાળું દિશાઓમાં ઢોળાયું.

જટા છુટ્ટી મૂકીને સદાશિવ નાચે એમ કૈલાસી મહારાજ જટા છુટ્ટી મૂકીને માનવકલ્યાણની માનસચન્દનીમાં ન્હાતા ને નાચતા હતા.

કોઈકે કહ્યું કૈલાસીજીના કોડ પૂરાયા. કૈલાસીજીએ કહ્યું સદાશિવનાં કાળનિર્માણ પૂરાયાં. કૈલાસશિખર બોલ્યું કે પૃથ્વીમાં માનવમનવન્તર ઉગ્યો.

આટલાન્ટિકના ટાપૂમાંથી પણ ગરૂડગરૂડિણીઓ ઉડયાં ને કૈલાસશિખરે જઈ નાંગર્યાં.

કાલે દુનિયાં તોપો ને ટોર્પીડોથી ધણધણતી; આજે દુનિયાં રાજમન્ત્રણાઓથી ગણગણી ઉઠી.

અને કમળપાંખડી ઉપર કમળપાંખડી પડે એમ ધુરન્ધરે પ્રેરણાની આંખ શું આંખ ચાંપી.

એમ માનવમનવન્તરનું પ્હરોડ ઉગ્યું.

ø

# પ્રકરણ ૨૭ મું, પૃથ્વીપરિષદ

આજ પૃથ્વી આનન્દતી હતી.

મુગટમાં મણિઓ જડયાં હોય એમ નગાધિરાજ હિમાદ્રિને શિખરે પૃથ્વીનાં મહાજનો મળ્યાં હતાં. ગિરિવર કૈલાસ આજ નન્દનવન સમો પ્રફુલ્લતો. ધરિત્રીચક્રના સહુ આરાઓ રથનાભિ સમા કૈલાસમંડળે આવી સમાતા.

વિમાનો આકાશપાટે રેખાઓ દોરતાં; ને જળનૌકાઓ જળમાં માર્ગ કોરે છે એમ ગગનજહાજો ગગનમાં મારગ કોરતાં. એ ગગનમાર્ગોમાં રાજહંસો જેવાં વિમાનો ઉડતાં.

તેજમાં યે જોમ આજ જૂદું હતું.

માનસરોવરમાંનાં સોનાકમળો ચરતાં હંસહંસીઓ પણ ક્ષણેક તો ચમક્યાં કે આ મહાહંસો કિયા મુલકનાં આવ્યાં ? હંસો થોડુંક જ જાણતા કે માનવવંશે પણ પાંખો કરી છે.

પૃથ્વીની પ્રજાઓ જ્ય્હાં મળી હતી એ તો પૃથ્વીના પ્રાચીનમાં પ્રાચીન, ઉન્નતમાં ઉન્નત, સ્વર્ગ સમીપના પ્રકૃતિપ્રાસાદો હતા. પ્રેરણા સદા કહેતી કે પૃથ્વી યે પ્રાચીન છે. પૃથ્વીને પહેલી ત્યાગશે, પછી માનવવંશ પ્રાચીનતાને પરિત્યાગી શકશે. વિધાત્રી કહેતી કે ઉંચા ચ્હડે તેમ તેમ દૃષ્ટિમર્યાદા વિશાળ થાય.

સમીપના સ્હામા શિખરમંડળે મહામાનવતાની ઉઘાડી અંજલિ સમા બૌદ્ધ વિહારો ગગનનાં તેજ ઝીલતા

ઉભા હતા. વૈરાગ્યધન ભિક્ખુઓ તે પુણ્યતિથિએ જગતની મહામાનવતાના પાય ધોતા ને સુશ્રૂષા કરતા.

વારસામાં સાંપડેલી ગુણઅવગુણની સંપત્તિ કોઇએ સદન્તર વર્જેલી છે ? નવસૃજન કાજે મળેલા માનવમહાજનોમાં પ્રથમ પગલે જ પ્રાચીન પ્રશ્ન ઉઠયો કે આજનો પ્રમુખ કોણ ?

ફ્રાન્સે કહ્યું: આજ યૂરોપને સંકેલવાનો છે ને પૃથ્વીને માંડવાની છે; માટે યૂરોપ પ્રમુખ થાય.

અમેરિકા ઉચ્ચાર્યું: યૂરોપની સંસ્કૃતિ કાલે હતી; આજ તો અમેરિકાની છે. અમેરિકા પ્રમુખ થશે.

મિસરે કહ્યું: ના. ના; ખ્રીસ્તી સંસ્કૃતિનો પ્રતિનિધિ પ્રમુખ ન હોય. ખ્રીસ્તના પાયા પૂરનારા હતા મૂસા નબી; ને મૂસા નબીનો યે મ્હોટેરો ભાઈ છે મિસર. માનવસર્જ્યા પીરામીડના પર્વતો ને કાળની ગહનતા સમી હસતી માનવવંશની જાણે મુખમૂર્તિ યુગયુગના ઇતિહાસ ઝીલતાં અમ આંગણે ઉભાં છે. ગ્રીસ ને રોમ તો જાણે મિસરનાં બાળકો હતાં. નીલને આરે સંસ્કૃતિઓ પ્રગટી છે. યૂરોપઅમેરિકાના તો ગઈ કાલે જન્મ થયા; મિસરે યુગાન્તર દીઠા છે.

લિયોનીડાસના વંશજ ઉચ્ચર્યા: પુરુષાતન પ્રમુખ થાય.

સ્ત્રીપ્રતિનિધિ ઉચ્ચર્યાં: સ્ત્રીબહુમાનને આજ સજીવન કરો છો. એ યુગસિધ્ધિના સ્મારક લેખે સ્ત્રીત્વને પ્રમુખપદ ક્ય્હારે અપાશે ? નારાયણ ભગવાને લક્ષ્મીજીને ખોળે બેઠા છે.

યૌવન ઉચ્ચર્યુંઃ વૃદ્ધા વસુન્ધરાને ફરી જોબન જાગ્યું છે. આજનો છે યૌવનયુગ. યૌવનપૂજા આદરો.

શુદ્ર ભાઈ બોલ્યાઃ શુદ્રયુગમાં શુદ્ર પ્રમુખવર હોય.

મુગટમાંના સાત કાંગરા સમા સપ્તશિખરી રોમે કહ્યુંઃ આજે માનવમનવન્તર બેઠો છે. ખરૂં. એ માનવમનવન્તર સ્ત્રીયુગ છે ? કે યૌવનયુગ છે ? કે શુદ્રયુગ છે ? કે યોધરાજનો છે ? માનવમનવન્તર છે કોનો ?

પૃથ્વીપ્રજાઓના પિતામહ ભારતે કહ્યુંઃ માનવમનવન્તર છે માનવવંશનો.

રોમઃ તો માનવવંશ પ્રમુખપદે પૂજાય.

ઈસ્લામ ખોંખારતો હતો ને ઘૂરકતો હતો, પણ મૌન હતો. રૂસમંડળની મ્હોટા વમળોના જેવી આંખો ચકાવા ખાતી. બૌધ્ધમંડળની તાતી સમશેરને અપમાન લાગતું હતું.

જગતનો દેવમુગટ હિમવાન.

અન્તરિક્ષનો મહાઘુમ્મટ ભેદીને ને ભરીને સાધુસન્તોનું હિમાદ્રિસ્તોત્ર ગાજી ઉઠ્યું. સિન્ધુ કે બ્રહ્મપુત્રાની લહરીઓ ઉછળે એવી શબ્દલહરીઓ આઘેથી ઉછળતી.

નભોમંડળમાંથી વરસતી સૂર્યતેજની વર્ષા સ્હવારમાં ક્ષણે ક્ષણે સમીપ આવે એવી ગીતધારાઓ ક્ષણેક્ષણે સમીપ આવતી.

મોભીનો મોભી, જગભારખમો એ ધરતીનો ધીંગડ સપૂત;
યુગયુગના એને વાગે હથોડા, ત્હો યે કાળપરો એ અવધૂતઃ
જગતનો દેવમુગટ હિમવાન.

હિમાદ્રિનાં શિખરમંડળ એ શબ્દોના પડઘા પાડતાં ડોલતાંઃ

મહારાજ્ય એને ચરણે રમી ગયાં, જયવન્તા ઘૂમતા સમ્રાટ;
ઉગ્યાં ને આથમ્યાં સહુ; એક જોગન્દર એ બેઠો છે કાળને ઘાટઃ
જગતનો દેવમુગટ હિમવાન.

કાળજૂની પ્રકૃતિરચેલી ગિરિહવેલીઓનું આંગણું એ ગીતઊર્મિઓ ધોતી હતી.

કૈલાસને બારણે માન સરોવર સમું ગીતસરોવર છલકાતું.
વિશ્વગહનતામાં માંડીને મીટ સાધુ ન્હાળે આગમના પન્થ;
ગગન ન્હહીને જૂવે જગતની કુંજ, વાંચે દિશાકાળના ગ્રન્થઃ
જગતનો દેવમુગટ હિમવાન.
કાંગરે કાંગરે દેવ વિરાજે એને, ફરકે છે દેવનિશાનઃ
જગતનો દેવમુગટ હિમવાન.

પરિમળથી મહાઉદ્યાન કો મઘમઘી રહે એવો માનવવંશનો સભામંડપ ગીતપરિમળથી મઘમઘી રહ્યો. ડાળે ડાળે બેઠી મંજરીઓ અનિલલહરે ડોલી ઉઠે એવી એ મહામાનવતાની મંજરીઓ ડોલી ઉઠી-

પૃથ્વીના માનવદેવોની પુણ્યપગલીઓ સંભળાવા માંડી. મોખરે માનવમનવન્તરના મ્હોડવી જેવા, જુગના જોગન્દર સમા, સર્વમંડળના યજમાનરાજ કૈલાસી મહારાજ હતા. સૂર્યદેવના કરદંડે જેમ તેજધ્વજ ફરકે છે એવો માનવવંશનો માનવધ્વજ કૈલાસીના કરદંડમાં ફરફરતો. સુર્યદેવ પાછળ પરવરતા તેજવાદળ સમી જગતના જોગન્દરોની જમાત કૈલાસી પાછળ દેવપગલે ચાલતી હતી. મહાત્મા પોપ ને મહાત્મા ડિલાઈ લામાની ધર્મજયોતો સંગાથે સંચરતી. પાછળ બે જૈનાચાર્ય વિચરતા; જાણે

-સંગ્રામસંહારના આડકોટે જીવદયા સાક્ષાત્ આવી ઉભી. બગદાદના ઇમામ ને ઉદ્વાડાના દસ્તૂરજી ત્રીજી પંક્તિને પ્રકાશતા; ને મસ્તકમાંથી નિર્ઝરતી તેજધારાઓ સમા એમના ફ્હાડીપ્રવાહ હૈયાપાટે ઢળતા. દ્રવીડ દેશના ચારે આચાર્યો, મહર્ષિ દયાનન્દના ઋષિદેવ, ને બ્રહ્મસમાજના ધર્માચાર્યની પાછળ પાછળ એકાકી, પ્રાચીનતાની પ્રતિમા સમા હઝરત મૂસા નબીના ધર્માધ્યક્ષ હસ્તિપગલે પગલાં ભરતા. દુનિયાંનાં પૂર્વપશ્ચિમ પલ્લાંઓને પુણ્યપાપનાં પલ્લાંઓમાં તોળતા માનવતાના આતમપારખોની જુગજૂની જમાત સદાશિવને કલ્યાણદ્વારે આવી. જગત્મન્ત્રીશ્વરોની મન્ત્રસભાને, મહામાનવતાની માનવસભાને, માનવવંશની પહિલ્લી પરિષદને, નવમનવન્તર સર્જતી યુગપ્રધાન જગત્-ઉપનિષદને આશીર્વાદ અર્પવાને પૃથ્વીના મહાધર્મો મૂર્તિમન્ત ત્ય્હાં પધારતા હતા. સુવર્ણ ઉપર મણિપ્રભા ઢોળાય, પૃથ્વી ઉપર દેવપ્રભા ઢોળાય, એમ રાજમન્ત્રો ઉપર ધર્મપ્રભા ત્ય્હાં ઢોળાતી.

દેવના દુંદુભીશબ્દે સન્તમંડળ જાગે, કાળની નોબત ગડગંડયે યુગસન્તાનો આળસ મરડે, દેવની પાલખી પધાર્યે સાધુવૃન્દ ખડું થઇ જાય, એમ મહાશય મન્ત્રીશ્વરો અને મહાનુભાવ મહાજનો ધર્મજ્યોતિર્ધરોના ગીતશબ્દે જાગી ગયા, અર્થાવબોધે પ્રમાદ ઉતાર્યો, પૃથ્વીની પુણ્યમૂર્તિઓ પધાર્યે ખડા થયા, ને વન્દી રહ્યા. મહામાનવતાના મોડવીઓ ધર્મપ્રતિમાઓને પ્રણમીને ઉભા; જાણે રાજમન્ત્રો ધર્મમન્ત્રને પ્રણમતા હોયને, જાણે રાજદંડો ધર્મધ્વજને વન્દતા હોયને !

માનવવંશની કલ્યાણઘડી પાછી ઉગતી લાગી. પૃથ્વીનો રાજ્યાધિકાર ધર્માધિકારને પાછો વન્દીને ઉભો હતો.

સાગરમોજાંઓની ધીરગમ્ભીર પણ અવિરત ગતિએ ને ગિરિશિખરોની ભવ્ય ગમ્ભીર મુદ્રાએ, માનવસંઘને મોખરે જઈને, ધર્મસંઘ વિરાજ્યો.

મહામાનવતાની વચ્ચોવચ્ચની વેદીએ કૈલાસીજીએ માનવધ્વજ રોપ્યો, ને ઢોળાતા હૈયે પૃથ્વીપ્રાચીન આશીર્વાદ ઉચ્ચાર્યો કે सर्वे भद्राणि पश्यन्तु. રાજમન્ત્રીઓને ધર્મમન્ત્રીઓના આશીર્વાદ છે. માનવવંશનો કલ્યાણમાર્ગ શોધો, અને આવતા યુગને અજવાળો.

પછી ફૂલની ફોરમના શબ્દે પૂછ્યુંઃ શી મહામન્ત્રણા ચર્ચાતી હતી?

સાધુપુરુષના એ સૌમ્ય પ્રશ્નથી સહુ રાજમન્ત્રમૂર્તિઓ ઝંખવાઇ ગઈ; જાણે સાત્વિકતાએ રાજસતાને ઝાંખી પાડી. તારામંડળે વાદળછાયા ક્ષણેક છવાય ને ઉતરી જાય એવી લજ્જાછાયા રાજમંડળે ક્ષણેક છવાઇ ને પછી ઉતરી ગઈ.

જ્યહાં જ્યહાં સાત્ત્વિકતા તપે ત્યહાં ત્યહાં રાજસતા ઝંખવાય છે.

પછી યૌવનમદમાતું અમેરિકા બોલ્યું. એની આંખમાં ઉન્માદ હતો, પણ એની જીહ્વાએ વિનય વસતો.

'પૂજ્યોને પ્રેમવન્દના છે. ધર્મ સનાતન છે, રાજકારણવાદ બાળક છે. શું કહિયે? બોલવે શરમાઇએ છીએ.

માનવવંશનો કલ્યાણમન્ત્ર શોધવાને મળ્યા છીએ, ને પ્રમુખ કોણ થાય એ પ્રાથમિક પ્રશ્નચર્ચામાં ઘૂંચવાઇ પડ્યા છીએ. ’

વયોવૃદ્ધ ખ્રીસ્તાચાર્ય પોપ ઉચ્ચર્યાઃ ‘ આંગણામાં જ વેલીઓ પગે વીંટળાઈ પડી ! એ સંસારપ્રશ્ન અધરો પડ્યો ? ’

ઇસ્લામઃ ‘ ધર્મથી છૂટાછેડા કરીને રાજમન્ત્રણા થાકી હવે. પૃથ્વીપ્રજાઓને પ્રેરો પાછી કલ્યાણમાર્ગે. ’

ફ્રાન્સઃ ‘ બુદ્ધિ બાપડી પાંગળી રહી. હોઢ સદીએ યે પાંખો ન પ્રગટી બુદ્ધિને. ’

ઈંગ્લાંડઃ ‘ હુન્નરઉદ્યોગો સેવી ધાર્યું ’ તું શેઠિયા થઈશું; પણ અન્તે મજૂરો રહ્યા. ’

જાપાનઃ ‘ પ્રકૃતિદેવીનાં પુષ્પોને પડખે કાગળનાં ફૂલડાં મૂક્યાં હોય એવી ધર્મભાવનાને પડછે રાજમન્ત્રણા ભાસે છે. ’

મિસરઃ ‘ જગતજનતાને પાંછાં પ્રકૃતિમાતનાં ધાવણ પાવ. ’

વિનતિઓની એમ વેલીઓ પથરાઈ. પૃથ્વીના પુણ્યપુરુષોના પુણ્યપ્રતાપ પછી પસર્યા. ક્ષણ–બે ક્ષણ ધર્મમૂર્તિઓએ ધર્મમન્ત્રણા કીધી. જગતના જ્યોતિર્ધરોના જ્યોતિભંડાર ઉઘડ્યા. અને પછી દિશાઓની ઘટા ગોરમ્ભતો મેઘરાજ આકાશે ગ્હડે એવા કૈલાસી મહારાજ અન્તરિક્ષનો ગોખ ભરી ઉભા, ને મેઘશબ્દે ઉચ્ચર્યાઃ

“માનવવંશનું કલ્યાણમુહૂર્ત આજે ઉગ્યું. રાજમન્ત્રીશ્વરો

ધર્મને આજ માર્ગ પૂછે છે એ જ નવયુગનો વડો યુગપલટો. Secular education, secular politics, secular industrialism, secular economicsની ભૂલભૂલામણીઓ ધર્મની ભૂલભૂલામણીઓથી ન્હાની કે ઓછી ઘૂંચવાયેલી દુનિયાંએ અનુભવી ? એ યુગઘૂંચોએ ઘૂંચવ્યાં છે ત્હમને. નહિ તો આ પ્રશ્ન આવડેરોક કપરો થઇ ન પડત. પરમુલક ઉપર અનાક્રમણ એ છે માનવવંશનું ભાવી વ્રત. પરમુલક ઉપર અનાક્રમણ વ્રત જે પ્રજાએ પાળ્યું હોય એ ઇતિહાસયશસ્વિની મહાપ્રજા આજને પ્રમુખપદે શોભે. અનાક્રમણનો ઇતિહાસ આજને સિંહાસને વિરાજે."

શાસ્ત્રોચ્ચાર સન્મુખે સન્તો મૌનધારી થાય કે દૂરબીનમાંથી નભોમંડળ નિરખતા ખગોળશાસ્ત્રીઓ નવીન કો ગ્રહના દર્શનયોગે આશ્ચર્યમુગ્ધ બને, એવા આ નિર્ણયબોલે પૃથ્વીના મહામન્ત્રીશ્વરો આશ્ચર્યમુગ્ધ થયા.

એ ક્ષણમૂર્છા ઉતર્યે મન્ત્રીશ્વરોએ મન્ત્રણા કીધી, પણ મૂંઝાયેલી રાજબુદ્ધિઓને કોયડો ઉકલ્યો નહિ.

અમેરિકા: 'ધર્મજ્યોતિર્ધરો ! અમારે તો એ કોયડો જ રહ્યો '

પોપ: 'ભણેલા ઈતિહાસો ભૂલી ગયા ?'

ઇસ્લામ: 'જીબ્રાલ્ટરથી ચીનાઈ ભીંત પર્યન્ત પથરાયેલો ઇસ્લામી ઇતિહાસ ચોક્ખાબોલો છે.'

બુદ્ધસંઘ: 'સિંહલદ્વીપથી બ્હેરિન સૂધીના અમારા અક્ષરો ક્ય્હાં અટપટા છે ?'

યૂરોપ ઇતિહાસ જાણતું તેથી મુંગું હતું.

જ્ઞાનવૃદ્ધ ખ્રીસ્તાચાર્યઃ 'ગ્રીસ ને રોમની સાક્ષી છે-મેગેસ્થિનિસ ને એરિયન ઉચ્ચારે છે કે ભારતે અનાક્રમણ-વ્રત પાળ્યું છે. ગ્રીસરોમ સૈકાઓથી બોલે છે કે નવયુગનો પ્રમુખવર ભારત છે. પ્રાચીનમાં પ્રાચીન સંસ્કૃતિનગરી વારણાવર્ત છે; નવીનમાં નવીન સંસ્કૃતિનગરી વારણાવર્ત થશે.'

ધર્મમૂર્તિના મુખમાંથી ઝરતો ઇતિહાસનિર્ણય માનવમ્હોડવીઓએ વધાવી લીધો. બનારસી તેજઉપરણો ઓઢેલા, કૈલાસના યુવરાજ સમા મહાકાય, યુગયુગની સંસ્કારમૂર્તિ સમા ગુણગૌરવી, પૃથ્વીપ્રાચીન આર્યવંશના અવતાર સમા કૈલાસીજી ઉઠયા, પૃથ્વીની પુણ્યમૂર્તિઓને પ્રણમ્યા, માનવવંશની મહામાનવતાને વન્દ્યા, અને પૃથ્વી-પરિષદના પ્રમુખસિંહાસને જઈને ઉભા. અને પછી આકાશ વાણી સમી કાળઋચાઓ ઉચ્ચારી.

'માનવવંશના મ્હોડવીઓને ભારતનાં અભિવન્દન છે. મહામાનવતાનો કલ્યાણમન્ત્ર શોધવાને આ પૃથ્વીપરિષદ મળી છે. કાળજૂનું આર્યાવર્ત આજે આનન્દે છે કે પૃથ્વીની પ્રજાઓ આજ આર્યાવર્તના ઇતિહાસને સત્કારે છે. ભારતનો યુગયુગજૂનો અનાક્રમણમન્ત્ર માનવવંશની પ્રજાપ્રજાઓ આજ સન્માને છે. ભારતની, ભારતના ઇતિહાસમન્ત્રની આજ વિજયઘડી છે. એ ખરૂં કે આજે તો આર્યસંસ્કૃતિ આર્યાવર્તની સીમાઓમાં સીમાબદ્ધ છે. પણ સોક્રેટિઝ પ્લેટો ને એરિસ્ટોટલ, ઝરથૂસ્ત્ર ને સેનીકા આર્યપુત્રો હતા. છતાં પૃથ્વી એટલે એકલી આર્યસંસ્કૃતિ નહિ.

મોંગલ હતા, ઇશૂ ખ્રીસ્ત ને મૂસા નબી હેમેટિક ને હઝરત મહમ્મદ સેમેટિક હતા. સહુ મહાનદોનો સંગમ તે સાગર. આજે આપણું સાગરતીર્થ શોધવાને મળ્યાં છીએ. આર્ય, ઝરથૂસ્તી, બૌદ્ધ, ખ્રીસ્તી, ઇસ્લામી સંસ્કૃતિઓનો સંગમઘાટ એ માનવવંશનું સાગરતીર્થ. Not Conflict, but Harmonization of Civilizations—સંસ્કૃતિઓનો સંગ્રામ નહિ, જગતસંસ્કૃતિઓનો મહાસમન્વય એ માનવમનવન્તરનો છે ગાયત્રીમન્ત્ર. આર્યાવર્તના ઇતિહાસે ઉચ્ચાર્યો છે સદા ગોત્રસમાસનો ઈતિહાસમન્ત્ર. અનુપસાગરના સરોવરઘાટના ઇબાદતખાનામાંથી ઇસ્લામી શાહાનશાહે પણ ઉચ્ચાર્યો હતો એ ઈતિહાસમન્ત્ર. આજે માનવવંશની પૃથ્વીપરિષદ એ જ ઉચ્ચારે છે કે જગતસંસ્કૃતિઓના સમન્વયમાં જગતકલ્યાણ છે. યુગયુગના કાળપ્રવાહની એ ઉદ્‌ઘોષણા છે. મહંકાળને આરાધો, પૂજો, ને જીતો.'

ભાસ્કરનાં ભર્ગ વરસે ને નયનો અંજાઇ ઢળી જાય એમ મહામન્ત્રીશ્વરોનાં નયનો અંજાયાં ને પોપચાં ઢળી પડયાં.

માનવવંશની મહામન્ત્રણા પછી જામી.

પ્રથમ કલ્યાણમન્ત્ર સિંહાસનેથી ઉચ્ચારાયો કે પરમુલકના આક્રમણનું આજ માનવસંઘ ઈશ્વરસાક્ષીએ ફારગતી લે છે.

એ સ્વતઃસિદ્ધ મન્ત્રને અનુમોદનના બે શબ્દો સ્વીટઝરલેન્ડે કહ્યાઃ 'શસ્ત્રબન્ધીની ચર્ચાઓ આપણે દાયકા-

ઓભર દીધી. દુનિયાંના તાવની ઉષ્માનો એ ઉપચાર હતો, તાવના કારણનો ન્હોતો. આક્રમણની આરઝૂ કે ભય શસ્ત્રસજ્જતાનાં માતાપિતા છે. પરાક્રમણનાં આરઝૂ ને ભય વિરામ્યે શસ્ત્રસજ્જતા સ્વયં વિરામી જશે. Armed Peace નો યુગ ઉતર્યો હવે. Peace of Humanityનો યુગ બેઠો આજથી. જગતશાન્તિના ઉપાસકોની આ પૃથ્વીપરિષદ છે. જગતશાન્તિ જેને ઉપાસ્ય દેવતા ન હોય એ ભલે આજ ઉઠી જાય.'

પૃથ્વીપરિષદમાં કોઈથી કહેવાયું નહિ કે જગતશાન્તિ એને ઉપાસવી નથી; કોઇથી બોલાયું નહિ કે આક્રમણવાદ એને ઇષ્ટ છે. પૃથ્વીપરિષદમાંથી તે તિથિએ પરમુલકલોલુપ કોઇ યે ઉઠી ગયું નહિ.

જગતના ઈતિહાસની એ મહાતિથિ હતી. પછી એ ઇતિહાસપર્વણી તરીકે પૂજાતી થઈ.

સ્વતઃસિધ્ધ રાજમન્ત્રો જ પૃથ્વીપડમાંથી લોપાયા હતા; અને એમને શોધવાને પૃથ્વીનો માનવવંશ આજ હિમાદ્રિશિખરે મળ્યો હતો. બીજો ઇતિહાસમન્ત્ર પણ એવો જ સ્વતઃસિધ્ધ રાજમન્ત્ર હતો, ને પૃથ્વીપરિષદના સિંહાસનેથી ઉચ્ચારાયો કે **માનવકુળની સહુ પ્રજાઓ સમાન ને સ્વતન્ત્ર છે.**

તે તિથિએ જગતપાટલેથી ગુલામી ને પરાધીનતાના મેલ સદન્તરના ધોવાયા.

પ્રજાપ્રજાએ પછી માનવવંશના કલ્યાણમન્ત્રો ઉચ્ચાર્યા અને સહુએ તે સત્કાર્યા.

જાપાને કહ્યું: ' કોઈ પ્રજાને બારણે સાંકળ ન હોય. પૃથ્વી માનવવંશની છે. સહુને માટે દ્વાર ખુલ્લાં: Equal oppor tunities for all.'

ઈરાકે કહ્યું: ' સરિતાને ભોગળ નથી, એમ દેશને ભોગળ ન હોય. '

અમેરિકાએ કહ્યું: ' મહાસાગર ને વાતાવરણ પ્રભુના છે, ને પ્રભુપુત્રોનો એ વારસો છે–સહુનો સરખો. સાગરને કે અન્તરિક્ષને કોટકાંગરા શા ? '

ત્રિષ્ટુભે કહ્યું: ' પૃથ્વીનો સ્વર્ગ સમીપનો દેશ હિમવાન છે.'

જર્મનીએ કહ્યું: ' કોઈ પ્રજા સેના ન રાખે, નૌકા ન રાખે, દુર્ગો ન બાંધે. '

ઇંગ્લાંડે કહ્યું: ' વિમાનોની પાંખો કપાશે તે તિથિએ કિલ્લાઓના કોટ પડશે. '

ફ્રાન્સે કહ્યું: ' દેશદેશની ને પ્રજાપ્રજાની સીમાઓ કુદરતનિર્મેલી છે. '

ઈટાલીએ કહ્યું: ' સહુના દ્વાર સ્હામેનું છૂટફળી એનું આંગણું છે. '

બ્રહ્મદેશે કહ્યું: ' સ્ત્રીશક્તિ માનવવંશની માતા છે, પુરુષપૌરુષ માનવવંશનો પિતા છેઃ માનવવંશ ઉભયને પૂજે છે. '

રશિયાએ કહ્યું: ' માનવવંશના કો સન્તાનનો આત્મા કે દેહ ભૂખ્યાતરસ્યા ના રહે. '

પછી બાળકમાં બાળક પૃથ્વીપ્રજાએ માનવવંશનો મોક્ષખરીતો વાંચ્યો:

No war, no slavery, no poverty, no foreign rule, no manmade inequalities or iniquities, equitable distribution of wealth, no preserves, & equal opportunities for all.

અને એ પછી, પ્રચંડ માનવશકિતઓનો સીમાપ્રદેશ ઓળંગ્યે, જગતતારણહારાઓને મહાપ્રચંડ માનવસીમાઓ પેખાઈ. જરા મૃત્યુ ને રોગ દીઠાં, પણ ન ધોવાયાં; ઉંચાઇનીચાઇ, જાડાઈપાતળાઈ ન નિવારાયાં; માગ્યા મેહ ન વરસાવાયા; બુધ્ધિ ને પ્રતિભાની ખીણો ને શિખરો સપાટ ન કરાયાં; પુણ્યપાપના કલંકો ન ઉતારાયાં; પગને સ્થાને પંખીની પાંખો માનવીને ન પ્રગટાવાઈ; સૂર્યચન્દ્રને પૂલ ન બન્ધાયા; અવનીમાં આભ ન ઉતારાયાં; વિશ્વના વિધિલેખ ન ભૂંસાવાયા.

દુનિયાંની એ દુઃખઅવધિઓ સનાતન છે. પુરુષાતનની સીમ પૂરી થાય છે ત્‍હાંથી વિધિમાંડયો પ્રારબ્ધલોક મંડાય છે. પૃથ્વીપ્રજાઓની મહારાજ્યમન્ત્રણા પુરુષાતનસીમમાં છે, પ્રારબ્ધલોકમાં નથી.

ને પ્રારબ્ધલોક પરિસમાપ્તે છે ત્‍હાંથી દિશાદિશામાં બ્રહ્મલોક વિસ્તરે છે.

પછી પૃથ્વીપરિષદના સિંહાસને ઉપસંહાર કીધો ને ભાવીના ઇતિહાસમન્ત્રો ઉચ્ચાર્યો:

'માનવમવન્તરનાં સરજનહારાંઓને સહુઅધા અમ વન્દન છે. યુગયુગના મેલ ઉતર્યા આજ. પ્રજાપ્રજાનાં આંગણાં ને ઓરડા ધોવાયાં. આજ નવી સ્મૃતિ લખાઈ.

નવઋષિઓએ માનવવંશનું નવકલ્યાણશાસ્ત્ર રચ્યું- પૃથ્વીપરિષદ વિશ્વવિધાત્રી થઇ, પૃથ્વીપરિષદે નવઈતિહાસનાં બારણાં ઉઘાડયાં. માનવવંશના પ્રારબ્ધનું પાનું આજે ફરી ગયું. સમસ્ત માનવવંશને, પૃથ્વીની શાખાપ્રશાખાને ધર્મજ્યોતિઓના આશીર્વાદ ઉતરજો. પૃથ્વી પુણ્યમાર્ગે વળી ને પુણ્યમાર્ગે સંચરશે.'

લામા ઉચ્ચર્યાઃ 'સૌનું કલ્યાણ હો! દુનિયાંનું સનાતન મધ્યબિન્દુ હિમાદ્રિશિખરો છે.'

પોપઃ 'પ્રભુ ઈશૂ ખ્રીસ્ત અંહી યાત્રાએ આવ્યા હતા.'

ઇસ્લામઃ 'હિમાદ્રિનાં સૌન્દર્ય ને ગહનતા બાદશાહોને આકર્ષતાં.'

ઝરથૂસ્ત્રીઃ 'અનેક દેવમન્ડોનાં મૂળ હિમાદ્રિમાળામાં છે.'

ભારતઃ 'આતમજળ રેડી રેડી હિમાદ્રિ યુગયુગથી ધરતીને રસાર્દ્ર ફૂલવતી ને લીલમલીલી કરે છે. પૃથ્વીને પાટલે હિમાદ્રિ જેટલો માનવકલ્યાણક કોઠ હશે. દેહની ને આત્માની ભૂખતરશો જેટજેટલી ને જેટજેટલાંની હિમાદ્રિ ઠારે છે એટએટલી એક મેઘરાજા ઠારે છે. હિમવાન્ પૃથ્વીનો માનદંડ હતો; આજથી હિમવાન પૃથ્વીનો કલ્યાદંડ થયો.'

સ્વીટઝરલેન્ડઃ 'અંહીથી પેખાય છે એટલું જગત ક્‌હાંઇથી પેખાતું નથી.'

તુર્કીઃ 'મ્હારા સમુદ્ર જેવડાં તો અંહી સરોવરો છે.'

સ્વીડનનોર્વેઃ 'મ્હારા ડુંગર જેવડાં તો અંહી વૃક્ષો છે.'

ઇટાલીઃ 'હું સમાઈ જાઉં એવએવડી તો અંહી ખીણો છે.'

સ્પેઇનઃ 'એના એક શિખરનો પડછાયો મ્હારે તો છત્રી થાય.'

જાપાનઃ 'એના એક શિખરને વીંટું ત્ય્હાં તો મ્હારા દેશનો પટો ખૂટી જાય.'

અમેરિકાઃ 'પાસીફ્રિકનો સાગરખાડો ખોદ્યો ત્ય્હારે કીધેલો માટીઢગ તે હિમાદ્રિ.'

રશિયાઃ 'ઉત્તરધ્રુવેથી વિશ્વરોલર રગડતું આવ્યું ને રૂસ દેશને સપાટ કીધો, પછી ભારતની પાળે અટકીને ઉભું એ હિમાદ્રિ.'

બ્રીટનઃ 'સાગરમાંથી ઉખેડી મ્હારો દ્વીપ શિખરમાથે માંડું તો હિમાદ્રિનો અષ્ટમાંશે માંડમાંડ ઢંકાય.'

પૃથ્વીની પ્રજાપ્રજા હિમાદ્રિપ્રશસ્તિના વૃન્દગીતનું ચરણુ ચરણુ ગાતી હતી. કૈલાસીજીએ જૂનું ગીતચરણુ ગાયુંઃ

જગતનો દેવમુગટ હિમવાન.

અને પછી જામ્યો પૃથ્વીપરિષદની પૂર્ણાહુતિનો પરમ મંગળ પ્રસંગઃ જાણે માનવવંશનાં સમસ્ત ઇતિહાસ ફિલસુફી ને કવિતા ત્ય્હાં આવીને ઉતર્યાં–વરસ્યાં. વિશ્વધર્મોના જ્યોતિર્ધરો ઉઠયા. નિજનિજનાં ગંગાનાં, જોર્ડનનાં, ગયાનાં, અરબનાં, હેલમન્ડનાં પાપપાવનાં પાણીથી મહામાનવતાને અભિષેકી, આશીર્વાદ દીધા. કૈલાસી મહારાજે અન્તરિક્ષમાં યોગદૃષ્ટિ નાંખી, અને અન્તરિક્ષ ફૂલરાં વરસ્યું, પ્રજાપ્રજાના મહામન્ત્રીશ્વરોને અન્તરિક્ષે પુષ્પ

ઓથી વધાવ્યા; જાણે દેવોએ કહ્યું કે આજે ત્હમે દેવકાર્ય કીધું. પ્રણમેલા મસ્તકપુટે રાજમન્ત્રીશ્વરોએ એ ગેબી અભિષેક ઝીલ્યા; ને જીભથી નહિ પણ જીવનથી ઉચ્ચાર્યું કે આજે યે વિશ્વચક્રવર્તીત્વ રાજમન્ત્રણાનું નથી, ધર્મમન્ત્રણાનું છે.

પછી પૃથ્વીપરિષદના પ્રમુખવર મોખરે આવ્યા ને માનવધ્વજ ફરકાવ્યો. ધર્મધર્મના જ્યોતિર્ધરોએ મન્ત્રો ભણી યુગધ્વજને પાવન કીધો.

મેઘમન્દ્ર શબ્દે કૈલાસી બોલ્યાઃ 'પરિષદ સમાપ્ત થઈ; પણ કાળપ્રવાહ સમાપ્ત થતો નથી. ધર્મ ને વ્રત ને વચન તો છે જે પાળે ત્હેમનાં. મહામાનવતાનો કલ્યાણધ્વજ માનવવંશને સોંપાયો; જતન કરજો. દેવ ન થવાય ત્હો યે માનવી તો થજો. પશુ થવાનો માનવીને હક્ક નથી. નવાં પ્રારબ્ધ ઘડો, પૃથ્વીને મ્હોરાવો, જીવનના જય માણો. મહીતલ માનવવંશનો છે. કાળ કલ્યાણક થજો સૌને, પરબ્રહ્મ પુણ્યમાર્ગે પ્રેરજો.'

મેઘમાળામાં વીજળીઓ ઝબકે એવી પ્રેરણા ને વિધાત્રી અને દેશદેશની એમની સહિયરકૈલાસિણીઓ સભામંડપની વચ્ચોવચ્ચ પધારી. કોઈકે કૈલાસનાં ગન્ધચન્દન કીધાં; કોઈકે માનસરોવરના કમળગુચ્છ અર્પ્યાં; કોઈકે મન્દિર ધૂપ પૂર્યાં.

પછી પ્રેરણા ને વિધાત્રીએ ફરી ઉપાડ્યું; ને પૃથ્વીકુંજના સુન્દરીમંડળે ને પ્રજાપ્રજાના મહામન્ત્રીશ્વરોએ કાળરાશિ સમા હિમાદ્રિમહિમાનું માનવગીત ગાયું.

જગતનો દેવમુગટ હિમવાન.
કાંગરે કાંગરે દેવ વિરાજે એને,
ફરકે છે કાળનિશાનઃ
જગતનો દેવમુગટ હિમવાન.

સાત્ત્વિક ઉત્સાહ ને ચિરંજીવ આનન્દના તરંગોમાં તરતો પૃથ્વીનો માનવસંઘ ઉઠયો. સિંહાસનેથી માનવપરિષદના પ્રમુખવરે સિંહનાદ કીધો, જાણે હિમાદ્રિ સ્વયં ગાજ્યોઃ

માનવવંશનો જય.

જગતની પ્રજાપ્રજા ગાજી ઉઠી કે માનવવંશનો જય.

તે તિથિએ પૃથ્વી ઉપર માનવવંશનું રાજ્ય સ્થાપાયું.

દેવમહેલની અટારી સરિખડાં ગિરિગિરિનાં ગુફાશૃંગ;
જોગન્દર પયગમ્બર વસે ત્યંહાં, શ્રી હરિના અડખંગઃ
જગતનો દેવમુગટ હિમવાન.

દેશદેશનાં, પ્રજાપ્રજાનાં આયુષ ગણાતો પ્રચંડ,
સંસ્કૃતિઓનાં મહાપૂર માપતો ગિરિવર એ બ્રહ્મદંડઃ
જગતનો દેવમુગટ હિમવાન.

પૃથ્વીવૃદ્ધ હિમાદ્રિએ કંઈ કંઈ દીઠાં હતાં, કંઈ કંઈ સુણ્યાં હતાં. આજનો માનવવંશનો જયોચ્ચાર સાંભળી કાળવૃદ્ધ નગાધિરાજ અનવધિ પુલકિત થયો ને પ્રફુલ્યો.

પૃથ્વિપાટલે વિરાટપગલીનો સૃજનસમેનો રેખાઅંક;
મહંકાળની ચ્હડાવી ભ્રૂકુટિ ? કે એ કાળાતીત નકલંક ?
જગતનો દેવમુગટ હિમવાન.

પૃથ્વિનો ઇન્દ્રધ્વજ હિમવાન;
જગતનો દેવમુગટ હિમવાન.

પૃથ્વીનો માનદંડ મટી તે તિથિએ હિમાદ્રિ દુનિયાંનો કલ્યાણદંડ બની રહ્યો.

પછી દસ દિગ્પાળ સમા દસ હાથી જોડેલો મહારથ આવ્યો. પૃથ્વીની ટોળે મળેલી પ્રેરણાઓ ને વિધાત્રીઓ પાછળ માનવમનવન્તરનો ગીતશબ્દ આભમાં ફેંકતી હતી.

થનગન થનગન થનગે છે માનવમોરલો.

સજની ! આજે છે માનવપર્વની પર્વણી;
ગાજે માનવમનવન્તરના પડછન્દ:
રે સોહાગણ સજની !
થનગન- થનગે છે માનવમોરલો.

એ હતો મહામાનવતાનો પાટ. મંહી પૃથ્વીની મહામાનવતા વિરાજી. કૈલાસી મહારાજ સારથી હતા, આત્મજિત ને ધુરન્ધર મદોન્મત્ત ઐરાવતધોરીઓને દોરતા. પ્રેરણા ને વિધાત્રી આજ જગતના જય સાણતાં, અને એ ગીત ગવરાવતાં.

સજની ! વસન્ત વધાવવા હું નીસરી;
મ્હારે પાલવડે સૂરજ ને ચન્દ્ર;
રે સોહાગણ સજની !
થનગન થનગે છે માનવમોરલો.

સજની ! પૃથ્વીને પાંખો પ્રગટી વડી;
માનવમાનવ ઉડે મ્હેડી આકાશ;
રે સોહાગણ સજની !
થનગન થનગે છે માનવમોરલો.

સજની ! નવબ્રાહ્મણ વાંચે છે નવવેદને;
જગતે પગલીએ કીધી પુણ્યવાસ;
રે સોહાગણ સજની !
થનગન થનગે છે માનવમોરલો.

જયપ્રભા ને ચોધરાજ માનવવંશનો ઇન્દ્રધ્વજ ધારીને આગળ કાળશંખ ગજાવતાં ચાલતાં, અન્ય જયપ્રભાઓ ને ચોધરાજો જયરણશીંગડાં વગાડતાં.

સજની ! દેશેદેશે થયા છે શેરીઓ;
મળિયા મહાજનમાં ધરતીના લોક;
રે સોહાગણ સજની !
થનગન થનગે છે માનવમોરલો.

સજની ! ખંડેખંડો પરાંપોળો થયા;
આજે ધરતી થઇ નગરીનો ચોક;
રે સોહાગણ સજની !
થનગન થનગે છે માનવમોરલો.

એમ માનવવંશ કાળયાત્રાએ નીકળ્યો. ઘડીક પછી ઐરાવતધોરીને યે છોડી નાંખ્યા. આત્મજિતે ને ધુરન્ધરે પૃથ્વીપ્રજાઓના માનવપાટની ધુરા સ્કન્ધે લીધી. નિગ્રહદોરી હતી કૈલાસીજીને વરદ હસ્તે. જયપ્રભા અને ચોધરાજ પુણ્યપાપના સની જગતકેડી કોરતાં હતાં. મૂર્તઅમૂર્ત મહાકાળની વિરાટમૂર્તિ સમા સદાશિવનાં પુણ્યદર્શને પૃથ્વીની મહામાનવતા એમ ચાલી. માનવવંશની નવઇતિહાસયાત્રા ઉઘાડાં નયને આકાશમંડળ પેખતું હતું.

સજની ! શિવનું કલ્યાણલોચન ઉઘડ્યું;
સારી પૃથ્વીનાં પ્રજળ્યાં મહાપાપ;

રે સોહાગણુ સજની !

થનગન થનગે છે માનવમોરલો.

સજની ! કાળને ઘાટે હરિવર ઉતર્યા;

સારી જનતાના ઉતર્યા મહાશ્રાપ;

રે સોહાગણુ સજની !

થનગન થનગે છે માનવમોરલો.

થનગન થનગન થનગે છે માનવમોરલો.

તે તિથિએ ભગવાન સૂર્ય નારાયણુ તેજની અંગુલિએ નવયુગનો નવો માનવઇતિહાસ પ્રાચીન અક્ષરાવલિએ અન્તરિક્ષપાટે લખતા હતા કે

**મહારથીને પણુ પ્રેરે-દોરે તે સારથી.**



## પ્રકરણ ૨૮ મું, અલકાને માર્ગે

---

જુગ-જુગની વાતો રે ક્‌હાનડ ! ત્‌હારી બંસી મંહી.

કૈલાસીની ગુફા કને એક વેલમાંડવો હતો. એ માંડવામાંથી ગીત વહતું હતું.

'ગીત ગા છ, પણ મર્મ સ્‌હમજ છ ખરી ?'

'ન સ્‌હમજતી હોઉં એ સ્‌હમજાવજો હવે સન્ધુ ય તે. કૈલાસી ક્‌હેતા' તા એ ભૂલ્યા લાગો છો કે માનવ-સંસારે પુરુષ કર્તવ્યમૂર્તિ છે, સ્ત્રી કવિતામૂર્તિ છે.'

'પણ માનવસંસારનું ગીત તું ક્‌ય્હાં ગા છ ? તું તો ગા છ અગમ્યદેશનું ગીત. અવ્યક્તના અર્થ ઉકેલ છ આજ. બોલ; સનાતન ગાજતો સાગર શું બોલે છે ?'

'માનવકલ્યાણ.'

'પ્રશ્ન જેટલો જ ઉત્તર ગહન ને ગૂઢ.'

'પરિક્ષકો તો પ્રશ્નમાળાથી પાવરધા હોય છે ?'

'હસવું રહેવા દે ઘડીક. ગાયાનો અર્થ સ્‌હમજ. કુરુક્ષેત્ર વચ્ચે ગગનવિહારતી શ્રી કૃષ્ણે કીધેલી પાંચજન્યઘોષણા અને જળટપકે નીતરતો, વૃન્દાવનની કુંજનિકુંજે પુષ્પપાંખડીએ-પાંખડીએ પગલી માંડતો વેણુનાદ: બન્ને ય શ્રી કૃષ્ણના અવ્યક્તબોલ છે. ત્‌હેમાં પાંચજન્યઘોષણાનો અર્થમર્મ બેસતા કલિયુગના તપતા મધ્યાહ્‌ન જેવો પ્રકાશવન્ત છે. પાંચજન્યઘોષણા કહે છે કે તસ્માત્ યુદ્ધસ્વ, ભારત ! કૃષ્ણચન્દ્રના પાંચજન્યના અવ્યક્તબોલનો અર્થ-મર્મ સ્પષ્ટોચ્ચાર છે; કૃષ્ણચન્દ્રની વાંસળીના અ-

લનો અર્થમર્મ અગોચર છે. કંઈ કંઇ ભક્તરાજો કવિવરો મહર્ષિઓ કૃષ્ણવેણુના અવ્યક્તશબ્દમાંના વ્યક્તબોલ પારખવાને મથ્યા છે, ને સહુએ નિજનિજના ભાષ્યપ્રવાહ વિસ્તાર્યો છે. સાગરઘોષણાની પેઠમ કૃષ્ણચન્દ્રનો બંસીનાદે સનાતન અવ્યક્તશબ્દ છે.'

'તો હવે તું ત્હારો ભાષ્યપ્રવાહ વિસ્તાર. ગંગા લઈ જશે ને જગતમાં ઢાળશે.'

'ના, ના; એમ નહિ. હું કાંઈ મહર્ષિ નથી કે ભાષ્ય લખું. પણ તું શું સ્હમજીને ગા છ? એટલું જ પૂછું છું.'

'માનવકલ્યાણ.'

'કોયલ રીઝે ત્હો ચે ટુહૂક; ને કોયલ ખીજે ત્હો ચે ટુહૂક.'

'હા, જીવનભરનાં અમે એકરંગીઃ કૃષ્ણચન્દ્રના બંસીબોલ જેવાં. હવે અર્થમર્મ આડાં પડેલાં આભ ઉઘાડીશ?'

'તો સાંભળ ત્હારે. કૃષ્ણચન્દ્રે બંસીબોલમાં ગાયાં છે દિલદિલના આમન્ત્રણ; આત્માપરમાત્માનાં આકર્ષણ; પ્રેમલક્ષણા ભકિતનો અગમ્યવાદ.'

'હાશ; બારે ય મેઘના કાટકા થયા જાણે. પણ કંઇક સ્હમજીઃ પ્રાગવડને પાંદડે પ્રભુજી પોઢયા'તા એટલું. આજ ત્હારા જીવનમાં ને મ્હારા જીવનમાં પ્રેમલક્ષણા ભકિતના ઓઘ ઉભરાય છે–કૃષ્ણચન્દ્રના બંસીનાદ સમા. અને એ પ્રેમસાગરની જલોર્મિની પાંખડીપાંખડીમાં સુજ

હુંયે તું પોઢેલો છે. રસરાજ ! કેટકેટલાં રૂપ ધારી રમો છો ?

'ફૂલડાંમાં વહી મ્હારા અન્તરમાં ઘોળાય જો !
વનવનની વાતો રે ફ્હેલાનડ ! ત્હારી બંસી મંહી.'

ઘણાંને એ આયુષ્યના આનન્દની તિથિ હતી. દેશ-દેશમાં તે તિથિએ ઉત્સવો થયા.

એની એ જ કૈલાસગુફા હતી. આંગણે એનું એ જ, આભલાની જાજમ જેવું, અફાટ માન સરોવર હતું. આરેઆરે એનાં એ જ, લીલમઝૂમખાં પરોવ્યાં હોય એવા, વેલમંડપો હતા. ને મંહી એનાં એ જ કસ્તુરીમૃગલાં રમતાં. પણ કાલે ગુફા ગંભીર ભાસતી; આજે ગુફા આનન્દતી હતી.

પૃથ્વીનું પોત એનું એ જ હતું; પણ રંગો નવયુગના વસન્તરંગ હતા.

હાથે રમતું કમળ, અલકે કુન્દકળીઓ પરોવી,
આણી લોધ્રની ફૂલરજ વડે કંઇ મુખે ગોરી શોભા,
અંબોડામાં નવકુરબકો, ચારૂ કાને શિરીષ,
ને સેંથીમાં નીપ તુજઉગ્યાં: એવી ત્ય્હાંની વધૂઓ.

લીલઅલીલી વેલેથી રસ ટપકતાં પુણ્યશ્વેત એ ફૂલડાં ખરે એવાં પ્રેરણા ને ધુરન્ધર વેલમાંડવડેથી બહાર આવ્યાં. ફૂલની પાંખડીઓ સમાં એમનાં અંગઅંગમાંથી આનન્દના સૌરભ મહેકતા. કવિવર કાલિદાસનો શ્લોક ધુરન્ધર ગાતો હતો.

' અલકાની નવવધૂઓ યે એવી સોહાશે. પ્રેરણા ! આજે આપણી અલકાપ્રવેશની તિથિ. ત્હેં યે વીણી

કાલિદાસવર્ણવ્યા શણગાર સજયા છે હો ! ' આંખડીએ રસદર્શન પીતો ને આનન્દતો ધુરન્ધર બોલ્યો.

' આજ આપણાં આયુષ્યની આનન્દપર્વણી. અલકા એટલે આયુષ્યનો આનન્દદેશ; અને અલકાપ્રવેશ એટલે આનન્દદેશમાં જવાની લગ્નતિથિ. '

' રસિકાઓ કાજે જગતની રસવાડીઓ સદા ઉઘાડી જ છે. '

' કૈલાસી વિશ્વવિજેતા નીવડયા, ને જગતને કલ્યાણમાર્ગે વાળ્યું. ભારત જગત્‌સારથી થયો. હવે રહ્યો છે આપણે એક અલકાપ્રવેશ. '

' વૈભ્રાજ બાગ ને ભંડારીની હવેલીની યાત્રા મા ભૂલતી. '

' હું યક્ષાંગનાનાં દર્શને ને યક્ષગૃહની યે યાત્રાએ જવાની છું. લીલમની પાળબાંધ્યા એ ગૃહકુંડમાં હંસહંસીઓ સંગાથે મ્હારે જળક્રીડા ખેલવી છે. એ દેવમન્દારનાં ફૂલ વીણવાં છે. અને એ શનીશૃંગે વિરાજીને વિદ્યુતવેલ સમી તુજ સંગાથે નેત્રપલ્લવી રમવી છે. પણ એક પૂછું ? '

' પૂછને. જીંદગીના પ્રશ્નોથી અઘરૂં તું શું પૂછવાની હતી ? '

' જગતવિજેતાએ જગતકલ્યાણ પૂર્વે ભારતકલ્યાણ કેમ સાધ્યું ? '

' ત્હેં પ્રેર્યું તે મ્હેં કર્યું, ને વિધાત્રીએ લખાવ્યું તે આત્મજિતે વિશ્વભાગ્ય લખ્યું. પરાક્રમ પ્રગટે છે પહેલું ને બુદ્ધિ પારખે છે પછી. પણ પ્રશ્નનો પ્રતિપ્રશ્ન પૂછું છું: પહેલો સારથી સાંતરો થાય, કે રથ, કે રથી ? '

'એનો ઉત્તર તો સ્વયંદર્શી સત્ય છેઃ સારથી સજ્જ થઈને રથને સજે, ને સજેલા રથમાં પછી રથી વિરાજે.'

'સાંભરે છે ને કૈલાસીજીના બોલ ? કૈલાસીજી કહેતા કે હિમાદ્રિ પૃથ્વીમન્થનનો રવૈયો છે, અને એ જગત્‌રેવતનાં નેતરાં છે ગંગા ને જમના, સિન્ધુ ને બ્રહ્મપુત્રા.'

'ઈતિહાસભૂગોળનાં એ તો જગતજૂનાં સત્યો.'

'ત્હારે રવૈયો ને નેતરાં ધારણહારની સજાવટ પૂર્વે જગત્‌મન્થન ક્ય્હાંથી મંડાય ને જગત્‌કલ્યાણનાં નવનીત ક્ય્હાંથી ઉતરે ? આવતા યુગનો જગત્તારણહાર ભારત છે. ભારતકલ્યાણ વિના જગત્‌કલ્યાણ નથી.'

'આ તો પેલાએ કહ્યું છે એ થયુંઃ કે 'પૂર્વપશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે.' પલ્લાં સમતોલ થાય એ પૂર્વે દાંડી સમતોલ થવી જ જોઈએ.

'ટહુકો એ ગેબી કાંઈ ત્રિલોકમાં ઢોળાય જો !
જગ–જગની વાતો રે ક્હાનડ ! ત્હારી બંસી મંહી.'

'ઘડાતા ઈતિહાસનું પરમ સત્ય તું બોલી.'

'પણ જગતસારથી ભારત કેમ થયો ? એ ઈતિહાસચમત્કાર નથી ?'

'વિજ્ઞાનશાસ્ત્રે તેમ ઇતિહાસશાસ્ત્રે શાસ્ત્રનિયમનથી પર કાંઈ નથી. પૃથ્વીની પ્રજાપ્રજાનો સમન્વય સાધશે એ મહાપ્રજા આવતી કાલની જગતપ્રજા થશે; સંસ્કૃતિસંસ્કૃતિનો સમન્વય સાધશે એ મહાસંસ્કૃતિ આવતી કાલની જગત્‌સંસ્કૃતિ થશે. હોંયે કે નોંયે પૃથ્વીની મહાપ્રજાઓનો

પ્રજાસંગમ ને જગતની સંસ્કૃતિઓનો જગત્‌સમન્વય આજ ભારતમાં થાય છે. પૃથ્વીની પ્રજાઓએ પરપ્રજાઓ સ્હામે ભોગળો ભીડી હતી. ઘડાતો ઇતિહાસ બોલે છે કે ભાવીની જગત્‌સંસ્કૃતિ અને આવતી કાલની માનવપ્રજા જગતસુન્દરી શકુન્તલાના પુત્રના ખંડને ઉછંગે સરજાય છે. એટલે ભારત થયો જગત્‌સારથી.'

'ખરૂં. પૃથ્વીની પ્રજાઓ પ્રજામન્ત્રો બોલતી, ત્ય્હારે ભારત માનવમન્ત્રો બોલતો. પણ સાચા જગતસારથી કોણ? ભારતવર્ષ કે કૈલાસી મહારાજ?'

'પ્રેરણા! ત્હારી આંખ જૂવે છે તે તું બોલે છે, આત્મા જૂવે છે એ નથી બોલતી અત્ય્હારે. આ ત્હારો ઈતિહાસ-બોલ નથી. ઇતિહાસ ઉચ્ચરે છે કે દુનિયાંનો પ્રથમ દિવસ ઉગ્યો ત્ય્હારથી સંસ્કૃતિમંડળનો જગત્‌સારથી આર્યસંસ્કૃતિ છે. ભારતને બે દેવપાંખો છેઃ' એક ભારતીય કવિતા ને બીજી ભારતીય ફિલસુફી. એ બે દેવપંખાળા ભારતને ચૌદે ય લોક આઘા નથી. ગીતા ને ભાગવત, રામાયણ ને મહાભારત, અને દશોપનિષદોઃ એ ચૌદ છે ચૌદ લોકનાં વિમાન. વિરાટદર્શન ને પુરુષસૂક્ત છે માનવઆત્માનાં કાવ્યતીર્થ ને બ્રહ્મતીર્થ.–પણ યુગ પોકારશે અને ત્હને બોલાવશે વળી. આપણો સેવાધર્મ પૂરો થયો નથી હજી.'

'પૃથ્વી કલ્યાણમાર્ગે સંચરી. હવે કોલાહલ શા?'

'સાગરના કોલાહલ શમશે ત્ય્હારે પૃથ્વીના કોલાહલ શમશે.'

એવે આભની ક્ષિતિજઅટારીએ ફૂલડાં જેવડો ઓળો

પડયો. પછી એ ફૂલ તારકબિન્દુ મટીને છત્રી થઈ; અને છત્રીની પછી વાદળી થઈ. ભારતનું ભગવું વિમાન સમીપમાં આવી ઉતર્યું.

'અહો ! વિધાત્રી ને આત્મજિત !' પ્રેરણા ટહુકી ઉઠી. 'ત્હમારે ય આજે અલકાપ્રવેશનો ઉત્સવઅવસર છે. આવો અને આનન્દાવો.'

'सहनाववतु; सह नौ भुनक्तु;' વિમાનમાંથી ઉતરતાં ઉતરતાં આત્મજિતે વેદઋચા ભાખી.

'सह वीर्यं करवावहै.' ધુરન્ધરે ઋચા પૂરી કીધી.

વસન્તના વૃક્ષરાજો સમા મ્હોર્યાપ્રફુલ્લ્યા બે મિત્રો કને કને ઉભા હતા.

'પણ જયપ્રભા ને યોધરાજ ક્ય્હાં ?' વિધાત્રીને સહિયર સાંભળી આવી તે સાંઇ પૂછી.

'એ તો પરાક્રમની પાંખે ઉડનારાં. અલકાને આરે જઈને બેઠાં છે. કહેતાં ગયાં છે કે શિવમન્દિરે મળશે, અલકાપ્રવેશના મુહૂર્તે સાથ પૂરશે.'

પ્રેરણા ને ધુરધન્ર, વિધાત્રી ને આત્મજિત, પૃથ્વીમાંથી સ્વયંભૂ પ્રગટેલાં માનવસંસ્કૃતિનાં પ્રફુલ્લેલાં ફૂલડાં સમાં, અલકાવતીની માર્ગસીમે ઊભાં હતાં. આજ એમને આયુષ્યનાં સીમોલ્લંઘનની તિથિ હતી.

'રસોપાસકોને અલકાવતી એટલે આનન્દનગરીઃ' આત્મજિતે મન્ત્રોચ્ચાર કીધો, ને પછી ભાષ્યરૂપે કાલિદાસનો શ્લોક ગાયો.

ત્ય્હાં મદમાતા ભ્રમરઝણકયા વૃક્ષ નિત્યે પ્રફુલ્લે,

ધરી હંસોની કટિસર ખીલે પદ્મિની નિત્ય પદ્મે;
કેકાઘેલા ગૃહમયૂર ત્ય્હાં નિત્ય શોભે કલાપે,
જ્યોત્સ્નાઝગતી, તિમિર વિખર્યે રમ્ય, ત્ય્હાં નિત્ય રાત્રિ.

માન સરોવરનાં તેજનિર્મળાં નીર એમના પડછાયા ઝીલતાં ને જળઝૂલે ઝૂલાવતાં. પાણી ઉપર તેજપ્રતિમાઓ હિન્ડોળા ખાતી.

'આનન્દાવવાને જ આવ્યાં છીએ. બેએક સકે બ્રીટને આજ ભારતને ઓળખ્યું.' વિધાત્રીએ વિધિવાચક ઉચ્ચાર્યું.

'તો તો ધરતીનાં ભાગ્ય ઉઘડયાં. શું થયું ?'

'દુનિયાં જાણે છે એ ત્હમે જાણતાં નથી ? આભમાં તેજઅક્ષરો આલેખાયા, પ્રજાપ્રજાના પાટનગરે છાપાંઓના ભેરીનાદ થયા, ગગન ગાજ્યાં, કાળપ્રવાહ ડોલી ઉઠયોઃ એ ત્હમે જાણતાં નથી !'

'માનવપરિષદ મળી ને પૃથ્વી કલ્યાણમાર્ગે સંચરી; પછી અમે આ લતામંડપમાં ગયાં હતાં તે આજે નીકળ્યાં. એ છે અમારો સ્નેહમંડપ, અમારા પ્રથમ મિલનની પુણ્યભૂમિઃ' ધુરન્ધરે કહ્યું.

'પ્રેમમાં ડૂબ્યો એ જગતથી ડૂબ્યો;' આત્મજિત હસી પડયો. 'એ પૃથ્વીપરિષદ પછી જગત જાણે પા સદીજુવાન થયું. માનવવંશનું જગત્તહનામું ઘડાયું, પાડોશી રાજ્યો વચ્ચે અનાક્રમણના રાજલેખ લખાયા, ચોખંડ ને પંચ મહાસાગર થાળે પડયા, શેષજીની ફણાઓ ડોલતી સ્થિર થઈ, દિલ્હી ને લંડનમાં જયવાદ્યો વાગ્યાં. પછી બ્રીટન નિજ ઘરનો ઢાકોઢૂમો કરવાને બેઠું. ભીડેલાં બારણાં

બ્રીટને બધાં ઉઘાડયાં. હિન્દને રાજ્યકુળનું કુટુંબી કહ્યું, જમણી આંખ કહી. એકલિંગના દિવાનને–મહારાણાજીને વાઈસરોય નીમ્યા, ને ફરમાન કહાડયું કે કાનપુરનો કૂવો પૂરી નાંખવો.'

'તો તો સીસોદિયાનાં ઈતિહાસ ને વીરત્વ પૂજાણાં, 'પછનાં વાવેલાં ઝેરવેર ભૂલાણાં.'

'ચિતોડના દુર્ગશિખરે ને દિલ્હીના રાજગૃહે મેવાડનો સૂરજમુખો ઝુંડો ફરકે છે હવે. ને પછી ભારતીય મહાપ્રજાના પ્રજાપ્રવરોએ જલિયાનવાલા બાગનું પ્રજાસ્મારક પૃથ્વીપેટાળમાં પૂરી દીધું.'

'ઉરની ઉદારતામાં ભારત બીજે નંબરે કદી નહિ બેસે. ચાળીસ કરોડની મૈત્રી બ્રીટને માગી જાણી ખરી આખરે.'

'માનવવંશની કાળવહી હવે બોલશે કે હિન્દબ્રીટનનો દૈવયોગ જગતકલ્યાણનો કાળયોગ છે. ઈસ્લામને ને શીખને ડેપ્યુટી વાઈસરોય સ્થાપ્યા, ઈંગ્રેજ સેક્રેટરી થયો, અને પારસી પરદેશમન્ત્રી ચૂંટાયો. ક્ષાત્રકુલાવતંસ સેનાપતિ ને શિવાજીસન્તાન ને નિઝામવંશી ચૂંટાયા ઉપસેનાધિપતિઓ. એમ મન્ત્રીમંડળ ચૂંટાયાં. બ્રીટને કહ્યું હિન્દને વેસ્ટમીનસ્ટર સ્ટેચ્યૂટમાં મૂકિયે. હિન્દે ના પાડી. પછી હિન્દબ્રીટનનું સમાનતાની સન્મૈત્રીનું તહનામું થયું. ભારત બ્રીટનના જગતરાજમાર્ગનું દિગ્પાળ બન્યું. વિદ્યુતનેત્રી બંગાળણ થઈ શિક્ષણમન્ત્રિણી ને ઘરરખુ ગુર્જરસુન્દરી છે કોશાધ્યક્ષિણી. એકએ આદેશો હજી

આજકાલ આવશે.' આત્મજિતે ઇતિહાસનાં નવપરિવર્તન ભાખ્યાં.

'એ જાય આભઉડન્તો કૈલાસશિખરે. ઝડપો એ વીજસન્દેશને.' એચિન્તાની વિધાત્રી ગાજી ઉઠી. કૈલાસીઓની આંખો સદા આકાશદ્દૂંઢતી ઘૂમે છે. એમની આંખો અગોચરને પેખતી.

વીજળી ઝાલવાને ટેવાયેલાંઓને એ દુર્ગમ ન્હોતું. આંખના કિરણે એ ઉડતું કિરણ દીઠું, ને પોપચું ફરકે એ પૂર્વે તો ગજવામાંથી વીજઘટિકા ઝબકી, ચાંપ ચંપાઈ, ને વીજસન્દેશ ઝડપાયો. શ્વેત વસ્ત્રમાં સોનાદોર સમો, તડકામાંના કિરણબાણ સમો એ વીજસન્દેશ ઉડતો હતો. ઘડિયાળ વાંચે એમ પછી પ્રેરણાએ વીજઅક્ષરો વાંચ્યા.

'ધુરન્ધર! ત્હારા બોલ વાગ્યા ઉગ્યા. ચોધરાજ નિર્માયા નૌકાપતિ ને જયપ્રભા નિર્માઇ વિમાનસ્વામિની. અભિમન્યુ ને ઉત્તરા સમાં એ ચોધદમ્પતીને સોંપાયાં હિન્દી મહાસાગરનાં સંરક્ષણ ને સ્વામીત્વ. યૂરોપી સેના હિન્દમાં ટો નહિ રહે હવે. પુખ્ત ઉમ્મરનાં સૌ નરનારને પ્રતિનિધિત્વનો હક્ક મળ્યો. સૌ સૈનિકો થશે.'

'નૌકાબળ ને વિમાનબળ એવાં છે–દમ્પતી જેવાં. આજ તો વિમાનનો જળપડછાયો તે જહાજ, અને જહાજની અન્તરિક્ષપ્રેરણા એ વિમાન. દુનિયાં દમ્પતીઓથી વરસેલી છે.' ધુરન્ધરે જગત્‌નો ધુરાભાવ ઉચ્ચાર્યો.

'ત્ય્હારે તો બ્રીટને ભારતને કહ્યું ખરું કે 'તું ત્હારૂં સંભાળ.' પેલા ના કહેતા કે એ કાળયોગ ઉગશે જ નહિ; પણ ઉગ્યો ખરો.'

'કાળને સીમાઓ કોણે દોરી છે ? કાળને સીમાઓ દોરે એમની સીમાઓ દોરાય.' વિધાત્રીએ વેણ નાંખ્યું.

'બ્રીટનમાં યે ભવિષ્યવાંચનારા ઈતિહાસજ્યોતિષીઓ હજી જીવે છે ખરા–અને બ્રીટનથી ન બન્યું એ ભારતે કીધું. હિન્દી મહાસાગરે કાળતુલા માંડી ને હિમાદ્રિનું કીધું તુલાફૂમતડું. ભારત થયો પૂર્વપશ્ચિમનાં પલ્લાંઓની દાંડી. પૃથ્વીખોળે, સંસ્કૃતિઓના સમન્વયરૂપિણી, માનવસંસ્કૃતિ પ્રગટી ને માનવપ્રજા જન્મી. અનુક્રમણનો યુગ બેઠો. ઈતિહાસનું નવભારત લખાવા માંડયું. ત્ય્હારે યે બ્રીટન એટલું ન ભણે કે ન બોલે ? રાજબુધ્ધિનું બ્રીટને દેવાળું ક્હાડયું નથી હજી.' ઘડાતા ઈતિહાસનો આત્મજિતે સરવાળો ઉચ્ચાર્યો.

'પણ જાણ્યું ?'

'ના. શું ?'

'પેલા તો નેપાળ દેશના રાજકુમાર નીકળ્યા.'

'કોણ ?'

'જામ રણજિતની ઉડણ સબમરીનોના નૌકાપતિ, ચોધરાજ.'

'હા–આ !'

'અને પેલી છે યદુવંશી રાજકુમારી.'

'કોણ વળી ?–એમની સાહેલી ?'

'સુભદ્રાનો અર્વાચીન અવતાર, જયપ્રભા. જામ રણજિતે બ્રીટનમાં ઉછેરેલી કેળવેલી. શીખ યુવરાજને પરણાવવાના હતા.'

'પણ–અ–અણુ ?–'

'પણ શું વળી ? આજ પરણાવે. ભારતના સૌ રાજવંશોની એક નાત થશે–એક નાત.'

'તો તો શાસ્ત્ર સાચાં પડશે ને પાછાં સ્થપાશે. પૂર્વે સૌ ક્ષત્રિયોનો એક વર્ણ હતો. કૈલાસીજી કાળબોલ બોલે છે કે જૂનું એ નવે અવતારે અવતરે છે.'

'સત્ય તો સદા સનાતન જ છે ને ?'

'હા; સત્ય સનાતન છે. ને પૃથ્વીની પીઠણી હિન્દ ને હિમાલય છેઃ' પ્રેરણા ટહૂકી.

'જાણે જગતમન્થનની ગોળીઝીલન્તો નવકૂર્માવતાર;' વિધાત્રીએ સહિયરના ટહુકામાં ટહૂકો પૂર્યો.

'પૃથ્વીનું સિંહાસન ડગમગતું હતું, સ્થિર થયું. પૃથ્વી પુણ્યવતી થઈ;' ધુરન્ધરે પડઘો પાડયો.

'ભારતના દયાનન્દો ને વિવેકાનન્દો ને રામતીર્થો, આર્યસંસ્કૃતિની સંન્યાસઝોળીઓ ભરી ભરીને, નવયુગના નવ ઈશૂ ખ્રીસ્ત સમા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, પૃથ્વીપરકમ્માએ પરવર્યા ય તે.' આત્મજિતે છેલ્લા સમાચાર કહ્યા.

'હા; કૈલાસીજીને વન્દી, આશીર્વાદ ઝીલી, અબઘડી ગયા. દુનિયાં ભારતસન્દેશભૂખી છેઃ તપોશે. વેલજાળીમાંથી અમે વન્ધા'તા એમને.' ધુરન્ધરે સાક્ષી પૂરી.

'માનવી–માનવીનું આયુષ્ય પચ્ચીસ વર્ષ વધ્યું' વિધાત્રીએ માનવવંશને આશીર્વાદ ઉચ્ચાર્યો. 'સુખનો સોહાગ સોગણો થયો. અને ત્હમારૂં યે'—

'હા; પ્રેરણા હૃદયવાસિની હતી, હવે જીવનવાસિની

થશે. આજે અલકાપ્રવેશની વરધ છે.' ધુરન્ધરે પડતો બોલ ઝીલ્યો.

'આભની પેઠે આપણી યે અંજલિઓ અણેપાત્ર થઈ:' પ્રેરણાએ ચારેયનો જીવનૂવિજય ઉચ્ચાર્યો, ને ગગનમંડળમાં ગીતટહૂકો નાંખ્યો.

ઘડીક વસન્ત, ઘડી મેહુલિયા રેલાય જો !
રત–રતની વાતો રે ફ્હાનડ ! ત્હારી બંસી મંહી.

ક્ષિતિજની પાળો ભરીને એ ગીતમધુરપ છલકાતી હતી.

મેઘ ગડગડે એવો એવે શંખનાદ ગડગડ્યો; અને ભવ્ય પગલે મલપતો મલપતો મહામેઘ પધારે એવા મેઘપગલે કૈલાસી મહારાજ પધાર્યાં. ગુફાનું મુખ આભવર્ણું હતું તે તેજવર્ણું થયું.

કૈલાસીજીના સ્કન્ધટોડલેથી પ્રારબ્ધની પોથી લટકતી હતી અને હાથમાં પંચકલ્યાણ સમી પંચશિખ આરતી હતી. સદાશિવના ત્રીજા લોચન સમો નેણચાપ વચ્ચેથી જ્યોતિપ્રવાહ વહતો.

કૈલાસી મહારાજનાં ચારે ય આત્મસન્તાનો, ચાર દિશાઓના દિગ્પાળો સમા, ચોમેર ફરતાં ઉભાં.

'માનવવંશનો કલ્યાણયોગ સાધ્યો–સધાવ્યો. પૃથ્વીજહાજનાં સુકાન વળે છે ત્હારે સહેજમાં વળે છે. कर्तुम्, अकर्तुम्, अन्यथा कर्तुम् તો કૈલાસનાથ મહાદેવ સદાશિવ છે, માનવજન્તુ તો નિમિત્ત માત્ર છે. આજે ત્હમારાં આયુષ્યનો કલ્યાણયોગ ઉગ્યો. અલકાને માર્ગે પરિયાણ માંડો ને ભાગ્યનો દરવાજો ઉઘાડો.'

કૈલાસી મહારાજ ચારેયનાં ભાગ્યબોલ બોલતા હતા.

વૃક્ષડાળી નમે એમ આત્મજિત ગ્રણમી રહ્યો ને બોલ્યોઃ 'એ ભાગ્ય ઉઘાડવાની ચાવી તો આપો.'

'સંસારનાં ભાગ્ય ઉઘાડવાની ચાવી છે સૌભાગિની' અથાઽતો બ્રહ્મજિજ્ઞાસા સમું સંસારસૂત્ર કૈલાસી મહારાજ ઉચ્ચર્યા. 'આવો, પ્રેરણા ને વિધાત્રી! બહુ વર્ષો વિરહવિધુરાં રહ્યાં.'—

'ગુરુદેવ! આપ જાણો છો ને શરમાવશો? અમે તો સદા નિકટ નિકટમાં જ હતાં, પરસ્પરનાં હૈયાવાસી હતાં.' ફૂલવેલ સમી નતદેહે વિધાત્રી ને પ્રેરણા પૃથ્વી ઉપર જાણે લખતાં હોય એમ બોલ્યાં.

'હા, હૈયાવાસી હતાં; હવે પરસ્પરનાં જીવનવાસી થાવ. સૂર્યની સાખે સ્નેહીઓ હવે પરણો.' બ્રહ્મસૂત્રો સમાં સંસારસૂત્રો કૈલાસી મહારાજ આજ ઉચ્ચરતા.

માન સરોવરનાં જળ વીણી વીણીને પ્રેરણા અને ધુરન્ધરે સોનાકમળોની વરમાળાઓ દમ્પતીઓ કાજે ગૂંથી રાખી હતી તે ધુરન્ધરે પ્રેરણાને અને આત્મજિતે વિધાત્રીને ધરાવી, અને ઉપર હાસ્યની ચન્દની છાંટી.

પેલું કસ્તૂરીમૃગલું તો પ્રેરણાના અને વિધાત્રીના પગમાં વારાફરતી લપ્પાતું હતું.

'આયુષ્યકલ્યાણની આ પંચશિખ આરતી છે; વધાવો. એની જ્યોત જેવી પંચેન્દ્રિયોની શિખાઓ પુણ્યમયી નિષ્કલંક જ્યોતિર્મયી જ્વલન્ત સુવાસિની રાખજો. સિધાવો. આ સિધ્ધો ઉજ્જવળ માર્ગ છે અલકાનોઃ ઉંચે ને ઉંચે ચ્હડતો.'

દિશાઓ કૈલાસને વન્દે છે એમ પ્રેરણા ને ધુરન્ધર, વિધાત્રી ને આત્મજિત દેવઆરતીને ને કૈલાસીજીને વન્દી રહ્યાં.

'કૈલાસીનો સંઘ છે સર્વકલ્યાણનો સમર્પણી, જગતકલ્યાણનો બ્રહ્મવ્રતિયો. આત્મસન્તાનો ! સાંભળ્યું છે ને વળી સાંભળી લ્યો. સંસારમંડપે સદ્‌ગૃહસ્થ સમો ગુણ-ગૌરવી નથી કો, ગૃહિણી સમી સોહાગણ નથી કો, ગૃહસ્થા-શ્રમ સમો આશ્રમ નથી કો, દંપતી સમાં દેવ નથી કો. એક એક દંપતી એટલે એક એક સંસાર. આજ ત્હમે નવસંસાર સરજવાને જાવ છો.'

મેઘઘેરા એ શબ્દકોરાંઓના પડછન્દવા હિમાદ્રિની ગુફાગુફામાં પડઘા પાડતા દિશાદિશામાં ઢોળાતા હતા; અને દેવબીજ સમા માનવીમાનવીને હૈયે રોપાઈ અમરવેલ સમા પાંગરતા હતા.

'આત્મસન્તાનો ! દંપતી એટલે અમૃતવેલ. એક દામ્પત્યવેલ સ્થાપશે જગતમાં, એ એક અમૃતવેલ રોપશે. સન્તાનો ! નવસંસ્કૃતિ જન્માવો. જગત નવસંસ્કૃતિ ભૂખ્યું છે.'

ઉભય દંપતીઓનાં પગલાંઆં પુષ્પો પાથરણાં પાથરતાં, ઉપર હંસહંસીઓ છાયા પાથરતાં. કસ્તૂરીમૃગલું આગળ આગળ સુગન્ધો ઢોળાતું ને માર્ગ દાખવતું. અલકાની આનન્દનગરીની દંપતીઓ આનન્દયાત્રાએ નીસર્યાં: જાણે પ્રેમદેવનાં સનાતન સન્તાનો.

આયુષ્યની આનન્દયાત્રાના પ્રથમ પગલે ધુરન્ધરે ગાવા માંડયું:

સ્વર્ગંગાને જળ થઈ શીળા વાઇ સેવે સમીર,
છાયા ઢાળી તટ પર ઉગ્યા તાપ મન્દાર વારે;

આનન્દયાત્રાના બીજે પગલે આત્મજિતે શ્લોકાર્ધ પૂરો કર્યો:

સોનારેતે કરી ઢગલીઓ, માંહિ સન્તાડી શોધે:
એવી ખેલે મણિથી, અમરે પ્રાર્થી ત્હાં કન્યકાઓ.

'પ્રેરણા ! વિધાત્રી ! કવિકુલગુરુ કહે છે તેમ સોનલરેતમાં ગૂઢમણિ સન્તાડેલો છે તે શોધજો !' પતિદેવોએ મહાકવિને ને રસરમણાનાં પુણ્યોજ્જ્વલ સ્વપ્નાંઓને સંભાર્યાં:

'અમે તો ક્‌ય્હારના યે શોધી લીધા છે અમારા ગૂઢમણિઓ સંસારની સોનલરેતમાંથી.' સહિયરો યે મહાકવયિત્રીઓ હતી, અને કવિતઉત્તર વાળ્યો.

'ધુરન્ધરે જગતધુરા ઉપાડી–,' પ્રેરણા ટહૂકી.

'અને આત્મજિત વિશ્વવિજયે ચ્હડયો–,' રસમાં રસિકા રસ ઢાળે એમ વિધાત્રીએ સહિયરટહૂકામાં ટહૂકો પૂર્યો.

'ત્ય્હારથી જ અમે અમારા ગૂઢમણિઓ શોધી લઇ હૈયાઢગલીઓમાં સન્તાડેલા છે.' બે વાંસળીઓ ભેળી વાગે એમ સહિયરો સંગાથે બોલી.

અને સિદ્ધ કીધું કે સંસારની સોનરેતમાં રમતી કૈલાસીની કન્યકાઓ સ્વર્ગંગાની સોનરેતમાં રમતી અલકાની કન્યકાઓથી આત્મજયોતે ચન્દાવા ચ્હડે એવી છે.

સન્તાનોનાં દામ્પત્યસખ્યની પ્રથમ બે પગલીઓના રસબોલ ગુરુદેવે સાંભળ્યા; અને પછી તેજમાંથી પ્રગટયા

હતા એવા જ કૈલાસી મહારાજ તેજમાં સમાઈ ગયા. અને જતાં જતાં એ જ કવિકુલગુરુનો શ્લોકાર્ધ જગતકુંજે ગુંજતા ગયાઃ

ફ્હેં કો, સ્નેહો વણસી વિરહે જાય; તે તો, ન માણ્યે વાંછી વસ્તુ, રસ ઉપસીને, પ્રેમરાશી બને છે.

માનવમણિઓની એ લીલા સનાતન સૂર્ય નિરખતો હતો, આનન્દતો હતો, ને પૃથ્વીને આનન્દરંગે રંગતો હતો.

અલકાને માર્ગે ચ્હડતાં ચ્હડતાં એ જગતઝરૂખેથી કૈલાસીદંપતીઓ પાથર્યા જગતને જોતાં હતાં, અને જોઈ જોઇને ઉલ્લાસતાં હતાં કે સદાશિવના પરમ કલ્યાણમાર્ગે માનવવંશનો મહારથ ભારત હાંકતો હતો.

આભ ફ્રોડી લોકલોકાન્તરમાં વિચરતો ગીતટહૂકો પ્રેરણાએ નાંખ્યો; જાણે ઈતિહાસના કાળબોલ બોલતી સનાતન કૃષ્ણબંસીનો પડઘો ગાજ્યો.

સૃજનપ્રલયના મનવન્તર મંહિ વાય જો!

જુગજુગની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

સાગરસીમ સૂધી પથરાયેલા, મહાકાય ભારતવર્ષના હૈયા સમા ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાંની શરશય્યામાંથી પિતામહનો યુગયુગજૂનો મહાશબ્દ સમસ્ત ભારતવર્ષ, હિમાદ્રિનાં શિખરમંડળો, પૃથ્વીની પ્રજાકુંજો, ને મહાકાળની ગુફા ભરીને, આથમતા દ્વાપરઆરેથી કલિસન્દેશ સમો, ગાજતો હતો કે

यतः कृष्णस्ततो धर्मः, यतो धर्मस्ततो जयः.

હિન્દબ્રીટનની જ માત્ર નહિ; જગતભરની પ્રજાપ્રજામાં સમાનતાની સન્મૈત્રી છલકાતી હતી.

આભશિખરેથી કૈલાસી મહારાજ આગમ ઉચ્ચરતા હતા કે **નવયુગનો જગતસારથી ભારત છે.**

ઉંચે ને ઉંચે અલકાને માર્ગે રહડતી એ રસખેલડીઓનો ગીતટહૂકાર, વિશ્વવૃન્દાવન ઉપર ઢોળાતી કૃષ્ણબંસીના સનાતન બંસીબોલ સમો, ધર્મબોલ સમો, જયબોલ સમો, જગત ઉપર ઢોળાતો હતો. જીવનનાં કર્તવ્યધર્મ એમણે માણ્યાં હતાં; હવે જીવનની કવિતા માણતાં હતાં.

જુગજુગની વાતો રે ક્હાનડ ! ત્હારી બંસી મંહી.

  

# ગીતાવલિ

---

**ખંડ પહેલો**

ગીત ૧, પ્ર. ૩, પા ૭૭; કે આભમાં તોરણુ બન્ધાણું ત્રિલોકનાં રે.

ગીત ૨, પ્ર. ૬, ૧૨૨; દેવ મ્હેં તો દીઠા.

ગીત ૩, પ્ર. ૭, પા. ૧૪૩; નિરખજો લોકલોકના ચોક.

ગીત ૪, પ્ર. ૯, પા. ૧૬૫; અહો ! માનવકુળ જાગે છે.

ગીત ૫, પ્ર ૧૦, પા. ૧૭૮; અગમ્યનાં પાથરણાં.

**ખંડ બીજો**

ગીત ૬, પ્ર. ૧૨, પા. ૧૯૯; સ્વર્ગંગા સેંથીમાં સોહામણી.

ગીત ૭, પ્ર. ૧૨, પા. ૨૦૦; ગગનમંડળમાં વહે છે વીજળી.

ગીત ૮, પ્ર. ૧૨, પા. ૨૦૧; બ્રહ્મની પુત્રી વડી વિધાત્રી છે.

ગીત ૯, પ્ર. ૧૨, પા. ૨૧૬; અહ ! રૂપ શું ? એ જગ સદા પૂછતું હતું.

ગીત ૧૦, પ્ર. ૧૪, પા. ૨૩૬; ભાઈ ! મ્હેં તો મહાદીક્ષા ધારી.

ગીત ૧૧, પ્ર. ૧૪, પા. ૨૫૩; ઉપાડી ગાંઠડી વેઠની રે.

ગીત ૧૨, પ્ર. ૧૪, પા. ૨૫૭; આગમની વાતો કહો, વાતો કહો.

ગીત ૧૩, પ્ર. ૧૭, પા. ૨૮૮; ગેબના મન્ત્રો લખે ગંગોત્રી.

ગીત ૧૪, પ્ર. ૧૭, પા, ૨૯૪; ત્‍હારે નેણુલે ઠમકે મોર.

ગીત ૧૫, પ્ર. ૧૮, પા. ૩૦૮; સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ગીત ૧૬, પ્ર. ૧૯, પા. ૩૨૨; એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ.

ગીત ૧૭, પ્ર. ૨૦, પા. ૩૩૪; દુંદુભિ વાગે છે મહાકાળનાં.

## ખંડ ત્રીજો

ગીત ૧૮, પ્ર. ૨૧, પા. ૩૪૪; ગગને રવિજ્યોત ડોલતી.

ગીત ૧૯, પ્ર. ૨૧, પા. ૩૪૫; ઇતનો કર કામ હમારો.

ગીત ૨૦, પ્ર. ૨૨, પા. ૩૪૭; સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

ગીત ૨૧, પ્ર. ૨૩, પા- ૩૭૨; અમે તો આહીરિયાં અજાણ.

ગીત ૨૨, પ્ર. ૨૭, પા. ૪૨૩; જગતનો દેવમુગટ હિમવાન.

ગીત ૨૩, પ્ર. ૨૭, પા. ૪૩૮; થનગન થનગન થનગે છે માનવમોરલો.

ગીત ૨૪, પ્ર. ૨૮, પા. ૪૪૧; જુગજુગની વાતો રે ક્‌હાનડ! ત્‍હારી બંસી સંહી.



રા. વિ. પાઠક : હી. શ. પાઠક